# પદ્યસમુચ્ચય

તથા

## પૃથુરાજ ચૌહાણનું ટિપ્પણ.

સંપાદક
ચતુરભાઈ પુ. પટેલ
બી. એ.

મુંબઈ યુનિવર્સિટીની સને ૧૯૩૦ની સ્કૂલ લીવિન્ગ પરીક્ષામાં નિયત થયેલ

# પદ્યસમુચ્ચય

તથા

લોકકવિ શામળકૃત

# પંચદંડ

(પાઠ પંચદંડનો સાર, પાત્રનિરૂપણ, કવિજીવન, ટિપ્પણ,
વ્યાકરણ, વ્યુત્પત્તિ, તથા પૃથુરાજ ચોહાણના ટિપ્પણ સહ)




સંપાદકઃ–

**ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ. બી. એ.**

વસો. (નડિઆદ થઈને)

હાલ–પાટણ હાઈસ્કૂલ, પાટણ.

(ઉ. ગુજરાત.)



પ્રકાશકઃ–

**મેસર્સ મંગલદાસ એન્ડ સન્સ.**

ભાગાતળાવ, સુરત.

કિં. ૧–૨–૦

# પ્રસ્તાવના

સને ૧૯૩૦ની મુંબઇ યુનિવર્સિટીની સ્કૂલ લીવિંગ પરીક્ષા માટે મંજુર થયેલ આ "પદ્યસમુચ્ચય" પસંદગીની દૃષ્ટિએ અતિ ઉત્તમ છે; તેમાં પસંદ કરનારે વિષયની વિવિધતા દૃષ્ટિમાં રાખી છે, તથા ટૂંક પણ રસિક અનેક કવિઓના કાવ્યો પસંદ કરવામાં ઘણા કવિઓને ઉચિત સ્થાન આપ્યું છે; તેમજ પોતાના રસજ્ઞતા પણ બતાવી છે. પરીક્ષાનો પ્રશ્નપત્ર કેવો નીકળશે તેના ઉપર પસંદગીને કશું લેવા દેવા નથી.

આ પુસ્તક પ્રકટ કરવાનો મુખ્ય હેતુ શુદ્ધ અને સસ્તી સસ્તી પ્રત પૂરી પાડવાનો છે. શુદ્ધિપત્ર આપવું પડે છે, એ શુદ્ધિની દૃષ્ટિએ એક ઉણપ કહેવાય; છતાં અશુદ્ધિ બહુ જુજ રહેલી છે. મુખ્ય મુખ્ય અશુદ્ધિ શુદ્ધિપત્રમાં આપેલી છે. તે પ્રમાણે પ્રથમ સુધારી વિદ્યાર્થીઓ વાંચે, એમ આગ્રહપૂર્વક વિનંતિ છે. મુદ્રણકામ સફાઈદાર અને બને તેટલું કાળજી-પૂર્વક થયાનો સંતોષ થાય છે. પુસ્તકના સસ્તાપણા સંબંધી અનાયાસેજ હેતુ પાર પડતો જણાય છે; તેમાં કેટલીક બાબતો આડકતરી રીતે સહાયભૂત થાય છે, તે વાત સુજ્ઞ વાંચક સમજી શકશે.

દરેક કાવ્યને અંતે "અભ્યાસ" વિભાગ આપવામાં આવ્યો છે. આમાં પૂછેલા પ્રશ્નો વિદ્યાર્થીઓને પરીક્ષામાં ઉપયોગી થશેજ, પણ એનો મુખ્ય હેતુ તો દરેક કાવ્યનો સ્વતંત્ર રીતે ઊંડો અભ્યાસ પ્રથમથીજ થાય તે છે. વિદ્યાર્થીઓએ પ્રશ્નોના જવાબ જાતે તૈયાર કરવા. ટિપ્પણમાંથી ઘણા પ્રશ્નોનું નિરાકરણ થશે, છતાં જેનું નિરાકરણ ન થાય તેવા

પ્રશ્નો વિદ્યાર્થી શિક્ષકને પૂછી લે, એ હેતુથી આ નવીન વિભાગ રાખ્યો છે. પરીક્ષામાં "કાવ્યની ખૂબીઓ" પૂછે છે. આ ખુબીઓ અલંકાર વગેરેથી સધાય છે. તે જાતના પ્રશ્નો પણ 'અભ્યાસ'માં છે.

"પૃથુરાજ ચૌહાણ અને ચંદ બરદાયી" ઉપરનું ટિપ્પણ પણ આની સાથે જોડવામાં આવ્યું છે. આજથી છ વર્ષ ઉપર ચંદનો રાસો વાંચતાં કરેલી નોંધપોથીનો આધાર આ ટિપ્પણમાં લીધો છે. ચંદે વાપરેલા "અનંદ સંવત્"ની સમજૂતી તેમાં આપી છે, તથા કેટલાક નવીન છંદો પણ આપ્યા છે. તે ઉપરથી ચંદની કાવ્યશકિતનો વિશેષ ખ્યાલ આવશે, અને સાથે વિશેષ માહિતી પણ મળશે. રા. મણિલાલે મૂળ રાસોમાં જે ફેરફારો કર્યા છે તે ટિપ્પણમાં યથાસ્થાન બતાવ્યા છે, તેમજ ઐતિહાસિક સાલોનો બને તેટલો મેળ બેસારવા પ્રયાસ કર્યો છે. એકંદર ટિપ્પણ વિદ્યાર્થીઓને પાઠયપુસ્તક સમજવામાં અને નવીન વાતો જાણવામાં ઉપકારક થશે, એમ આશા છે. યુનીઅન હાઈસ્કુલના વિદ્વાન માસ્તર હરિલાલ શાહે પ્રુફો તપાસીને ઉપકાર કર્યો છે. તેમજ મેસર્સ મંગલદાસ એન્ડ સન્સે આ પ્રત છપાવવા તેમજ પ્રસિદ્ધ કરવાનું સાહસ કર્યું છે. વિદ્યાર્થી વર્ગ અને શિક્ષક વર્ગ એમના સાહસને ઉત્તેજન આપો.

"પાત્રનિરૂપણ" વિભાગમાં પાત્રોનાં નામ તથા પંક્તિઓ "બૃહત્ કાવ્યદોહન"માંથી લીધેલાં છે. તે બન્નેમાં ફેર છે, પણ તે ફેર બહુ મહત્વનો નથી.

વસો. ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ
પાટણ હાઈસ્કૂલ,
તા ૨૧-૫-૨૯. પાટણ.

# સમાવેશ

# પંચદંડ

---

## સાર

કુશળ રાજાથી પણ જેનો નીકાલ ન થાય તેવા કામનો ન્યાય આપતા ગોવાળીઆઓને જોઇને, તે સ્થાનમાં કાંઇક ચમત્કાર છે, એમ જાણી જે જગ્યાએ બેશી ગોવાળીઆ ન્યાય આપતા હતા તે સ્થાન રાજા ભોજે ખોદાવ્યું. નીચેથી બત્રીસ પૂતળીયુક્ત એક સિંહાસન નીકળ્યું. તે પરદુ:ખભંજન-પરનાર સહોદર-વડહથ વિક્રમ રાજાને બેસવાનું સિંહાસન હોવાથી જે રાજા તેના જેવાં પરોપકારી કામો કરી લોકોને સુખી કરે તેજ રાજા તેની ઉપર બેશી શકે, એમ કહી પૂતળીઓ ભોજરાજાને તેની ઉપર પગ ધરતાં અટકાવે છે, અને પૂતળીદીઠ એકએક વાર્તા રાજાને સંભળાવવામાં આવે છે. આ દરેક વાતમાં વિક્રમનાં પરાક્રમ વર્ણવેલાં હોય છે. આ પ્રમાણે બત્રીશ પૂતળીઓએ ભોજરાજાને કહેલી વિક્રમની વાર્તાઓના સમૂહને "સિંહાસન બત્રીશી" અથવા "બત્રીશ પૂતળીઓની વાર્તા" કહે છે.

"પંચદંડ" નામની વાર્તા હંસા નામની પૂતળીએ કહેલી આઠમી વાર્તા છે. તેનો ટૂંક અહેવાલ આ પ્રમાણે છે: રાજા વિક્રમ એક વખત સવારમાં વનવિહાર કરવા પોતાના નગર બહારના બગીચામાં ગયો. સાંજે પાછા વળતાં નગરમાં દેવદમની નામની ધાંચણના ઘર આગળ પુંજાની રજ રાજાના શરીર ઉપર પડવાથી રાજાના નોકરો તેની દાસીને ખુબ પીટે છે. એટલે ધાંચણ પોતાનો જુજ પ્રભાવ જણાવવા રાજમાર્ગમાં એક અભેદ્ય ભીંત દંડપ્રહારથી ઉત્પન્ન કરે છે. ઘણા પ્રયાસો કર્યા છતાં તેમાંથી રજમાત્ર ન ખરી ત્યારે દેવદમની રાજાને કહે છે કે જે પંચદંડ લાવી શકે તેજ તેને ખસેડી શકે. રાજા અન્ય રસ્તે થઈ ઘેર જાય છે. રાજા પંચદંડ શી રીતે લાવવા તે ધાંચણને પૂછે છે; પણ ધાંચણ જવાબ આપે છે કે ગમે તે માણસ એને લાવી શકે નહીં. જે

એની છોકરી નિર્મળ દમનીને ઘૂતમાં હરાવે તેજ માણુસ તેને લાવી શકે. તે ઉપરથી રાજા તે ધાંચણની છોકરીને બોલાવી ઘૂત રમે છે. અન્તે હરસિદ્ધ માતાએ કૃપા કરી બતાવેલા ઉપાયથી તે છોકરીને રાજા જીતે છે, અને તેની સાથે ગાંધર્વ વિધિથી લગ્ન કરે છે. ત્યાર પછી ઘાંચણ તેને પ્રથમ દંડ લાવવાનો ઇલાજ બતાવે છે.

## (૧) ઉડણદંડની પ્રાપ્તિ.

કોકણ દેશમાં સોપારાગઢ નામના ગામમાં શિવશર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે છોકરાંને ભણાવવાનું કામ કરતો હતો. તેની પત્ની ઉમાદેવી પાસે આ ઉડણદંડ છે, એમ કહી રાજાને ત્યાં જાગૃત રહેવા દમનીએ ઉપદેશ આપી મોકલ્યો. ઉમાદેવીને જોગણી થવું હતું, એટલે ચોસઠ જોગણીઓને ભક્ષ્ય આપવા ચોસઠ બત્રીશલક્ષણા પુરુષો તે એકઠા કરતી હતી. રાજા વિક્રમના જવાથી ચોસઠની સંખ્યા પૂરી થઈ જાણી એક રાત્રે તે બાઈ આંગણાની આમલી ઉપર બેશી દંડ-પ્રહાર કરી આકાશમાર્ગે ચાલી જોગણીઓને મળી. નીચે ઝાડની બખોલમાં વિક્રમ પણ બેશી ગયો હતો. તેણે સઘળી વાત સાંભળી લીધી કે તે સ્ત્રી પોતાને, તેના પતિને, અને બીજા બાસઠ બટુકોને નૈવેદ્ય તરીકે ધરવા ઇચ્છતી હતી. રાજાએ બધાને આ બાબત ચેતાવ્યા. વખત આવતાં સંકેત પ્રમાણે રાજા તે દંડ લેઈ નાઠો, અને બીજા બટુકો તથા ઉપાધ્યાય પણ નાઠા. જોગણીઓએ આવી ઉમાદેવીનું, અન્ય ભક્ષ્યને અભાવે, ભક્ષણ કર્યું.

## (૨) અજીતદંડની પ્રાપ્તિ.

પેલા ત્રેસઠ પુરુષોને દૂર ગયા પછી એક ઝાડ નીચે મૂકી રાજા પાસેના નગરમાં કાંઈ ખાવાનું લેવા ગયો. નગર બધું ઉજ્જડ હતું. માણસનું જણ્યું ત્યાં કોઈ દૃષ્ટિએ પડતું ન હતું. છેવટે રાજમહેલમાં પેઠા પછી તેણે એક કારણરૂપ બિલાડીને જોઈ. બિલાડીની સંજ્ઞાને અનુસરી રાજાએ તેને અંજન આંજી સ્ત્રી બનાવી. પછી તે બાઈએ તેને સઘળી

વાત જણાવી કે રાક્ષસે આ શહેરને ત્રાસ આપ્યો, તેથી લોકો નગર છોડી ચાલી ગયા, તેનાં માબાપ પણ મહેલ મૂકી પરદેશ વસવા ગયાં છે, અને પોતાને રાક્ષસે રાખી આ દશામાં મૂકી છે. આ રાક્ષસની પાસે અજીત દંડ હતો. તે દંડ રાક્ષસને, સાંજે મહેલે પાછો આવ્યો તે વખતે, મારી રાજા લેઈ લે છે. કોકણુ દેશના રાજાની એક કન્યા તથા આ કન્યા, અને બે દંડ લેઈ રાજા પોતાના નગર ઉજ્જયિનીમાં આવ્યો, અને દમનીને બન્ને દંડ બતાવ્યા, અને ત્રીજો દંડ કોની પાસે છે તે જાણી લીધું.

## (૩) રત્નમંજરી પાસેથી અભયદંડની પ્રાપ્તિ.

ત્રંબાવટી નગરીમાં રત્નમંજરી નામની રાજકન્યા રહેતી હતી. આ બાઇ વિક્રમની શ્રાંચણુ પત્ની **દમનીની** સહિયર થતી હતી. રાજાના જતા પુર્વે સહિયર ઉપર વિક્રમને પરણવાની સલાહ આપનારો પત્ર લખી પોપટને કોટે બાંધી પોપટને ત્યાં મોકલે છે. પણ તે સ્ત્રી બીજા કોઈ રાજાને વરવાની ઇચ્છા રાખે છે. તેનો એક દૂત આવી બાઇને લેઈ જાય તે પૂર્વે રાજા વિક્રમ આવી પહોંચે છે, અને દૂતને મારી અભયદંડ વગેરે લેઇ લઈ દૂતરૂપે વિક્રમ બાઇને ઊંટ ઉપર બેસાડી ચાલતો થાય છે. માર્ગમાં રત્નપુર નામના નગરની ભાગોળે રત્નમંજરીને બેસાડી રાજા નગરમાં સામગ્રી લેવા જાય છે. આ વખતે રાજાનો પોપટ તે નગરમાં પોતાના બંધુપોપટને મળવા નીલીગણિકાને ત્યાં આવ્યો. તેણે ભાઇને રત્નમંજરીના વિક્રમ સાથેના લગ્નની આગાહી પોતે આણેલા પત્ર ઉપરથી કરી. ગણિકાએ તે વાત સાંભળી, અને રત્નમંજરીને પડાવવા વિચાર કરી ભાગોળે આવી. બાઇને એકલી જોઈ તેને ફોસલાવી પોતાને ઘેર લેઇ ગઇ. રત્નમંજરી તેનો આચાર જોઇને અને પોતાના પતિને ન દેખવાથી દુ:ખી થઈ, રાત્રે ત્યાંથી છૂટી નીકળી બળવાનો નિશ્ચય કરે છે. તે દરમિયાન વિક્રમ તેને આવી મળ્યો. તે નગરના રાજાએ તેને ઓળખ્યો, અને પોતાની કુંવરી તેને આપી. એટલામાં રત્નમંજરીની ચોરીની વાત જાણી તેનો બાપ પણ પગલું કાઢતો તે

નગરમાં આવી ચડયો. બન્ને રાજાઓ વચ્ચે ચાર દિવસ યુદ્ધ થયા બાદ, યુદ્ધનું કારણ પૂછતાં, જણાયું કે તેની દીકરીનો ચોર વિક્રમ રાજા પોતે છે. આ વાત જાણી તે રાજા ખુશી થયો, અને રત્નમંજરીનું લગ્ન વિધિસર પોતાના નગરમાં જઇને કર્યું. આ પ્રમાણે વિક્રમરાજા ફરીથી પણ બે કન્યાઓ અને એક દંડ લેઈ પોતાની રાજધાનીમાં આવ્યો.

## (૪) બ્રાહ્મણપુત્રી પાસેથી વિષધરદંડની પ્રાપ્તિ.

ઉજ્જેણીમાં વીરભટ નામના વિપ્રને ત્યાં એક બાળક કન્યા હતી. તેની પાસેથી વિષધરદંડ લાવવા દમની ધાંચણ રાજાને કહે છે. વિક્રમ રાજાએ સવારમાં તે વિપ્રને બોલાવી સારી ભેટ ધરી, પણ નિર્લોભ બ્રાહ્મણ તેનો તિરસ્કાર કરી ચાલતો થયો. રાજા રાત્રે તેના ઘર આગળ ગુપ્ત રૂપે જઈ ચર્ચા જુએ છે, એટલામાં તેની કન્યા બહાર નીકળી બજારમાં બીજી ત્રણ કન્યાઓને મળી પાતાળમાં વસતી પોતાની સખીના વિવાહમાં જવા તૈયાર થાય છે. તેમનો વિચાર એવો હતો કે સખી કુંકુમવતી જે વરને વરે તેની સાથે ચારેએ વરવું. આ નિશ્ચયથી તેમણે લગ્નની બધી સામગ્રી વસ્ત્ર વગેરે ખરીદી લીધું. મજુર શોધતાં રાજા મજુર તરીકે ખડો થયો. "માટકો" નામ ધારણ કરી રાજા વિક્રમ તેમની સાથે સાથે ચાલ્યો. બધાં હરસિદ્ધ માતાના મંદિરે આવ્યાં. ત્યાંથી દંડપ્રહારે ભૂમિભેદ કરી પાંચે જણ પાતાળમાં ગયાં. ત્યાં ચારે સખીઓ નવસ્ત્રી સરોવરમાં ન્હાવા પડી. એટલામાં વૈતાલ આવી વસ્ત્ર વગેરે લેઇ ગયો. માટકો કુંકુમવતીને ત્યાંથી વસ્ત્રો લાવ્યો. તે પહેરી ચારે સખીઓ સખી પાસે ગઈ. એટલામાં વૈતાલે પરણવા આવેલા વરને જાનમાંથી ઊપાડયો. રાજા વિક્રમ રાજરૂપ ધારણ કરી જાનીવાસે ગયો. પાંચે સખીઓને પરણી વિષધરદંડ તથા કન્યાઓ લેઈ ઘેર આવ્યો.

## (૫) કુંચી કંદાયણ પાસેથી જ્ઞાનદંડની પ્રાપ્તિ.

દમની ધાંચણ પછી ધનવન્ત શેઠના ઘરની ચર્ચા જોવા આજ્ઞા કરે છે. આ શેઠ ઘણો વૃદ્ધ હતો. ઉમર વરસ એકસો બારની, છતાં કન્યા શોધતો. તેને ઘેર તેની કન્યા ઉમર વરસ સોળની, છતાં બ્રહ્મચારિણી

રહેવા ઇચ્છિતી. શાસ્ત્રના ઉપદેશથી છેવટે તે અન્ય ધનવન્ત શેઠને પરણી. પતિની સેવા એક નિષ્ઠાથી કરવા લાગી. રાજા વિક્રમ તેને ત્યાં અદૃશ્ય રૂપે ચાર રાત્રિ રહ્યો, અને તેની ચર્ચા જોઈ. પાંચમે દિવસે આ સાધવી સ્ત્રી ઘરમાં આવેલા ચોર ઉપર મુગ્ધ બની, પતિને મારી ચોર સાથે જાર કર્મ કર્યું. વિક્રમે આ ખુની જારચોરને મારી નાંખ્યો. બાઈ પસ્તાઈ, અને સવારમાં સતી થવા તત્પર થઈ. રાજાએ આ બધું તેનું ચરિત્ર જાતે જોયું, એટલે તેને સતી થવાનો હુકમ આપતો નથી. પણ જ્યારે સ્યામકુંવર સતીએ તેને શાપ આપવા ધમકી આપી ત્યારે રાજાએ પાસે જઈ રાતનું તેનું પરાક્રમ કહી સંભળાવ્યું. બાઈ ઠંડી પડી, પણ તેનું માન સાચવવા રાજાને તેણે વીનવ્યો, અને કહ્યું કે બધી સ્ત્રી મારા જેવીજ છે.

" સર્વ સૃષ્ટીમાં સરખી નાર, અંતર આણો ના જ લગાર;
લાખે એક નારી નરી, કોટી વાર શું કહિયે ફરી !"

રાજા એ વાતની ખાત્રી પૂછે છે ત્યારે સ્યામકુંવર તેને કુંચી કંદોયણ પાસે જવા ફરમાવે છે. બાઈ સતી થઈ, અને વિક્રમ અદૃશ્યરૂપ ધરી કુંચીને ઘેર આવ્યો; પણ કંદોયણ પ્રતાપદંડના પ્રભાવે તેને દેખી ગઈ, અને આવવાનું પ્રયોજન પણ જાણી ગઈ. કંદોયણે કહ્યું કે જો બધી સ્ત્રીઓ એક સરખી છે એમ તારે જાણવું હોય તો પ્રથમ પ્રતિજ્ઞા કર કે તું કદાપિ તેનો દંશ મનમાં નહીં રાખે. આ પ્રમાણે વચન લેઈ રાજાને તેણે પેટીમાં પૂર્યો. એટલામાં રાજાનો પ્રધાન કંદોયણને પૂછવા આવ્યો કે તેને રાણી ચાહે છે, અને સંદેશા મોકલે છે તો તેણે મહેલમાં શી રીતે જવું. કંદોયણ પ્રધાનને તેજ પેટી ઉપર બેસાડી દંડપ્રહારથી ઉરાડે છે. પ્રધાન વિક્રમની રાણી સાથે રાત્રિ ગાળી સવારમાં વહેલો પાછો આવ્યો. વિક્રમે પેટીમાં રહી બધું જાણી લીધું, અને તેને ખાત્રી થઈ કે તેને ઘેરજ આવું કબાડુ છે. પછી કંદોયણે તેને પાંચમો જ્ઞાનદંડ આપી દીધો. અભેદ્ય ભીંત તૂટી. ઈન્દ્રે ઈન્દ્રાસન મોકલ્યું. પાંચે દંડ તે ઉપર જડવામાં આવ્યા, અને તેમનું છત્ર વિક્રમને માથે ધરાયું. વિક્રમના મુઆ પછી ભૂમિમાં પેઠેલું આ સિંહાસન ભોજને હાથ ચડયું.

# પાત્રનિરૂપણ

**દમની ઘાંચણ**—દમની બહુ પરાક્રમી, કરામતવાળી, અને અતિ પ્રગલ્ભ બાઈ છે. શક્તિનો ઘમંડ રાખી રાજાને પણ હિસાબમાં લેખતી નથી. વિક્રમ જેવા પ્રાતઃસ્મરણીય રાજાની સવારી આવતાં તેની ઉપેક્ષા કરી પોતાની દાસીને વાસીદુ વાળવા હુકમ કરે છે. દાસી આનાકાની કરે છે ત્યારે તેને ધમકાવે છેઃ—

"છાર વાળરે ભુંડી રાંડ, મોટો રાય શું દેશે દંડ?
તને મારે તો દંડજ દઉં, કહે તો સર્વસ્વ ખૂંચી લઉં;
કહે તો ઉડાડું આકાશ, એટલું જોર રાખું હું પાસ."

દાસીને રાજા બીજો કોણ હોઈ શકે, દાસીનો રાજા તો પોતે, એમ ઘાંચણ સમજે છે. "તારો રાજા ક્યમ હું કહું, મારૂં વચન કેમ લોપે તું?" આ તેને સત્તા કેટલી પ્રિય છે, અને તેનો ઉપભોગ કેવો કરે છે, તે બતાવી આપે છે. શક્તિનો પ્રભાવ પ્રસંગ આવતાં જણાવવા ચૂકતી નથી. રાજાના નોકરોએ દાસીને મારી ત્યારે તેણે અભેદ્ય ભીંત માર્ગમાં ઉભી કરી, અને રાજાને અન્ય માર્ગે જવા ફરમાવ્યું.

તેની પ્રગલ્ભતા રાજાની સમક્ષ નીચેના શબ્દોમાં તેણે પ્રકટ કરી છે. અભેદ્ય ભીંત તોડવાનો વ્યર્થ પ્રયાસ કરતો જોઈ રાજા પ્રત્યે તે બોલી—

"સૂંઠ તણો એક ગાંઠિયો, નથી ખાધો કો માય;
નથી મૂછ મુખ કો તણે, જે ભીંત પાછી હઠાય."

ઘાંચણને અનેક વસ્તુઓનું જ્ઞાન છે, ગામની અને બહારની અનેક વિશિષ્ટ વ્યક્તિઓને તે ઓળખે છે, અને રાજા વિક્રમ સરખો માણસ પણ તેની શક્તિથી અંજાઈ માનપૂર્વક દરબારમાં તેને બોલાવે છે. બાઈ સલાહ આપવામાં કુશળ અને સીધી છે.

**ઉમાદેવી**—વિપ્રસ્ત્રી હોવા છતાં ઉમાદેવી ઘણી સાહસિક. પોતાનો હેતુ પાર પાડવા પોતાના ધણીનો પણ નાશ કરતાં તેને જરા આચકો આવતો નથી. બ્રાહ્મણી હોવા છતાં જોગણી થવાની ઇચ્છા રાખે છે. મનકર્મનો ભેદ સારી રીતે કરી જાણે છે: જે છોકરાંને પોતે મારવા ઇચ્છે છે તે છોકરાં પ્રત્યે પેટનાં છોકરાં કરતાં વિશેષ સ્નેહ બતાવી બીચારાં ભોળાં બટુકોને ગાફલ રાખે છે. ખાટકી અને ઉમાદેવી વચ્ચે બહુ અંતર નથી.

"કરે ગોરાણી હેતજ ઘણાં, આપે સાકરિયાં ધાણી ચણાં;
ઉદર તણો જેવો હોય તન, એથી અદકું રાખે મન."

ખાટકી પણ આવી રીતેજ વધ્ય પશુને પાળે પોષે છે. ધ્યેય પણ બન્નેનું એકજ છે. શંકરપત્નીનું નામ ધારણ કરનાર આ બાઈ વાંઝણી હોવી જોઇએ, નહીં તો આટલી ક્રૂરતા સ્ત્રીહૃદયમાં કેમ પ્રવેશ પામે ? તેનું સાહસ શૂરવીર પુરુષના જેવું, પણ હૃદય તો ખાટકીનું. બ્રાહ્મણનાં ખોળીઆમાં હોવા છતાં સ્નેહનો છાંટો સરખો પણ હૃદયમાં નથી.

**રત્નમંજરી**—રત્નમંજરીનું ચારિત્ર કાંઈક મનસ્વી, શીલયુક્ત, ભોળું, અને કાંઇ પ્રગલ્ભ જણાય છે. પોતે રાજાની દીકરી છે. સહિયરને દુઃખે ખુશીથી દુઃખી થવા ઇચ્છતી નથી, પણ જખ મારીને સહિયરે સૂચવેલા માર્ગનું ગ્રહણ કરે છે. પોતાના બાપની જાણ બહાર પતિને શોધે છે, અને નાશી જવા પણ તૈયારી કરે છે. મનનો માન્યો ન મળ્યો, એટલે બીજે નંબરે વિક્રમ રાજાને માન અને આદરપૂર્વક પરણી તેની અનન્યભક્તા સ્ત્રીનું પદ સાચવે છે. નીલી ગણિકાનાં પ્રલોભનો "પલંગ પાન ને હારડા" તેની પવિત્ર હૃદયગુહામાં બિલકુલ પ્રવેશ મેળવી શક્તાં નથી. ગણિકાનું સુંદર ઘર તેને ખાટકીના ઘર જેવું ભયાનક લાગે છે. પતિવિયોગથી અધીરી બની બળી મરવા તૈયાર થાય છે, તેમ પરપુરુષ સાથે બોલવાનું પણ તેને રુચતું નથી.

"વિજોગ પડ્યો પરણ્યા તણો, સાચું માનો એહ.
કાષ્ઠ ભક્ષીને હું મરું એટલું મારે કામ;
બીજાશું બોલું નહીં, કોય ન લેશો નામ."

બાઈ ભોળી છે, કારણ નીલી ગણિકાના કપટવચનથી તે ભોળવાઈ જાય છે, પણ તે વિક્રમને વરાંસેજ.

"મુજને તુજશું અદકું હેત, તું તો મારી સગી ભાણેજ;
તું સગી ભગિનીની દીકરી, વારું થઈ વિક્રમશું વરી."

તેની પ્રગલ્ભતા નિર્મળ ધાંચણને આપેલા પ્રત્યુત્તરમાં દૃષ્ટિગોચર થાય છે.

"ઘેલી રાંડ ધાંચણ દીકરી, તારુ પાપ જે એને વરી;
મારું રત્નમંજરી નામ, નવ રહું વિક્રમ ગુલામ.
એવા કંઈ આવે ને જાય, વિક્રમ તો તુજને ગંધાય."

પરંતુ આ કપટવચનો જણાય છે. પાસે બેઠેલી સખી વિક્રમ રાજા પ્રત્યે તેનો કેવો ભાવ છે, તે ન જાણી જાય માટે આવાં ઉભડ વચન બોલે છે, પણ અંદરથી તો તેનો ભાવ હોય તેમ સૂચવે છે,

કારણ—"હસી પડી તે સૈયર સાથ, જો આવે વિક્રમ મુજ હાથ,
મહિપત બાંધું મારે ઘેર, કોઇ ન જાણે તેની પેર;"

હાસ્યનું કારણ તેનો હૃદયગત વિક્રમ પ્રત્યેનો સ્નેહ છે. તેના હૃદયમાં વિક્રમને વાસ્તે પ્રથમથીજ સ્થાન હોવાનું જણાય છે. જુગારી નામધારી વિક્રમના હાથમાં તે પડે છે ત્યારે જે પસ્તાવો પોતે કરે છે તે ઉપરથી તેનો વિક્રમ પ્રત્યે પ્રેમ સ્હેજ જણાય છે.

"પરદુ:ખભંજન સુખકરણ, અજીત અભેદી આપ;
એવો પુરુષ મેં પરભવ્યો, ભોગવું તેનાં પાપ.
× × × ×
સુરજ દેવ સાક્ષી તમો, નિર્મળ તારું નામ;
મેળો કરજો મહીપતિ, કરો કામિનીનું કામ."

વળી જુગારી તેને પોતાના મનનું આપ (સહજ ભાવ) જણાવવા કહે છે, ત્યારે રત્નમંજરી વિક્રમનું નામ લેઈ "તેને મળવા મન ઘણું,

જે નારાયણ નૂર." એમ જણાવી વિક્રમ પ્રત્યેનો પોતાનો સહજ ભાવ સ્પષ્ટ પ્રકટ કરે છે.

**શ્યામકુંવર સતી**—એકસો બાર વરસના શ્રીમંત ડોસાની તે કન્યા છે. તેના બાપે તેને પોતાના છન્નુમા વર્ષમાં જન્મ આપ્યો, તેમ બન્નેની ઉમર ઉપરથી જણાય છે. વૃદ્ધ ડોસો આટલી ઉમરે ફરી પરણવા ઇચ્છે છે, ત્યારે નવયૌવના શ્યામકુંવર નૈષ્ઠિક બ્રહ્મચારિણી રહેવા સંકલ્પ કરે છે, અને પુરુષનું મુખ જોવા પણ ઇચ્છતી નથી. "નરનું મુખ જોવું નહીં, નરશું ન કરૂં પ્રીત;" આ તેના સંકલ્પ અને પછીના વર્તનથી હસવું આવે છે. કુંવારી કન્યાને ડગલે ડગલે થતા પાપના અને પતિ-સેવાના પુણ્યના શાસ્ત્રવચનશ્રવણથી તે અન્ય ધનવન્ત નામના વૃદ્ધ વણિકને છેવટે વરે છે. તેની ભક્તિ બહારથી "દયાળુ દેવી"ના જેવી નિર્મળ જણાય છે. સતી શિરોમણિ કહેવાવા લાગી, તથા લોકો તેના દર્શનાર્થે પણ આવવા લાગ્યાં. પતિ વૃદ્ધ હોવાથી "કાયિક કંથસ્વાદ"ના અભાવે તે સતી બાઈ પોતાના ઘરમાં ફક્ત ચોરીના હેતુથી આવેલા જોરાવર, સ્થૂળ, અને રક્ત ફેંટાવાળા ચોર ઉપર મોહી પડે છે. ગોસ્વામી તુલસીદાસે સતીઓના જે ચાર પ્રકાર વર્ણવ્યા છે તે પ્રમાણે આ સતી છેલ્લે નંબરે આવે છે. આજસુધી પ્રસંગના અભાવેજ તે સતી રહી છે. કામવાસના ઊંડી ધૂમાયા કરે છે, પ્રસંગ મળતાં તે ભભૂકી ઉઠે છે. કામવાસના મનુષ્યને શું કરાવે છે તેનું સુંદર ઉદાહરણ આ સતીનામધારી બાઇના વર્તનમાં મળી આવે છે. પતિને ઉંઘમાં મારવો, એ તો કાકડી ઉપર છરી મૂકવા જેવું આ બાઇને મન છે. આના કરતાં કુંવારી રહી હોત તો ઠીક. ક્યાં તેનો કુમાર અવસ્થા ભોગવવાનો સંકલ્પ, અને ક્યાં તેની આ કરપીણ ખૂન કરી વિષયસુખ ભોગવવાની લાલસા! છતાં લોકોને બતાવવા સતી થઇ. રાજાને પણ શાપ આપવા જાય છે, અને જાણે પતિને છેટું પડતું ન હોય તેમ જણાવે છે. "મારે કંથને છેટું પડે, દેવ સતીને તે તો નડે." છેવટે બધી સ્ત્રીઓ એના જેવીજ છે, એ તેના વચન પરથી રાજાને પણ પોતાની રાણીના વર્તનનો ખ્યાલ આવે છે.

**કુંચી કુંદાયણ**—બાઈ વૃદ્ધ ઉમરની છે. પ્રધાન સરખા પણ તેની મદદની અપેક્ષા રાખે છે. પ્રતાપદંડ વડે અદૃશ્યરૂપે આવેલા વિક્રમને તે જાણી લે છે. રાજા અને પ્રધાન બન્નેનાં કાર્ય એકજ સાધનથી સાધી બન્નેને કૃતકૃત્ય કરે છે. પોતાના સાધનનો બાઈ સદુપયોગ તેમજ દુરુપયોગ કરે છેઃ રાજાની બાબતમાં સદુપયોગ છે, અને પ્રધાનની બાબતમાં તેનો દુરુપયોગ થાય છે. છતાં પોતાના જ્ઞાન અને સાધનનો ઉપયોગ જરૂર પૂરતો કરે છે. બીનજરૂર કોઈના કુટિલ ચારિત્રને તે પ્રકટ કરતી નથી. જેને હસ્તામલકવત્ સઘળું જગત્ હોય તે પોતાના જ્ઞાનનો દુરુપયોગ કરે, એમ ડર રહે છે; છતાં બાઈ સહદેવ જોષીના જેવી છે.

**નિર્મળ દમની**—દેવદમની ઘાંચણની દીકરી, અને રાજા વિક્રમની દ્યૂતમાં હરાવી ગાન્ધર્વ લગ્નથી પરણેલી સ્ત્રી. તે ઘણી પરાક્રમી છે. નૃત્યકળા તો તેનીજ. પણ તેના પરાક્રમનો ભેદ જડતાં પાણીથી પણ પાતળી થઈ મન અને હસ્તની સ્થિરતા ખોનારી–રાજાએ છાણાં વીણતાં આણેલી સ્ત્રીના જેવીઃ કેવળ સૂકા રોટલાના ટૂકડા માટે તલસતી, અને રાજવૈભવથી ખિન્ન થનારી. વિશાળ અને રમણીય અંતઃપુર તેને કારાગૃહ સમાન લાગે છે, અને દારિદ્ર્યનો ભૂખ વેઠવાનું પસંદ કરે છે.

"હુંશ ન પોહોંતી આપણી, જે ધારી તી પેર;
કારાગૃહે હું પડી કામિની, વિક્રમસેનને ઘેર.
ભલું દુઃખ દારિદ્રયનું, ભલી વેઠવી ભૂખ;
તેથી ભૂંડું ભૂપ ઘર, સ્ત્રી માણસને દુઃખ."

**વિક્રમ રાજાઃ**—તેનો સમય અને ઓળખાણ

વિક્રમના કાળનિર્ણય સંબંધી બે મુખ્ય મત છે. એક પક્ષે તે ઈ. સ. પૂર્વે ૫૬–૫૭ વર્ષમાં થયો, ત્યારે બીજા પક્ષે તે ઈ. સ. ના ચોથા પાંચમા સૈકામાં થયો. શામળ પોતે અન્ય વાર્તામાં "અઉરણી જેણે અવની કરી" એમ વિક્રમ બાબત કહે છે.

**અહુરણી** નો અર્થ 'હુણ લોક વિનાની' એમ થાય. વચ્ચે જે र નો પ્રક્ષેપ કર્યો છે તેટલા પુરતું શંકાને સ્થાન છે. પણ આવો પ્રક્ષેપ બીન-જરૂરી માત્રા વાસ્તે શામળ કરે છે. " આપણું " એમ વાપરવાને બદલે " આપરણું " એમ શબ્દ શામળ વાપરે છે. તેવી જાતનો પ્રયોગ અત્રે " અહુરણી " માં શામળે કર્યો જણાય છે. પાંચમા સૈકાના ગુપ્ત વંશના રાજા ચંદ્રગુપ્ત બીજાએ હુણ લોકોને હરાવ્યા હતા, અને તે રાજા વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કરતો હતો, એટલે વિક્રમ તે ચંદ્રગુપ્ત બીજો. કાળીદાસ પણ ગુપ્તોએ હુણ લોક ઉપર વિજય મેળવ્યાની વાત રઘુવંશમાં જણાવે છે. કાળીદાસ તેના રાજ્યકાળમાં થયો. ભોજ રાજાનો સમકાલીન કાળીદાસ નથી, એ વાત ધ્યાનમાં રાખવી.

## વિક્રમ પરદુઃખભંજન.

પરદુઃખભંજનના મંગળ નામથી વિક્રમ હિન્દમાં જાહેર છે. તેનાં પરોપકારનાં કામોમાં ઘણું સાહસ, અને પ્રાણનો પણ ભય રહ્યા છતાં તે કશાની દરકાર કરતો નથી. જ્યાં દુઃખ છે ત્યાં વિક્રમ હાજર હોય છે. પ્રથમ દંડની પ્રાપ્તિ વખતે તે નાશી છૂટતો હતો, પણ બીજા ત્રંસક જણના પ્રાણ બચાવવા તે સાહસમાં ઉતરે છે.

**નગરચર્યા**—નગરચર્યા તો વિક્રમનીજઃ પ્રજાના સુખ દુઃખની, નીતિ–અનીતિની ઝીણી ઝીણી બાબતો તે જાણતો અને જાણવા તત્પર રહેતો. અદૃશ્ય વિદ્યા તેને આ બાબત ઘણી મદદભૂત થતી. આ વાર્તામાં પાણી ભરતી પનિહારીઓ જે વાત કરે છે તેમાં ઘણું સત્ય છે.

" કોઈએ છાની વાત ન થાય, ઘેર જઈને ઢૂંકે રાય;
કોઈએ હશી ન ગવાયે ગીત, કોઈએ કોઈશું ન થાયે પ્રીત "

**સ્વાભાવિક ચાતુર્ય**—વીર વૈતાલ તથા હરસિદ્ધ માતા તેને ઘણી મદદ કરે છે, અને તેના માર્ગને સરળ બનાવે છે. છતાં વિક્રમનો વિજય તેના સહજ ચાતુર્યને ઘણો આભારી છે. કેવળ સલાહ ભિન્ન ભિન્ન

નવીન ઉદ્ભવતા બારીક પ્રસંગોમાં બહુ કામ ન લાગે. ચાર કન્યાઓના પાતાળ ગમન વખતે તે કેવો કંગાલ બની જાય છે, અને જે તે પ્રકારે તેમનાં હેતુ અને કાર્ય જાણી લે છે.

**તેનો રાજધર્મ**–કોઇનો નાશ કરતાં સારાસારનો વિચાર કરી રાજાનો પ્રજા પ્રત્યે જે ધર્મ છે તેજ બજાવે છે. તેનું દરેક કાર્ય વિચાર-યુક્ત અને રાજધર્મને ઉચિત છે. શ્યામકુંવરના ચોર આશકને મારતાં પણ તે વિચાર કરે છે. તે ખુની, ચોર, અને જાર છે, એનો પ્રત્યક્ષ અનુભવ કર્યા પછી જો તેને રાજા જતો કરે તો તે પોતે રાજધર્મથી ભ્રષ્ટ થાય છે, એમ ધારી તેને મારવો, એજ રાજધર્મ સમજે છે.

**પરનાર સહોદર**–પારકી સ્ત્રીઓને તે બેન સમાન સમજે છે. કન્યાઓ હજુ પરણી પારકી સ્ત્રીઓ થઇ નથી. રાજાનો અનેક સ્ત્રી કરવાનો જૂનો જે રિવાજ છે તેને વળગી વિક્રમાદિત્ય જાણે કન્યાઓની હેડ અંતઃપુરમાં એકઠી ન કરતો હોય તેમ લાગે છે. તેનો પ્રભાવ પૃથ્વી અને પાતાળમાં પણ એટલો પ્રસર્યો છે કે ઘણા રાજાઓ તેને પોતાની કન્યાઓ આપે છે, અને ઘણી કન્યાઓને ઉપકૃત કરી વરે છે; પણ બળાત્કાર તો ભાગ્યેજ જણાય છે. ગુપ્ત વેશે ફરતાં કોઇની રૂપવતી સ્ત્રીના ઉપર તેણે કામવાસનાથી જોયું હોય, એમ શામળે કંઇ વર્ણવ્યું નથી. શામળને મન વિક્રમ આદર્શ રાજા છે.

**વિક્રમ વડહથ**–વિક્રમ રાજા મહાબાહુ હતો. તેના હાથ ઢીંચણ (જાનુ) સુધી લાંબા હતા. તેથી તે 'આજાનુ–બાહુ' કે 'અજાનબાહુ' કહેવાતો. શામળ 'આજાનુબાહુ' ને બદલે 'વડહથ' શબ્દ વાપરે છે. 'વડો છે હાથ જેનો'. મોટા હાથ ભાગ્યશાળી રાજાનું ચિહ્ન કે લક્ષણ ગણાય છે.

**પ્રતિજ્ઞાપાલક**–રાજા વિક્રમ આપેલા વચનને બહુ ચીવટથી પાળે છે. કુંચી કંદોયણે વચન લેઇને રાણીનું ચારિત્ર કેવું હતું, તે જાણવાનો રાજાને પ્રસંગ આપ્યો હતો. પોતાની સ્ત્રીના આ દુષ્ટ વર્તન

બાબત વચનથી બંધાયલો રાજા વિક્રમ મંત્રાધીન સર્પના જેવો બની રહે છે. તુલસીદાસે રઘુકુળરાજાઓના પ્રતિજ્ઞાપાલનના ધર્મનું વર્ણન કરતાં કહ્યું છે કેઃ–**रघुकुलरीति यही चली आई। प्राण जाय अरु बचन न जाई॥** એનો અમલ વિક્રમાદિત્ય ધૈર્યપૂર્વક કરે છે.

**સત્યશીલત્વ**–"વૈતાલ પંચવિંશી"માં રાજા ચોવીશ વખત નિષ્ફળ પ્રયાસ કરે છેઃ દરેક વાર્તાને અન્તે મડદું તેને નિર્ણય આપવાનું કામ સોંપે છે, અને જાણતો હોય ને ન બોલે તો બ્રહ્મહત્યાનું પાપ ચોંટાડે છે. પરિણામે રાજા જે પ્રમાણે જાણે છે તે પ્રમાણે નિર્ણય આપતાં મુખથી બોલે છે. પણ રાજા મુખે બોલે એટલે મડદું ઊડી વડ ઉપર જઇ ચોંટે. આ પ્રમાણે તેણે ચોવીશ વખત વૃથા પ્રયાસ કર્યો, છતાં સત્ય હકીકતની માગણી થતાં તે પ્રયાસભીરુ બની મૂંગો ન રહ્યો.

**ઉદારતા**–ઉદારતા તેના દરેક કાર્યમાં તરવરે છે. હાથમાં આવેલી રત્નમંજરીને દુઃખ થતાં પરદુઃખભંજન નામ યથાર્થ કરવા જુગારી વિક્રમ તેને પૂછે છે કે તું જેની પાસે કહે તેની પાસે મૂકી આવું. કન્યાઓનું સંગ્રહસ્થાન કરવાનો શોખ છતાં જોડે ઔદાર્ય પણ તેનામાં છે. અભેદ્ય ભીંત માર્ગમાં ઉત્પન્ન થતાં તેને તોડવાનો માત્ર પ્રયાસ કરી બીજે માર્ગે થઈ ચાલ્યો જાય છે, પણ ગુન્હેગારને શિક્ષા કરવાનો વિચાર સરખો પણ તેના મનમાં થતો નથી. કલાબાજ સ્ત્રી પ્રત્યે તેને અભિમાન હતું, અને યોગ્ય રસ્તો કાઢવાની તેને તાલાવેલી હતી.



# કવિજીવન

## શામળ

કવિ શામળનો જન્મ આશરે સંવત્ ૧૭૫૧ માં થયો હતો. તે અમદાવાદના વેગણપુરમાં રહેતો હતો. કવિ ઘણો ટેકીલો હતો; કોઇની પાસે જાતે ભીખ માગવા નહીં જતો, એમ કહેવાય છે. તેણે "પદ્માવતી" સંવત્ ૧૭૭૪ માં લખી. પછી તેણે 'સિંહાસન બત્રીશી' લખવી શરૂ કરી હતી. સંવત્ ૧૭૮૫માં તેણે તેની પંદર વાર્તાઓ લખી હતી. તે પછી કવિની પ્રશંસા ગુમાન બારોટે રખીદાસ પટેલ આગળ કરી. તેથી રખીદાસે શામળને સિંહુજ બોલાવ્યો, અને પસાયતાં આપી આજીવિકાની ચિન્તામાંથી તેને મુક્ત કર્યો. શામળે રખીદાસનાં બહુગાં સારાં કર્યાં છે. તેને ઉદાર ભોજરાજાની ઉપમા પણ આપી છે. શામળને પોતાની કાવ્યશક્તિનું ગુમાન હોય, તેમ જણાય છે. વાર્તાઓ તરફ તેને વિશેષ શોખ હતો. તેને 'નાનાભટ' નામના ગુરુ હતા, અને 'પુરુષોત્તમ' નામે કપૂતો દિકરો હતો. પિતાનુ નામ વીરેશ્વર તથા માતાનું નામ આનંદીબાઈ. જાતે શ્રીગોડમાળવી બ્રાહ્મણ.

**તેની મુખ્ય વાર્તાઓ:**—(૧) નંદબત્રીશી (૨) પદ્માવતી (૩) વિનેચટની વાર્તા (૪) પાનની વાર્તા (૫) વૈતાલપંચવીશી (૬) સિંહાસન બત્રીશી (૭) શિવ પુરાણ (૮) બરાસ કસ્તુરી (૯) મદનમોહના (૧૦) દ્રૌપદી વસ્ત્રહરણ (૧૧) રાવણમંદોદરી સંવાદ (૧૨) અંગદવિષ્ટિ (૧૩) ભદ્રાભામિની (૧૪) પંચદંડ (૧૫) શામળ રત્નમાળ વગેરે. શામળ સંવત્ ૧૮૨૧ સુધી હયાત હતો, એમ તેના લખાણ ઉપરથી જણાય છે.

શામળે જનતાના મીઠાબોલા પણ કર્તવ્યનિષ્ઠ શિક્ષક તરીકેનું કામ કર્યું છે. વાર્તારસના ઓઘથી શ્રોતાને ખુશ કરે છે, પણ વચ્ચે વચ્ચે ઉપદેશ પણ મધે વળગાડીને કે નગ્ન સ્વરૂપમાં આપે છે, પુનરુક્તિ તેનાં કાવ્યમાં ઘણી થાય છે. શામળને મન તે દોષ નથી. તેને

તો ઉપદેશ ઠોકી ઠોકીને કરવો છે. શિક્ષણ-શાસ્ત્રમાં પણ આવી પુનરુક્તિને આવશ્યક સ્થાન છે.

**શામળના છપ્પા**—શામળની 'રત્નમાળ'માં અનેક નીતિવિષયક છપ્પાઓ છે, તેમજ તેની અનેક વાર્તાઓમાં પણ અનેક સ્થળે છપ્પાઓ લખવાની તેને ટેવ છે. શામળ તેની વાર્તા કરતાં છપ્પાથી વધારે પ્રખ્યાત છે. તેને નૈતિક અને વ્યાવહારિક જ્ઞાનનો ઉપદેશ આપવાની ઉત્કટ ઇચ્છા વાર્તામાં સ્થળે સ્થળે થાય છે. તેવે વખતે તે છપ્પો લખી દે છે. આથી એમ લાગશે કે વાર્તારસમાં ક્ષતિ પહોંચે છે; પણ શામળને મન તે વસ્તુ આવશ્યક લાગે છે. વાર્તા વાર્તા માટે કહેવી એ તેનું લક્ષ્ય નથી, વાર્તા દ્વારા તેને ઉપદેશ આપવો છે, અને તે કામ છૂટક છપ્પા કરતાં વાર્તાના વસ્તુમાં અન્તર્ગત કરી પ્રસંગ જોઈ તેવો ઉપદેશાત્મક છપ્પો લખી દેવાથી શ્રોતાવર્ગના મન ઉપર સ્થાયી અસર થાય, એ સ્વાભાવિક છે.

**શામળની વાર્તા**—પુરાણમાંનાં પ્રખ્યાત સ્ત્રી પુરુષોનાં આખ્યાનો પ્રેમાનંદ અને તેના પુરોગામી અનેક કવિઓએ લખ્યાં હતાં. શામળના શ્રોતા અભણ, એટલે તેમને વાર્તાઓ સામાન્ય રીતે બહુ રુચે, માટે શામળે સાહિત્યમાં આ નવીન માર્ગ સ્વીકાર્યો. વાર્તાનું વસ્તુ શામળે પુરાણોમાંથી લીધું નથી, પણ એનું સ્વકલ્પિત છે, છતાં ઘણું ખરૂ વસ્તુ તેણે જૈનરાસા તથા તે વખતે પ્રચલિત લોકવાર્તામાંથી લીધેલું હોય, તેમ જણાય છે. "સિંહાસન બત્રીશી" સં. ૧૫૯૦ માં શ્રી ગુણવિજયે લખી છે. પોતાની નવીન કલ્પનાઓ તેમાં ઘણી છે. પાત્રાલેખન પ્રત્યે તેની નજર નથી, પાત્રાલેખનની કળા તેને અજાણી પણ છે, તેમ સામાન્ય શ્રોતા તેને સમજી પણ ન શકે, એટલે કવિ મનુષ્યહૃદયનાં ઊંડાં વહેણ પ્રત્યક્ષ કરવા ઝાઝો પ્રયાસ કરતો નથી. તેના શ્રોતાને સચેત કરે, તેમને ઉત્સાહ પ્રેરે, તથા માર્ગદર્શક બને તેવાં મુખ્ય લક્ષણો જણાવે છે, છતાં પાત્રો જીવતાં જાગતાં તો છેજ. તેની વાર્તામાં પુરુષો ગૌણ ભાગ ભજવે છે, મુખ્ય ભાગતો સ્ત્રીઓજ લે છે. સાહસનાં અને

વહાણવટાનાં કાર્યો તેનાં પુરુષપાત્રો કરી જાણે છે. સ્ત્રીઓ ઘણી સાહસિક અને પ્રગલ્ભ છે.

**શામળની નીતિભાવના**—શામળનો નીતિનો આદર્શ બહુ ઊંચો નથી, વ્યવહારમાં કુશળ માણસની જે નીતિ તે શામળની નીતિ છે. "થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ" એ ભાવના તેની બુદ્ધિને ગ્રાહ્ય છે, અને તેનો છચોક ઉપદેશ પણ કરે છે. આ તેની હૃદયની ભાવના હો કે પછી પોતાના શ્રોતાને ખુશ કરવા તેવો રોચક ઉપદેશ દેતો હોય. "જે ગુણ અવગુણ નહિ જાણશે, પિત્રી પિંડ લેશે નહિ." પરોપકારાર્થે જાતભોગ તેના ઉપદેશમાં ગ્રાહ્ય નથી, છતાં તેવી વ્યક્તિ પ્રત્યે તેને માન છે, એ વાત સ્પષ્ટ છે.

**શામળની કવિતા:—**

"સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે, એજ કવિજન એક."

આ તેના મુદ્રાલેખને અનુસરીને શામળની કવિતા બહુ સરળ અને સાદી છે. ભાષા ઉપર તેને સારો કાબૂ છે. શબ્દોને ઘણી વખતે માત્રા કે પ્રાસ મેળવવા મચરડી નાખે છે, અને તેમને કઢંગા અને ગૂઢ બનાવે છે. તેની કવિતામાં દર્દ નથી, અને પરિણામે તેનાં સઘળાં કાવ્યો પરલક્ષી છે. ઊર્મિનો તેમાં અભાવ છે, પણ તર્ક ઉપર તર્ક ગોઠવતાં તેને જરા પણ આળસ થતું નથી. કાવ્યના આત્મારૂપ રસનો જમાવટ તેનાં કાવ્યમાં ઘણો જૂજ છે, તેમજ અલંકારો પણ ઓછા હોવા છતાં તેની સાદી સરળ કવિતા જનસમાજના ઘણા મોટા ભાગને જ્ઞાન સાથે આનંદ આપે છે. તેની કવિતાનો ઘણોજ થોડો ભાગ વિદ્વદ્ભોગ્ય છે. તેના શ્રોતા ગામડાના અભણ લોકો હોવાથી તેનો કાવ્યરચનાનો મદાર તેમની રુચિને અવલંબીને રહેતો; એટલે વિદ્વાનોને આનંદ આપે તેવા અંશોનો તેમાં સ્વાભાવિક રીતે હેતુપુર:સર અભાવ હોયજ. તેની કવિતામાં સામાન્ય ઉપદેશાત્મક વાતો ઘણી હોય છે, અને

તેમાંનાં ઘણાં વાક્યો ગૂજરાતી ભાષામાં કહેવતો તરીકે વપરાય છે. આ કહેવતો જો કે તેની નવીન ઉત્પત્તિ નહીં હોય, પણ તેવી કહેવતોની સુંદર ગુંથણીથી શ્રોતાના હૃદય ઉપર સચોટ છાપ પડે તેમાં શંકા ઓછીજ છે.

**શામળ આમવર્ગનો કવિ**—(૧) તેની કવિતા સાદી અને સરળ: રસ અલંકારોથી સુશોભિત નથી, તથા ભાવ ગ્રહણ કરવામાં પણ બુદ્ધિને કે કલ્પનાને બીલકુલ પ્રયાસ આપતી નથી. આવી કવિતા સામાન્ય વાચકને તથા અભણ લોકોને વિશેષ રુચે. (૨) વાર્તાઓનું વસ્તુ પણ સામાન્ય અભણ વર્ગને રુચે તેવું છે. દેવદેવીઓનાં આખ્યાનો કરતાં અભણ વર્ગને તેમના જેવાં કે તેમના કરતાં સ્હેજ ચડતાં કાળા માથાનાં માનવીની વાર્તા પ્રિય થાય. (૩) શામળની શૈલી સામાન્ય વર્ગને રુચે તેવી. દોહરા, ચોપાઈ, છપ્પા, વગેરેમાં ગાતાં તેમને સુગમ પડે. તેની વર્ણન શૈલી જોમદાર અને વેગવાળી: જુસ્સો અને ઉત્સાહ પ્રેરે તેવી છે. (૪) વચ્ચે વચ્ચે વ્યાવહારિક તેમજ નૈતિક ઉપદેશ આપવાના શામળના લોભે તેની કવિતાને રસિક બનાવી છે. શામળનો ઉપદેશ આદર્શરૂપ નથી. " થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહિયે " એવી જાતનો ઉપદેશ ઘણી વખતે શામળ આપે છે. આવો ઉપદેશ સામાન્ય વર્ગને ગળે ઉતરે તેમાં નવાઈ નથી. તેનો નૈતિક ઉપદેશ ઘણી વખતે તેમને ઊંચે દોરે તેવો છે.

(૫) તેની કવિતાઓનો ઘણોખરો ભાગ વાર્તારૂપે હોવાથી તેમજ વસ્તુ પણ કાંઇક નવીન હોવાથી સામાન્ય વાચક તેની કવિતા પ્રત્યે પ્રેરાય. હાલ જેવો વાર્તા અને નવલકથાઓનો શોખ ઘણાને છે તેવોજ શોખ આખ્યાનો કરતાં વાર્તા પ્રત્યે સામાન્ય વર્ગને વિશેષ હોય તે બનવા યોગ્ય છે. (૬) તેની વાર્તાઓમાં સ્ત્રીચરિત્રનાં ઉદાહરણો ઘણાં હોવાથી રસિક અભણ વર્ગ તે તરફ આકર્ષાય તે પણ સ્વાભાવિક છે.

**શામળની સ્ત્રીઓ**—શામળની કવિતા સ્ત્રીચરિત્રનો જાણે અરીસો ન હોય તેમ લાગે છે. શામળને સ્ત્રી પ્રત્યે ખાસ કાંઈ તિરસ્કાર નથી.

સતીના પ્રત્યે તેને આદર છે, કુલટા પ્રત્યે તેને તિરસ્કાર છે. તેના જમાનામાં સ્ત્રીઓ તેવી હોય એ સંભવિત નથી. શામળે સ્ત્રીઓને આવી ચીતરી તેનું ખરૂં કારણ તો એ હોઈ શકે કે તેણે વાર્તાઓનું વસ્તુ જેમાંથી લીધું તેમાં તેવી ચીતરેલી હશે. અગીઆરમા સૈકાના કાશ્મીરી કવિ સોમદેવના "કથા સરિત્સાગરમાં" પણ સ્ત્રીઓને આવીજ વર્ણવી છે. શામળની સ્ત્રીઓ ઘણી કળાબાજ, પ્રગલ્ભ, શૂરવીર, સાહસિક, અને દંભી છે. સતીઓ અને કુલટાઓ બન્ને શામળે વર્ણવી છે.

**શામળની ભાષા**–શામળની ભાષા અર્વાચીનરૂપ પકડતી જાય છે છતાં તેની ભાષામાં જૂનાં પ્રાકૃતનાં તેમજ અપભ્રંશનાં રૂપો ઘણી વખતે દૃષ્ટિગોચર થાય છે. વળી તેણે ફારસી શબ્દોનો પણ પ્રયોગ ઘણો કર્યો છે, છતાં કેટલાક અર્વાચીન કવિઓના જેટલો તો નહીંજ. પાટનગર અમદાવાદમાં રહેતો હોવાથી તે શબ્દોનો સ્વાભાવિક રીતેજ પ્રગોગ થાય તે બનવા યોગ્ય છે.

ત્રીજી વિભક્તિના પ્રત્યય તરીકે તે " ઈ, ઇં, એ, એં " વગેરે પ્રત્યયોનો પ્રયોગ કરે છે. इ પ્રત્યય પ્રાકૃતનો છે તેમાં અપભ્રંશનો અનુસ્વાર તૃતીયાનો પ્રત્યય મળી 'ઈં,' થાય, તે ઉપરાંત 'એ' જે હાલ વપરાય છે તે પણ અપભ્રંશનો પ્રત્યય છે. તેમાં પાછો અનુસ્વાર મળે એટલે ' એં ' પ્રત્યય બને.

સાતમીનો પ્રત્યય અત્યારે 'એ' કે 'માં' છે. પણ શામળ આ પ્રત્યયો ઉપરાંત પણ અપભ્રંશનો જૂનો પ્રત્યય 'ઇ' વાપરે છે. વર્તમાનકાળ પહેલો પુરુષ બહુવચન–આનો પ્રત્યય અત્યારે સ્થિર થયો છે. તે 'ઇએ' પ્રત્યય છે: કરીએ, ખાઇએ, વગેરે. શામળ જૂના રૂપનો 'ઇ ઈં' પ્રત્યય વાપરે છે. તેમજ 'ઇયે' પ્રત્યય પણ વાપરે છે. તે ઉપરથી એમ જણાય છે કે શામળનો કાળ તે આ પ્રત્યયનો સંધિકાળ છે. હારીઇ, રચાવીઈં, કરીઈં, વગેરેની સાથે વરણિયે, મરણિયે, આવીયે, લાગીયે, વગેરે રૂપો પણ તે વાપરે છે.

આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના અપભ્રંશમાં ત્રણ પ્રત્યય હતા. ઈ, એ, અને ઉ. આ ત્રણે પ્રત્યયો શામળે વાપર્યા છે. તે ઉપરાંત 'ય' પ્રત્યય ઉપરથી આગળ વિકૃત થઈ ઉત્પન્ન થતું, આવ્ય, કાવ્ય, લાવ્ય, વગેરે રૂપો પણ શામળે વાપર્યાં છે. આ રૂપો પણ તેનો સંધિકાળ સૂચવે છે. બીજુ માનવાચક બહુવચનનું રૂપ "જાયો, આયો" જજો-આવજો, વગેરેને બદલે શામળ વાપરે છે. આ રૂપ સંસ્કૃતના કર્મણિરૂપ ઉપરથી માન સૂચવવા ઉત્પન્ન થયું છે. સંસ્કૃતમાં **गच्छ** કહેવાને બદલે **गम्यताम्** વિનય સૂચવે છે, તેમ ગુજરાતીમાં પણ જોકારાંતરૂપ હાલ વપરાય છે, તેને બદલે શામળ જૂનું યોકારાંતરૂપ ઘણી વખત વાપરે છે.

## નરસિંહ મ્હેતો

ભક્ત નરસિંહનો જન્મ આશરે સંવત્ ૧૪૭૦માં તળાજા ગામમાં થયો હતો. તેનું વતન જૂનાગઢ હતું. જાતે નાગર હતો, અને તેના પિતાનું નામ કૃષ્ણદાસ હતું. ન્હાનપણમાં માબાપ ગુજરી જવાથી પોતાના કાકાના દિકરાને ત્યાં રહેતા. એક દિવસ ભાભીએ મ્હેણું માર્યું તેથી મ્હેતો ઘરમાંથી નાસી ગયા. ગોપનાથ મહાદેવની પૂજા કરી શંભુ ભોળાને પ્રસન્ન કર્યા, અને મહાદેવે નરસિંહને કૃષ્ણનો રાસ બતાવ્યો. મ્હેતો ત્યારથી હરિભક્ત થયા, અને "તાલ વાતા ને ગીત ગાતા" મ્હેતો જૂનાગઢ આવ્યા. હરિભક્તોની સંગત જમાવી ઘરમાં સાધુઓનો અખાડો કર્યો. સ્ત્રીભક્તો પણ તેની પાસે હતાજ. તેના ચારિત્ર ઉપર કલંક પણ મૂકાયલું, છતાં "વાચ, કાછ, મન નિશ્ચળ રાખે ધન ધન જનની તેની રે." એ તેમની નીતિનો મુદ્રાલેખ. જે જે કામ કરતા તેમાં તેમને મમત્વ નહતું. "હું કરું હું કરું એજ અજ્ઞાનતા; શકટનો ભાર જેમ શ્વાન તાણે" એ રીતે નિરભિમાની-કર્તૃત્વ ઈશ્વરને સોંપી નિમિત્તરૂપે પોતે રહેતા. સમાનભાવ તેમણે અનુભવ્યો અને આચર્યો. "પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર; સમદ્રષ્ટિને સર્વ સમાન" ની ભાવના આચારમાં મૂકી.

તેમની કવિતા ભક્તિરસથી નીતરતી અને ભાવપૂર્ણ, સરળ અને મર્મવેધક. ભાષાનું સ્વરૂપ નષ્ટ થયું છે. હાલ જે ભાષામાં તેમનાં કાવ્યો મળે છે તે ભાષા તદ્દન આધુનિક છે. છતાં 'કરેવા', 'નરસૈંયાઆ', 'ગેલા', 'હોઇલા' વગેરે પ્રાચીન ગુજરાતી તથા મરાઠીની છાંટવાળાં રૂપો દૃષ્ટિગોચર થાય છે. તેનાં મુખ્ય કાવ્યોઃ દાણલીલા, શૃંગારમાળા, સુરત સંગ્રામ, ચાતુરી છત્રીશી, હુંડી, ભક્તિ અને જ્ઞાનનાં પદો. પ્રભાતિયાં તો નરસિંહનાજ.

## ભાલણ

નરસિંહ મ્હેતાના ઉત્તરાવસ્થાના સમકાલીન આ કવિનો જન્મ હાલના પાટણમાં ત્રિવેદી મોઢ બ્રાહ્મણને ઘેર સંવત્ ૧૫૦૦ના અરસામાં થયાનું અનુમાન કરાય છે. તેના માબાપ વગેરે સંબંધી કાંઈ પણ માહિતી પ્રાપ્ત થતી નથી. પણ તેને ઉદ્ધવ અને વિષ્ણુદાસ નામના બે પુત્રો હતા એમ તેમની સંયુક્ત કૃતિ રામાયણ ઉપરથી જણાઈ આવે છે, તેમજ તેના ઘરનાં અન્ય સ્ત્રી પુરૂષો તેની કવિતા સાંભળી ખુશ થતાં હતાં, એમ તેણે ઉલ્લેખ કર્યો હોવાથી તેને 'પરિવાર' હતો તે પણ નક્કી થાય છે, છતાં તેનું અત્યારે કાંઈ નથી. તેણે ઉત્તરાવસ્થામાં સંન્યસ્ત લીધું હતું. તેનું બીજુ નામ પુરુષોત્તમજી મહારાજ હતું એમ કહેવાય છે. તેને લોકો પ્રભુ તરીકે પણ પૂજતા હતા. તેનું અવસાન સંવત્ ૧૫૭૦માં થયાનું કલ્પાય છે.

તેના લખેલા ગ્રન્થોમાં "કાદંબરી," 'શિવ ભીલડી સંવાદ,' 'સપ્ત સતી,' જાળંધર આખ્યાન,' ધ્રુવાખ્યાન,' 'બે નળાખ્યાન,' 'દુર્વાસા આખ્યાન,' 'રામવિવાહ', 'દશમસ્કંધ,' 'રામ બાળ ચરિત,' 'કૃષ્ણવિષ્ટિ,' મામકી આખ્યાન' વગેરે છે. તેની ભાષાનું સ્વરૂપ જોવા સારૂ ઉપયોગી ગ્રન્થ માત્ર 'કાદંબરી' છે. આનો પૂર્વ ભાગ સાક્ષર શ્રી. કે. હ. ધ્રુવે પ્રગટ કર્યો છે. અન્ય ગ્રન્થોમાં ભાષાએ લહિયાની નિષ્કાળજીને લીધે અર્વાચીનરૂપ ધારણ કર્યું છે, છતાં આછી પાતળી છાંટ ભાષાનું જૂનાડપણું બતાવી આપે છે.

સંસ્કૃત ભાષાનો ઊંડો અભ્યાસી હોવાથી તેની ભાષા આછા પાતળા અલંકારો ધારણ કરે છે. ભાષાન્તરનો નવો પ્રવાહ ભાલણ અને બીમ કવિએ શરૂ કર્યો. કળાની દૃષ્ટિએ લખાયલો ભાગ ઘણો જૂજ છે. ત્યાં ભાષા સ્વરૂપ તદ્દન આધુનિક હોવાથી તેની કૃતિ સંબંધી શંકા થાય છે.

સુમિત્રા લાવે શેલડી, તે બાળકને ભાવે;
કડકા લઈ કોરાણે મૂકે, પાળી લઈ ચાવે.—રામ.

ઘુઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે;
કરતણી કોમળ આંગળીઓ, તે ચણીઆરે ઘાલે.—રામ.

ઘૂઘર ઘસે ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાળપણાને બલિહારી જાય, શંકર ને વિધાતા.—રામ.

અતિ આકળી થઈ માતા, લઈ બારણીએ બેસે;
દાયતણા મસ્તાના મદગળ, વચ્ચે જઈ પેસે.—રામ.

અતિ અડપલા કુંવર આપણા, કહો દિન ક્યમ જાશે ?
ભાલણ પ્રભુ રઘુનાથજીને, બાંધે પ્રેમ તણે પાશે.—રામ.

વગેરે "રામચરિત્રનાં પદો" કવિની શબ્દચિત્ર આલેખવાની સુંદર કળાનો ખ્યાલ આપે છે. દરેક પદને અંતે "ભાલણ પ્રભુ રઘુનાથ" આવે છે. આની ભાષા અને કાદંબરીની ભાષામાં આભજમીનનો ફેર છે.

## અખો

જ્ઞાની અખો જાતે સોની હતો. અમદાવાદમાં જેતલપુરથી આવી વસ્યો હતો. ન્હાનપણમાં માબાપ તથા સ્ત્રી મરી જવાથી જરા વિરક્ત રહેતો. તેણે અમદાવાદ આવ્યા પછી એક ધર્મની બ્હેન કરી હતી. તે બાઈએ અખાને ઘડવા આપેલી સુવર્ણની કંઠીમાં ઘરનું સોનું ઉમેરી અખે ભારે કંઠી કરી. આથી બાઇએ શંકા લાવી તે કંઠીને અંકાવી જોઈ. અખો આથી ખેદ પામ્યો. સરકારી ટંકશાળમાં પણ પ્રમાણિક અખા ઉપર શંકા લેવાઈ. પરિણામે સોનીનાં ઓજારોજ તેણે ફેંકી દીધાં અને

અત્યંત વિરક્ત થઈ અખો ગુરૂની શોધમાં નીકળ્યો. જયપુરમાં વલ્લભ સંપ્રદાયના આચાર્યે તેની લક્ષ્મીને લેઈને સારું માન આપ્યું, પણ પછી તો તેને મહારાજે પેસવા પણ ન દીધો. "ધન હરે ધોખો નવ હરે, તે ગુરુ કલ્યાણ શું કરે?" એ ઉદ્ગાર આ પ્રસંગને ઉદ્દેશીને છે. કાશીમાં ત્યાગી ગુરુ મળ્યા. તેમની પાસેથી ગીતા, યોગવાસિષ્ઠ, ઉપનિષદો, વગેરેનો અખે સારો અભ્યાસ કરી લીધો. તેનો જન્મ આશરે સંવત્ ૧૬૬૫ ના અરસામાં થયો હોવાનું અનુમાન થાય છે.

અખાની કવિતા તેના કહેવા પ્રમાણે કવિતા નથી; કારણ ઝડ, ઝમક, વગેરે શબ્દાલંકારો તેમાં નથી. પણ તેની જરૂર ઊંચી કવિતામાં બિલકુલ નથી. એટલે તેની કવિતા નથી, એમ કહેવાયજ નહીં. અખો જ્ઞાની છે, તે કવિ નથી, એવો સ્પષ્ટ ઉલ્લેખ તે કરે છે. છતાં એતો તેની નમ્રતા. તેની કવિતામાં હૃદયસ્પર્શી ભાવો નથી, કલ્પનાનાં ઉડ્ડયનો નથી, એ વાત ખરી, પણ તેને સમાજને કાંઈ કહેવા જેવું છે. તે તેણે મર્મવેધક શબ્દોમાં કહ્યું છે. આડંબર અને ઉપરછલી ભક્તિની તેણે ઝાટકણી કાઢી છે. વેદાન્તના વિષયો સારી રીતે ચર્ચ્યા છે. વેદાન્તને ગુર્જરગિરામાં મૂકનાર અખો પ્રથમ નંબરે આવે છે. તેની ભાષા સ્હેજ કઠોર, જૂની, પણ અનેક દૃષ્ટાન્તોથી ભરેલી છે.

## પ્રેમાનંદ

મહાકવિ પ્રેમાનંદનો જન્મ વડોદરામાં સંવત્ ૧૬૯૨માં થયાનું જણાય છે. જાતે ચોવીસા બ્રાહ્મણ હતો. પ્રેમાનંદને ગુરુપ્રસાદથી કાવ્ય-શક્તિ પ્રાપ્ત થઈ હતી, તેમ કહેવાય છે. પ્રેમાનંદનું આયુષ્ય લગભગ સો વરસનું હતું. તેને વલ્લભ નામનો પુત્ર હતો. શિષ્યો અનેક હતા, અને તેમને કવિ કાવ્યશાસ્ત્ર શીખવતા હતા. આર્થિક સ્થિતિ એટલી બધી સારી નહતી. ઉદર નિમિત્તે સુરત, નંદરબાર, વગેરે સ્થળે કવિને રહેવું પડયું હતું. ઘણાં કાવ્યો નંદરબારમાં લખાયાં હતાં. પ્રેમાનંદનું સૌથી શ્રેષ્ઠ કાવ્ય 'નળાખ્યાન' છે. તે પણ તેમણે નંદરબારમાં પૂર્ણ કર્યું હતું.

ગુજરાતી ભાષામાં પોતે વડોદરામાં માણભટની કથા કરતા હતા. શ્રોતાવર્ગ ભાવિક હોવાથી પુરાણોના પ્રસંગો લઇ આખ્યાનો રચતા, અને રાત્રે તેની કથા કરતા. તેમણે ગૂજરાતી ભાષાને બીજી ભાષાઓની કક્ષામાં મૂકવા પ્રતિજ્ઞા કરી જ્યાં સુધી ગૂજરાતીનું સ્થાન ઊંચું ન આવે ત્યાંસુધી માથે પાઘડી નહીં મૂકવા નિશ્ચય કર્યો હતો, એમ કહેવાય છે. તેમણે નાટકો લખ્યાં છે, અને તેમને નામે ત્રણ નાટકો છપાયાં પણ છે. છતાં તેના કર્તૃત્વ સંબંધી શંકા છે.

તેમના મુખ્ય ગ્રન્થોઃ-(૧) સુદામાચરિત્ર (૨) મામેરુ (૩) નળાખ્યાન (૪) મદાલસાખ્યાન (૫) અભિમન્યુઆખ્યાન (૬) ચંદ્રહાસાખ્યાન (૭) લક્ષ્મણાહરણ (૮) સુધન્વાખ્યાન (૯) રણયજ્ઞ (૧૦) બભ્રુવાહનાખ્યાન (૧૧ હુંડી (૧૨) ઓખાહરણ (૧૩) દશમસ્કંધ (૧૪) ઋષ્યશૃંગાખ્યાનુ (૧૫) માર્કંડેયપુરાણ, વગેરે પ્રેમાનંદનાં કાવ્યો તેની મનુષ્ય સ્વભાવની ઊંડી નિરીક્ષણ શક્તિના પુરાવારૂપ છે. તેનાં કાવ્યોમાં ભક્તિ ગૌણરૂપ ધારે છે. અલંકાર અને નાના પ્રકારના રસથી વાચક તથા શ્રોતાને મુગ્ધ બનાવે છે. મનુષ્ય સ્વભાવ તેણે સારો આલેખ્યો છે. તેનાં કાવ્યો વાંચતાં વાચક વર્ણ્યપાત્ર તરફ અનુકમ્પાથી જુએ છે. પ્રેમાનંદ વાચકને હસાવી શકે છે, તેમ રડાવી શકે છે. દમયન્તીનું સૌન્દર્ય વર્ણન કરવામાં પ્રેમનંદે પોતાની સઘળી કાવ્યશક્તિ ઠાલવી દીધી છે. અનેક રસમાં કવિ સંક્રાન્તિ કરી શકે છે.

### રત્નેશ્વર

રત્નેશ્વર ખેડાના ભાવસાર કવિ 'રત્ના'થી જુદો છે. રત્નેશ્વરનો જન્મ આશરે સંવત્ ૧૭૧૦ના અરસામાં થયાનું અનુમાન થાય છે. પિતાનું નામ મેઘજી, અને માતાનું નામ સુરજ હતું. જાતે મેવાડો બ્રાહ્મણ, ડભોઇનો વતની, તથા પ્રેમાનંદનો શિષ્ય હતો. કાશી જઇને તેણે સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો; ત્યાંથી ડભોઇ આવી ભાગવત તથા ભારતની કથા કરવા લાગ્યો. પાછળથી ડભોઇવાસી પુરાણી બાવાઓની અવકૃપા થવાથી તે વડોદરે આશરે સં. ૧૭૩૫માં આવ્યો, અને

પ્રેમાનંદ પાસે કાવ્યશાસ્ત્ર ભણ્યો. સંવત્ ૧૭૩૯ માં તેણે દશમસ્કંધનો અનુવાદ કર્યો. સંસ્કૃત ભાષાના સંસ્કારો તેના કાવ્યમાં જણાય છે.

તેનાં કાવ્યોઃ–'શિશુપાળવધ,' 'ભગવદ્‌ગીતાનું ભાષાન્તર,' 'રાધાકૃષ્ણના મહિના,' 'જૈમિનીકૃત અશ્વમેધનું ભાષાન્તર,' 'ગંગાલહરીનું ભાષાન્તર,' અને તેનો સ્વતંત્ર જ્ઞાન–વૈરાગ્ય વિષયનો ગ્રન્થ 'આત્મવિચાર ચંદ્રોદય' છે. કવિત, મનહર, સવૈયા, દુમિલા, વગેરે તથા સંસ્કૃત વૃત્તોનો તેણે કાવ્યમાં ઉપયોગ કર્યો છે. તેના મરણની સાલ માલૂમ પડતી નથી. ભાષા સરળ છે, વૈરાગની છાપ તેના કાવ્યોમાં છે તેમજ ભક્તિભાવ પણ આછો પાતળો દેખાય છે. છેલ્લા "આત્મવિચાર ચંદ્રોદય"માંથી વૈરાગ્યલતા સ્તબક લેવામાં આવ્યું છે.

### વલ્લભ

વલ્લભ મહાકવિ પ્રેમાનંદનો મોટો પુત્ર હતો. તેનો જન્મ સંવત્ ૧૭૧૦ ના અરસામાં થયાનું જણાય છે. તે સંબંધી ઘણો મતભેદ છે. તે શામળથી મોટો હતો તેટલું તો ચોકસ છે. તેને કવિ તરીકેનો ઘણો ઘમંડ છે. કવીશ, કવીશ્વર, કવિરાજ–રાજ, વગેરે પ્રશંસાવાચક શબ્દોથી પોતાની જાતને અલંકૃત કરે છે. તેણે પોતાના પિતાનું ગૌરવ વધારવા ચંદ જેવા કવિની ઝાટકણી કાઢી છે, તેમજ ચંદની પ્રશંસા કરનાર ગૂજરાતના અરસિક જનોને તેણે પડતા મેલ્યા નથી. અન્ય ભિક્ષુક કવિઓ તરફ પણ તેણે સખ્ત કટાક્ષ કર્યા છે.

તેનાં ગ્રન્થોઃ–'કુન્તીપ્રસન્નાખ્યાન' સંવત્ ૧૭૭૭, 'મિત્રધર્માખ્યાન,' 'યુધિષ્ઠિરવૃકોદરસંવાદ,' 'યક્ષપ્રશ્નોત્તર,' 'દુઃશાસન રુધિરપાનાખ્યાન,' અને અપ્રસિદ્ધ ગ્રન્થ 'પ્રેમાનંદકથા,' 'કૃષ્ણવિષ્ટિ,' અને 'વલ્લભ ઝગડો' છે. તેની કવિતાઓના ગ્રન્થ તેનું રસશાસ્ત્રનું જ્ઞાન બતાવે છે. ભાષામાં કાંઇક જૂના અવશેષો નજરે પડે છે, તેમ તેની કોમળતા ઠીક નથી. ભાષામાં સાદાઇ, પણ મૃદુતા ઓછી, છતાં વેગવાળી તો છેજ. તેના હૃદયનો વેગ તેની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે. અલંકારોનો તથા કાવ્યરસનો તેનો અભ્યાસ સારો જણાય છે.

## નરભેરામ

નરભેરામ જાતે મોઢ બ્રાહ્મણ અને પેટલાદ તાલુકાના 'પીહીજ' ગામનો વતની હતો. તેના જન્મકાળ સંબંધી ચોકસ માહિતી પ્રાપ્ત થઈ નથી. આશરે ઈ. સ. ૧૭૬૮માં તે જનમ્યો હતો. અને અમદાવાદમાં રહેતો હતો. ત્યાં તે ભકિતને લીધે ઘણી ખ્યાતિ પામ્યો હતો. ભકિત, ભજન, અને તીર્થયાત્રામાં તે પોતાની જીંદગી વ્યતીત કરતો. દ્વારિકામાં તેની પાસે યાત્રાળુનો કર માગ્યો હતો, ત્યારે તેણે દ્વારકાધીશને પ્રાર્થના કરી કે મારી પાસે આપનો કર શો ? તેનો કર માફ કરવામાં આવ્યો હતો, એમ કહેવાય છે. ઈ. સ. ૧૮૩૭ માં મરણ જણાય છે. ડાકોર જતાં એક વખત તેને ચોર મળ્યો હતો. તેણે તેને લૂંટી લીધો હતો. નજીકના "વણસોરા" ગામના મુખીયે તેને વસ્ત્રો અપાવ્યાં હતાં તેમ "કવિ લૂંટાયા" એ નામના કાવ્યમાં નરભેરામ પોતે લખે છે. તેમજ દ્વારકામાં ગોમતી સ્નાન વખતે કવિ પાસે દાણ માગે છે ત્યારે કવિ કૃષ્ણને, સંબોધી એ સુંદર કાફીમાં કૃષ્ણને ટાણો મારી વીનવે છે. અંતે દરશન વિનાદાણે પામે છે.

"નાણું આપે નરભોરે, વાવરજો,
છોગાળા ! ગાંઠ બાંધજો તાણીરે, ધોળી ધજાવાળા!"

તેનાં કાવ્યોઃ—તેણે રાસલીલા, ગજેન્દ્રમોક્ષ, બોડાણાચરિત્ર, સત્યભામાનું રુસણું, નાગદમન, મનને ઉપદેશ, વામનાખ્યાન, તથા પ્રેમ અને નીતિ વિષે છપ્પા લખ્યા છે. તેની કવિતા સાદી, પ્રવાહવાળી, અને ભક્તિભાવયુક્ત છે. ભાષા સાદી અને જનતાભોગ્ય. પ્રેમના છપ્પામાં એણે પ્રેમલક્ષણા ભકિતનું વર્ણન કર્યું છે. પ્રેમીની દશાનું સુંદર ચિત્ર આલેખ્યું છે, પણ તે પ્રેમ વેચાતો મળતો નથી, હરિકૃપાથી તે મળે છે, એમ તેનું કહેવું છે. નરભેરામની પ્રેમભક્તિ ઉદ્દામ જણાય છે; અને તેના કાવ્યમાં કૃષ્ણ પ્રત્યેનો સખાભાવ તરવરે છે. (ઉપલી બે કાફીઓ "બુદ્ધિપ્રકાશ" અંક ૧૧-૧૨, ૧૯૨૮ માં જોવી.)

## કાળિદાસ

આ ગૂજરાતી કવિ સંસ્કૃત ભાષામાં પ્રખ્યાત તેજ નામધારી કવિથી ભિન્ન છે. તેનો જન્મ સંવત્ ૧૭૮૫ના અરસામાં થયાનું જણાય છે. તે જાતે નાગર બ્રાહ્મણ હતો, અને તેનું વતન કાઠીઆવાડમાં આવેલા વસાવડ નામના ગામમાં હતું.

કાળિદાસે 'પ્રહલાદાખ્યાન,' 'ધ્રુવાખ્યાન' તથા 'સીતાસ્વયંવર' નામનાં આખ્યાનો લખ્યાં છે. 'ઇશ્વર વિવાહ' નામનુ કાવ્ય તથા ઇશ્વર સ્તુતિનાં પદો તેણે લખ્યાં છે. તે કવિ સ્ત્રી વર્ગમાં તેના અક્ષર દેહથી ઘણો પરિચિત છે. "જે જે વૈકુંઠરાય"ના ટેકથી ગવાતુ ધ્રુવાખ્યાન સ્ત્રીઓ ભાવ પૂર્વક ગાય છે, અને તેને સાંભળતાં વિષય અને સ્ત્રીકંઠમાધુર્યને લીધે મોહક લાગે છે.

તેનાં કાવ્યમાં ધર્મભાવના પ્રધાનરૂપે માલૂમ પડે છે. ભાષા સરળ અને કોમળ, અલંકારો વિનાની સાદી તથા રસપૂર્ણ છે. જુઓઃ–

"બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ, એમ હોકારે બકારે બોલે મૂઢમતિ;
હું તો મનમાં ન રાખું કેની બીક રતિ, બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ."
(પ્રહલાદાખ્યાન)

"આ શાં રે ઋષિ સુખના રાજ, ધ્રુવ વિના ચિન્તા અતિ આજ.
જે જે વૈ.

આજ સભામાં ઋષિજી મારે, ઉત્તમ ખોળામાય,
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;" (ધ્રુવાખ્યાન)

પ્રહલાદાખ્યાનમાંનું સરસ્વતીસ્તવન સુંદર અને આબેહૂબ છે, તેમજ "સીતાસ્વયંવર"માંનું 'અંબાષ્ટક' પણ લગભગ તેવું છે. સરસ્વતીને પોતે આદ્યશક્તિ માને છે.

## ધીરો

ધીરો જાતે ભાટ હતો અને સાવલી તાલુકાના ગોઠડા ગામનો વતની હતો. તેનું મરણ સંવત્ ૧૮૮૧માં થયાનું અનુમાન થાય છે.

વૃદ્ધ ઉમરે મરણ પામ્યો હતો. તેને કોઇ સન્યાસીનો સમાગમ થયો હતો, અને તેની પાસેથી વેદાન્તનો અભ્યાસ કર્યો હતો. તેના પિતાનું નામ પ્રતાપ બારોટ તથા માતાનું નામ દેવબા હતું. બાપોતી જમીન તથા તોરણ ઘોડાના દાપા ઉપર પોતાનો નિર્વાહ કરતો. તેને જતનબા નામની એક ભોળી પણ તીખા સ્વભાવની સ્ત્રી હતી. ધીરાને સંસાર ઉપર મૂળથી વૈરાગ હતો. તેમાં ગુરુજ્ઞાન મળતાં વધારો થયો. અખો જેમ પ્રધાનપણે જ્ઞાની તેમ ધીરો પણ જ્ઞાની. તેણે જ્ઞાન અને ભક્તિનાં છૂટક કાવ્યો લખ્યાં છે, તેમ સળંગ કાવ્યો પણ લખ્યાં છે.

તેનાં કાવ્યો: રાસલીલા, સ્વરૂપની કાફીઓ, મતવાદી, શિષ્યધર્મ, જ્ઞાન કક્કો, યોગમાર્ગ, પ્રશ્નોત્તર માલિકા, વગેરે. ધીરાની કાફીઓ ઘણી વખણાય છે. ધીરાએ જ્ઞાનના વિષયને મીઠી અને રસિક ભાષામાં મૂકી અખા કરતાં વિશેષ લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. તેની કવિતાઓમાં ઘણી વખતે વિરોધાભાસ જોવામાં આવે છે, તેથી તેની ગૂઢતા અને ચમત્કાર વધે છે. તેની ભાષા વેગવાળી અને સચોટ અસર કરે તેવી છે. અખા, ભોજા, વગેરેની પેઠે ધીરાએ પણ લોકોના અજ્ઞાન ઉપર સારી રીતના ફટકા માર્યા છે.

ધીરો પોતાનાં કાવ્યો લખીને તુમડા વગેરેમાં ઘાલી મહી નદીમાં તરતાં મૂકી દેતો. જેના હાથમાં તે આવતાં તે પોતે વાંચતો અને બીજાને વંચાવતો. આ પ્રમાણે તે પોતાનાં કાવ્યોનો પ્રચાર કરતો હતો.

## દયારામ

કવિ દયારામનો જન્મ ચાણોદમાં સંવત્ ૧૮૨૩માં થયો હતો. તે જાતે સાઠોદરા નાગર હતા. સ્વભાવે બહુ સ્વચ્છંદી, મોજીલા, અને રસિક હતા. કંઠ મધુર હતો, અને ગાતાં વગાડતાં સારૂં આવડતું હતું. ન્હાનપણમાં માતા મરી જવાથી મામાને ત્યાં ડભોઈ રહેતા હતા. દયારામને પોતાના પોષાક સંબંધી બહુ ચીવટ હતી. તેમણે તીર્થાટન ઘણું કર્યું હતું, તથા પુષ્ટિમાર્ગનો પણ સ્વીકાર કર્યો હતો. કવિ અનેક સ્ત્રી પુરુષ

ભકતોનો સંસર્ગ રાખતા, અને પોતાના મધુર કંઠથી પોતાની કવિતાઓ ગાતા. તેમને ગાતા સાંભળી લોક મુગ્ધ થતા હતા. તેમનું શરીર ઊંચું પાતળુ અને રંગે ગૌર હતું. તેમનું અવસાન સંવત્ ૧૯૦૮માં થયું હતુ.

દયારામે ગૂજરાતી તેમજ વ્રજભાષામાં અનેક ગ્રન્થો લખ્યા છે. તેમણે ગરબી સાહિત્ય ગૂજરાતી ભાષામાં દાખલ કર્યું. તેમનાં નીતિ અને ભક્તિનાં પદો તેમની **અનેકવિધ** લાગણીની સાક્ષી પૂરે છે. તેઓ વેદાન્તના અદ્વૈતને માનતા નથી. ઇશ્વિરને ભક્તોના પાપપુણ્ય સંબંધી સ્વતંત્ર માને છે. દયારામની કૃષ્ણ દર્શનની લાલસા બહુ તીવ્ર છે છતાં સંપૂર્ણ દૈન્ય અને આત્મ–સમર્પણના અભાવે તે લાલસા ફળીભૂત થતી નથી અને તલસાટ કાયમ રહે છે.

તેમની કવિતાનો થોડોક ભાગ શૃંગાર પ્રધાન છે. કૃષ્ણની સખી-ભાવે ભકિત કરે છે. તેમની ગરબીઓ કૃષ્ણ અને ગોપિયોના વિરહનું મોહક ચિત્ર આપે છે. ભાષા ઘણી કોમળ અને લાગણીથી ઉભરાતી. દયારામને હૃદયદર્દ છે. તેને લીધેજ તેની કવિતા હૃદયસ્પર્શી બને છે. ગેયતાનું તત્ત્વ પણ સારા પ્રમાણમાં છે. પ્રબોધબાવની એ મનને પ્રબોધનારા છપ્પાઓનો સમૂહ છે. "રસિક વલ્લભ "માં વલ્લભ સંપ્રદાયના સિદ્ધાન્તોનું સારી રીતે પ્રસ્ફોટન કર્યું છે.

## દલપતરામ

(ઈ. સ. ૧૮૨૦–૯૮)

ક. દ. ડા. ના નામથી પ્રખ્યાતિ પામેલા કવિ દલપતરામનો જન્મ ઈ. સ. ૧૮૨૦માં થયો હતો. તેમનું વતન વઢવાણ હતું. તેઓને ન્હાનપણથી જોડકણાં બનાવી પોતાના બાળસખાઓને રાજી કરવાની ટેવ હતી. તેમનો સંપ્રદાય સ્વામીનારાયણનો હતો. ધાર્મિક ભાવનાએ તેમના જીવન ઉપર સારો પટ બેસાર્યો છે. તેમની કવિતામાં પણ ધર્મભાવના જ્યાં ત્યાં દેખા દે છે. તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપવામાં

ફાર્બસ સાહેબને સારી મદદ કરી હતી. તથા તે સોસાયટીને અંગે ચાલતા "બુદ્ધિ પ્રકાશ" માસિકના તેઓ તંત્રી હતા. તેમજ સોસાયટીની સેવા કરવા "એઠા પગાર"ની પણ દરકાર રાખી ન હતી. દેશી કેળવણી દાખલ કરવામાં તેમણે સારો પ્રયાસ કર્યો છે. સંસાર સુધારાના હિમાયતી. પણ તેમનો સુધારો ધીરો અને પ્રજાની નાડ તપાસીને કરવાનો. આર્થિક સ્થિતિ શરૂમાં એટલી બધી સારી નહોતી. અનેક વિષયો ઉપર ઈનામી નિબંધો લખતા. તથા કોઇનાં યશોગાન કરવામાં તેમને ખાસ આનાકાની થતી ન હતી. તેઓ ઉત્તરાવસ્થામાં અંધ થયા હતા. મૃત્યુ ઈ. સ. ૧૮૯૮માં થયું હતું.

તેમનાં કાવ્યો—'દલપત કાવ્ય ભાગ ૧–૨'માં પ્રકટ થયલા છે. તે ઉપરાંત બીજાં અનેક ગદ્ય લખાણો પણ છે. તેમની કવિતાનો ઘણો ભાગ નીતિ વિષયક છે. ભાષા સરળ અને વહેતી, વ્યાવહારિક જ્ઞાન સાથે આનંદ આપે તેવી, મીઠી અને **સભા રંજની** છે. કલ્પનાઓ સામાન્ય પણ પ્રસંગોચિત હોવાથી આકર્ષક લાગે છે. કોઇ કોઈ વખત ઝડ–ઝમકનો પ્રયોગ કરે છે, જ્યાં કવિતા કૃત્રિમરૂપ ધારણ કરે છે. સામાન્ય વાચકને વાસ્તે તેમની કવિતા ઉત્તમ. ભાઈ બ્હેન આગળ વાંચી શકે તેવી મર્યાદિત.

## નર્મદાશંકર

કવિ નર્મદનો જન્મ સુરતમાં ઈ. સ. ૧૮૩૩માં થયો હતો. તેઓ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. પિતાનું નામ લાલશંકર તથા માતાનું નામ નવદુર્ગા હતું. થોડોક વખત ગામઠી નિશાળમાં રહ્યા પછી અંગ્રેજીના અભ્યાસ સારુ તેઓ એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં જોડાયા હતા. ઈ. સ. ૧૮૫૦માં હાઇસ્કૂલનો અભ્યાસ પૂરો કરી કોલેજમાં જોડાયા, પણ તુરત કોલેજ છોડવાની જરૂર પડી હતી. પાશ્ચાત્ય કેળવણીનો લાભ લેનાર ગૂજરાતી લેખકોમાં નર્મદાશંકર પ્રથમ હતા. વિદ્યાર્થી અવસ્થામાં કવિએ અંગ્રેજ કવિઓનો ઊંડો અભ્યાસ કર્યો હતો. તેમના જીવનમંત્ર

પ્રેમ અને શૌર્ય હતા. તે પ્રખર અને અડગ સુધારક હતા. ગદ્ય સાહિત્યના તે પિતારૂપ હતા. સંસાર સુધારો કરવામાં બહુ આગેવાની લેતા, અને પરિણામે લોકબત્રીશીએ પણ ચડ્યા હતા. "યાહોમ કરીને પડો ફતેહ છે આગે" એવી જાતનો તેમનો સુધારો હતો. તેમણે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા આદર્શ પ્રયાસો કર્યા હતા. સરકારી નોકરી પ્રત્યે તિરસ્કાર હોવાથી તેમણે પોતાનું જીવન સરસ્વતીદેવીને અર્પણ કર્યું હતું. ઇ. સ. ૧૮૫૮થી તેમનું સાહિત્ય જીવન શરૂ થયું. તેમનું મૃત્યુ ઈ. સ. ૧૮૮૬માં થયું હતું.

તેમણે સાહિત્યની સારી સેવા બજાવી છે. જૂના કવિઓ સંબંધી માહિતી મેળવવા અથાગ શ્રમ વેઠ્યો હતો નર્મકવિતા, નર્મગદ્ય, નર્મકોષ, અને ધર્મવિચાર તેમના સાહિત્યક્ષેત્રમાં કીર્તિસ્થંભો છે. તેમની કવિતામાં હૃદયનું દર્દ છે. જીવનમાં જેટલું માણ્યું છે તેટલુંજ વેઠ્યું છે, એટલે તેમનાં કેટલાંક કાવ્યો આત્મલક્ષી સ્વરૂપ ધારણ કરે છે. તેમની ભાષા પ્રૌઢ, પણ સ્પષ્ટ: તેમના સ્વભાવ જેવી. બન્ધનો સહન નહીં કરનારા ઉન્મત્ત, વિચારો પણ તેવા. આથી નર્મદાશંકરની શૈલી વિલક્ષણ હોવાથી 'નર્મદશૈલી' ને નામે પ્રખ્યાત છે. તેમનો સ્વદેશ પ્રેમ અને ભાષાપ્રેમ ઉદ્દામ હતો. કુદરત વર્ણનનાં તેમનાં કાવ્યો ભાષામાં નવીન છે, ઐતિહાસિક પ્રસંગો પણ તેમને કાવ્ય લખવા પ્રેરે છે. આ રીતે ગુર્જરભાષાના સાહિત્યમાં તેગણે વિવિધતા દાખલ કરી ભવિષ્યના લેખકોને માર્ગ બતાવ્યો.

## મલબારી

(ઈ. સ. ૧૮૫૩–૧૯૧૨)

બેહેરામજી મેહેરવાનજી મલબારીનો જન્મ તા. ૧૮–૫–૧૮૫૩માં વડોદરામાં થયો હતો. તેમના પિતા ત્યાં સાધારણ કારકુન હતા. તેમની પાંચ વરસની વયે પિતાનું અવસાન થતાં ગરીબ વિધવા માતા બાળ મલબારીને લેઈને પગે ચાલી સુરતમાં આવ્યાં. પણ 'નશીબ બે ડગલાં

આગળ' એ રીતે તે આવ્યાં તે દિવસે પીયરમાં પિતાના ઘરમા આગ લાગી. આશ્રય તો મળ્યો, પણ બાળકની કેળવણીનો પ્રશ્ન ખડો થતાં માતાએ ફરી લગ્ન કર્યું. બાળક મલબારી રમતિયાળ, રસિક, અને પોતાની ગરીબાઇના અનુભવે 'દુખિયાની ધા' સાંભળનારો હતો. મૂળથી કાવ્યો ઉપર તેને શોખ થયો. પ્રેમાનંદ, વગેરે કવિઓ તેઓ વાંચતાં તથા સુરતના મહેલ્લાઓમાં ગવાતી 'ખ્યાલીઓ' એ આ રસિક બાળનું કાવ્ય તરફ ધ્યાન આકર્ષ્યું.

ઈ. સ. ૧૮૭૧ માં મેટ્રીકની પરીક્ષા પાસ કરી શિક્ષકના ધંધામાં જોડાયા. તેઓ પછી પત્રકાર તરીકે બહાર પડયા. મલબારી સારા દેશ સેવક, પત્રકાર, અને પ્રખર સંસાર સુધારક, તેમજ કવિ. તેમના લખેલા ગ્રન્થોઃ સંસારિકા, અનુભવિકા, નીતિવિનોદ.

પારસી હોવા છતાં તેમની ભાષા સુંદર અને પારસી પ્રયોગોથી ઘણી મુક્ત, દેશદાઝ, સંસાર સુધારાની ધગશ, હૃદયનું કોમળપણું, અને ઇશ્વિરપર શ્રદ્ધા, વગેરે બાબતો તેમના કાવ્યોમાં તરવરે છે. 'ઇતિહાસની આરસી' નામનું કાવ્ય મર્મવેધક અને ગુમાની રાજાઓને ટોક આપનારુ છે. આ કાવ્યમાં મી. મલબારી ધારેલી અસર ઉપજાવી શકયા છે. સંસાર અને તેના ,મહાન પુરુષોનું નશ્વરપણું તેમજ ગર્વનાશનું ભાન સારી રીતે થાય છે. તેમનું અવસાન તા. ૧૧–૭–૧૮૧૨ માં.

## મણિલાલ

### (ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮)

બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો જન્મ નડિયાદમાં સંવત્ ૧૯૧૪માં થયો હતો. તેઓ જાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. બાળાશંકર તેમના ખાસ બાળમિત્ર હતા. કવિતાનો શોખ મણિલાલે બાળાશંકર પાસેથી ઝીલ્યો હતો. તેમણે ઈ. સ. ૧૮૮૦–૮૧માં બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી અને પાછળથી શિક્ષક અને ડેપ્યુટીનું

કામ કર્યા પછી સને ૧૮૮૫માં ભાંવનગરમાં 'શામળદાસ કૉલેજ'માં સંસ્કૃતના પ્રોફેસર તરીકે નીમાયા હતા. તે વિદ્યાર્થી અવસ્થા દરમિયાન અનેક મંડળો કાઢવામાં અગ્ર ભાગ લેતા અને આત્મોન્નતિ અને સમાજ સુધારણા કરવાની કોશિશ કરતા. તેમનું અવસાન સને ૧૮૯૮માં થયું હતું.

તેમના લખેલા ગ્રન્થો અનેકવિધ છે. બાળવિલાસ, ચારિત્ર, કાન્તા (નાટક), ઉત્તરરામચરિતનું તથા માલતીમાધવનું ભાષાન્તર, ગીતાભાષ્ય, નારીપ્રતિષ્ઠા, ગુલાબસિંહ, પ્રાણવિનિમય, વગેરે ગદ્યમાં તથા 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ' નામના ન્હાના કાવ્યસંગ્રહો તેમના હૃદયની તીવ્ર લાગણીઓને સચોટ રીતે દર્શાવે છે.

મણિલાલ અને બાલાશંકરે ફારસીભાષાના શબ્દોનો તેમજ શૈલીનો ગૂજરાતી કાવ્યમાં પ્રચાર કર્યો. આન્તરજીવન મન્થન ભરેલું છે, અને ભાવનાઓ ઉત્કટ અને હૃદયભેદક છે, વિવેચનનું કામ પણ તેઓ સારું કરી જાણતા હતા.

## બાલાશંકર

(ઇ. સ. ૧૮૫૯–૧૮૯૮)

સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા, જાતે સાઠોદરા નાગરબ્રાહ્મણ અને નડિઆદના વતની હતા. તેઓ 'નિજાનંદ'માં મસ્તી માણતા હતા. એફ. એ. સુધીનો તેમણે અભ્યાસ કર્યો હતો. 'સ્વસુધારક મંડળ' તેમણે અને મણિલાલે સ્થાપ્યું હતું. બન્ને જણ કાવ્ય–ચર્ચા સાથે કરતા હતા. અનેક સ્થળે નોકરી કરી છેવટે તેમાંથી ફારક થઈ સાહિત્યસેવા તરફ ધ્યાન લગાડ્યું. 'કૃષ્ણમહોદય' નામના માસિકના તંત્રી થયા, અને તેમાં કાવ્યો છપાવતા.

ગ્રન્થઃ–કર્પૂરમંજરી, મૃચ્છકટિક (બન્ને ભાષાન્તર) ચંદ્રાવલી (નાટકનું ભાષાન્તર) તથા 'કલાન્ત કવિ' નામનો કાવ્ય–સંગ્રહ. તેમની કવિતામાં ફારસી શબ્દો ઘણા વપરાયલા છે, છતાં તે સરળ, પણ વિચાર

અને ભાવ ઉદ્દામ હોવાથી તેમનાં કાવ્યોમાં તેમની મસ્તીનું પ્રતિબિમ્બ પડે છે. જ્ઞાની મસ્તાન કવિતા મગજનો તાર ખરેખર જુદોજ લાગે છે. દુનિયાની કાંઈ પરવાજ જણાતી નથી. તેમનાં કાવ્યો કાનને પ્રિય લાગે તેવાં ભાવ અને છંદના સંવાદવાળાં, અને ભવ્ય છે.

## મીરાંબાઈ

બાઈ મીરાંનો જન્મ મેડતામાં સંવત્ ૧૫૫૯-૬૦ માં થયાનું જણાય છે. તેનું લગ્ન આશરે સત્તર વર્ષની ઉમરે ચિતોડના રાણા સંગ (સંગ્રામસિંહ)ના યુવરાજ ભોજરાજ સાથે થયું હતું. ત્રણ વર્ષ સૌભાગ્ય રહી મીરાં સંવત્ ૧૫૭૯-૮૦ માં વિધવા થઈ હતી. ત્યાંથી થોડે કાળે સતવણીથી બાઈ મેવાડમાં પોતાના કાકા વિરમદેવના દિકરા અને બાળ-સખા જયમલને આશરે આવી રહી હતી. જયમલ ઉપર અકબરનું આક્રમણ થતાં મીરાં મેવાડ છોડી ગોકુળમાં ગઈ હતી અને ત્યાંથી લગભગ સંવત્ ૧૬૨૩-૨૪ ના અરસામાં દ્વારિકામાં આવી રહી. ત્યાં અલ્પકાળ રહ્યા પછી બાઈ મીરાં સંવત્ ૧૬૨૫-૨૬ માં સાયુજ્ય મુક્તિ પામી હતી, તેમ કહેવાય છે. પરણીને આવ્યા પછી દેવીને નમસ્કાર ન કર્યો તે ઉપરથી તેના પતિની હયાતીમાંજ મીરાં પ્રત્યેની પજવણી શરૂ થઈ હતી, તેમ દયારામ "મીરાંચરિત્ર"માં જણાવે છે. મીરાંને સાધુસંગ ઘણો પ્રિય હતો, તમનેજ પોતાનાં સ્વજન ગણતી હતી, અને ભક્ત મીરાંમાં પોતાની નણંદ, સાસુ, તથા પતિને પણ કૃષ્ણની ભક્તિ કરવા ઉપદેશ આપવાની હિંમત હતી; મીરાં કૃષ્ણ એકલાનેજ 'પુરુષ' માનતી હતી, અને તેની સાથેજ તે આમરણ વરી હતી.

મીરાંબાઈનાં પદો લગભગ અઢીસો છે તે ગુજરાતી ભક્ત આલમમાં ઘણાં પ્રખ્યાત અને લોકપ્રિય છે. મજુર લોકોને મજુરી કરતાં આ પદો આનંદથી ગાતાં ઘણી વખતે આપણે સાંભળીએ છીએ. શિષ્ટ વર્ગમાં પણ તેની ખ્યાતિ અપ્રતિમ છે. તેનાં કાવ્યોમાં કૃષ્ણની ભક્તિ, રાધાકૃષ્ણનો વિહાર, કૃષ્ણને મળવાની તાલાવેલી, સંસારના પદાર્થો

પ્રત્યેનો તેનો વૈરાગ્ય, અને ઉદ્દામ સમર્પણ તરવરે છે. બઈ માણસ હોવાથી તેનો રાધાકૃષ્ણનો વિહાર દયારામ જેટલો ઉચ્છૃંખલ નથી, પણ મર્યાદિત અને મર્માળો છે. ભાષા સાદી અને સહજ કોમળ છે.

## નરસિંહરાવ

સાક્ષરશ્રી **નરસિંહરાવ** દીવેટિયાનો જન્મ ઈ. સ. ૧૮૫૯માં અમદાવાદમાં એક સંસ્કારી કુટુંબમાં થયો હતો. જાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. તેમના પિતા સ્વ. ભોળાનાથભાઈ પ્રાર્થનામાળાના ભક્તિમય કાવ્યોને માટે પ્રખ્યાત હતા. ઈ. સ. ૧૮૮૦માં બી. એ. થઈ ઈ. સ. ૧૮૮૩માં સ્ટેચ્યુટરી સિવિલ સર્વિસમાં જોડાયા. તેઓ નોકરી દરમિયાન રત્નાગિરિ તથા સિંધ વગેરે પ્રાન્તોમાં ફરેલા. આ ભ્રમણમાં તેમણે જુદી જુદી ભાષાના સંસ્કારો મેળવ્યા હતા. તેઓ હાલ નોકરી ઉપરથી નિવૃત્ત થયા છે. પાશ્ચાત્ય કેળવણીના પરિણામે વર્ડ્ઝવર્થ, શેલી, ટેનીસન, વગેરે કવિઓના સંસ્કાર મેળવી ગુજરાતી સાહિત્યને તેવી કુદરતની લીલા વર્ણવતી કવિતાઓ આપી છે. ચંદા, તારા, મેઘ, અભ્રરંગ, વગેરે તેમનાં કવિજીવનનાં રમકડાં છે. સંગીતશાસ્ત્રમાં પોતે કુશળ છે. તેમણે ઈ. સ. ૧૮૮૭માં પ્રથમ "કુસુમમાળા" નામનો કાવ્યસંગ્રહ ગૂજરાતી આલમને ભેટ ધર્યો. પછી 'હૃદયવીણા,' 'નૂપુરઝંકાર,' 'સ્મરણ-સંહિતા' વગેરે કાવ્યસંગ્રહો તેમની ઘડાતી શૈલીના પુરાવારૂપ છે. ગદ્યમાં પણ તેમનું લખાણ છે. 'જોડણી' તથા પ્રેમાનંદનાં નાટકો' વિષે મનનીય લેખ તથા 'મનોમુકુર' તથા 'સ્મરણ મુકુર' નામના લેખસંગ્રહ પણ બહાર પડયા છે. તે ઉપરાંત ગૂજરાતી ભાષા સંબંધી તેમણે આપેલાં 'વીલ્સન ફાઇલૉલૉજીકલ લેક્ચર્સ' પણ તેમના ભાષાશાસ્ત્રના ઊંડા અભ્યાસનું સ્મારક છે. વિવાદ કરનાર તરીકે નરસિંહરાવ અજીત્ય સ્થાન ધારણ કરે છે. આ પ્રમાણે તેમનું જીવન સાહિત્યવૈવિધ્ય દાખવે છે.

તેમનાં કાવ્યો આત્મલક્ષી છે, અને ગેય છે; એટલે તેમને 'ધ્વનિકાવ્યો' કહી શકાય. ગૃહજીવનના પ્રસંગો, ઐતિહાસિક મહાપુરુષોનાં

જીવન સંબંધી, તથા કુદરતની શોભા વર્ણવતાં તેમનાં કાવ્યોમાં કવિની કલ્પનાનાં ઉડ્ડયનો બહુ નવીન અને મોહક છે. 'ચંદ્ર' નામનું તેમનું કાવ્ય આનું ઉદાહરણ છે. કાવ્યનો અનુવાદ કરવામાં મૂળભાવની ક્ષતિ થતી નથી, અને તે કાવ્ય સ્વતંત્ર સ્ફૂરણાનું જાણે પરિણામ ન હોય તેમ લાગે છે. 'જંબુજ્યોતિ' અને 'પ્રેમલજ્યોતિ' આનું ઉદાહરણ છે. મનુષ્યસ્વભાવનાં ઊંડાં પડ ઉકેલવામાં કવિ કુશળ છે, છતાં તેમની વિશિષ્ટતા 'કુદરતના કવિ' તરીકે સવિશેષ છે.

## બોટાદકર

(ઈ. સ. ૧૮૭૦–૧૯૨૪.)

કવિનું પૂર્ણ નામ દામોદરદાસ ખુશાલદાસ છે. ઈ. સ. ૧૮૭૦માં તેમનો જન્મ થયો. અંગ્રેજી કેળવણીનો લાભ તેમને મળી શક્યો નથી, છતાં સંસ્કૃત ભાષાના ઊંડા અભ્યાસને પરિણામે તેમનામાં પ્રાચીન સંસ્કૃતિનાં બીજ વિકાસ પામેલાં જણાય છે. જીવનમાં સાદાઈ, અને સંતોષ અનુભવ્યાં હતાં. સ્વભાવે શાન્ત અને અપ્રગલ્ભ હતા. 'પ્રેમ અને સત્કાર' નામના કાવ્યથી તેઓ ખ્યાતિમાં આવ્યા. 'વિદ્ધ મૃગ' નામનું તેમનું બીજું કાવ્ય પણ તેટલુંજ મનોહર લાગ્યું. આ પ્રમાણે અવારનવાર લખાયલાં કાવ્યોનો સંગ્રહ ઈ. સ. ૧૯૧૨માં 'કલ્લોલિની' ને નામે પ્રથમ પ્રગટ થયો. ત્યારપછી 'સ્રોતસ્વિની' નામનો બીજો સંગ્રહ ઈ. સ. ૧૯૧૮માં બહાર પડયો. ત્યારબાદ 'નિર્ઝરિણી', 'રાસ તરંગિણી' અને 'શૈવલિની' નામના કાવ્ય સંગ્રહો બહાર પાડયા. તેમના કાવ્ય સંગ્રહોનાં નામ 'નદી' વાચક છે. આ પ્રમાણે તેમણે પંચ કાવ્યસરિતાઓને ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં વહેવરાવી ગુર્જર સાહિત્યમાં સારો ઉમેરો કર્યો.

તેમની કવિતામાં ગૃહજીવનના સામાન્ય વિષયો સુંદર રીતે આલેખાયા છે, અને નવીનતાથી પૂર્ણ છે. હૃદયનું માર્દવ અને જીવનની મીઠાશ તેમનાં કાવ્યોમાં અનુભવાય છે. ભાષા પ્રૌઢ અને વેગવાળી તથા શૈલી ઘણી ખરી સંસ્કૃત છે. હૃદયસ્પર્શી તેમનાં કાવ્યોમાં

ભાવનાપ્રેરક બળ પ્રત્યક્ષ થાય છે. કલ્પનાઓનાં ઉડ્ડયન અને આછાં, શૈલી પ્રવાહની માફક સરતી. વૃત્તોની પસંદગી વિષયને સહજ હોઈ ગેયતાનું તત્ત્વ સારી રીતે સચવાયું છે, અને પરિણામે તેમનાં કાવ્યો જનતાભોગ્ય નીવડયાં છે.

### કાન્ત

(ઈ. સ. ૧૮૬૭–૧૯૨૩)

સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ પ્રશ્નોરા નાગર કોમમાં ઈ. સ. ૧૮૬૭ માં કાઠીઆવાડના ચાંવડ ગામમાં જનમ્યા હતા. શરીરે ભીમ હોવા છતાં હૃદયગત કોમળતાથી યથાર્થ કાન્ત હતા, અને સાહિત્યરસિકોને તેજ નામથી પરિચિત છે. ઈ. સ. ૧૮૮૮માં તેઓ ગ્રેજ્યુએટ થયા. ત્યાર પછી વડોદરાની પુરુષ શિક્ષણ પદ્ધતિના મુખ્ય આચાર્ય તરીકે નીમાયા. આઠેક વર્ષ વડોદરા રાજ્યની નોકરી કર્યા બાદ તેઓ ભાવનગર સ્ટેટના કેળવણી ખાતામાં જોડાયા હતા.

તેમના પ્રથમ પત્નીના મૃત્યુથી તેમના કોમળ હૃદયને આઘાત લાગ્યાનું તેમનાં કાવ્યો ઉપરથી જણાય છે. સ્વભાવે શાન્ત, હૃદયે કોમળ અને પ્રેમાળ હોવાથી ભાષામાં પણ તેની ઝલક આવી છે. ધર્મ તત્ત્વશોધન તેમનો ખાસ વિષય હોવાથી ધર્મની સારાસારતા તપાસવા બારીક નિરીક્ષણ કરતા. આના પરિણામે તેમણે ખ્રિસ્ત ધર્મનો સ્વીકાર પણ જીવનમાં કરી જોયો. પાછુ ધર્મજીવન બાહ્ય રીતે બદલાયું, પણ વિચારમાં અને વર્તનમાં તો તે ખ્રિસ્તમતાવલંબી છેવટ સુધી રહ્યા. સ્વીડનબોર્ગના ધાર્મિક વિચારો તેમને બહુ ગમતા, અને તેનો થોડો ઘણો પ્રચાર પણ પોતાના શિષ્યવર્ગમાં કર્યો. તેમનું અવસાન ખેદજનક-રીતે એકાએક રેલ્વે ટ્રેઈનમાં થયું હતું.

તેઓ સ્વ. કલાપીના મિત્ર અને સાચા–વિશ્વસનીય સલાહકાર હતા. અધ્યાપક તરીકે કુશળ, અને શીઘ્ર ભાષાન્તરકાર તરીકે તેમજ "શિક્ષણનો ઇતિહાસ"ના કર્તા તરીકે એમના પરિચિત મનુષ્યોમાં જાણીતા છે.

તેમની છૂટક કવિતાઓનો સંગ્રહ "પૂર્વાલાપ"ને નામે પ્રગટ થઈ ચૂક્યો છે. તેમના કાવ્યમંદિરના કળશરૂપ 'વસંત વિજય' નામનું કાવ્ય કલા અને ભાવમાં અનુપમ છે. ગદ્યમાં 'રોમન સ્વરાજ્ય' અને 'ગુરુ ગોવિન્દસિંહ' તથા 'જાલમટૂલિયા' તેમણે લખ્યાં છે. તે ઉપરાંત 'કલાપીનો કેકારવ' સ્વહસ્તે સંશોધિત કરી મિત્ર તરીકેનું મિત્રકૃત્ય તેમણે અદા કર્યું છે.

ભાષાની મૃદુતા, ભાવનાનું ઉચ્ચ ઉડ્ડયન તેમના દરેક કાવ્યમાં તરી આવે છે. ગૃહજીવનના પ્રસંગોએ તેમનાં ઘણાં કાવ્યોને રંગ અને ઓપ આપ્યો છે.

## કલાપી

(ઈ. સ. ૧૮૭૪–૧૯૦૦)

રાજકવિ કલાપી લાઠીના ઠાકોર હતા. તેમનો જન્મ ઇ. સ. ૧૮૭૪ માં થયો હતો. તેમનું નામ 'સુરસિંહજી' હતું. પણ સાહિત્યક્ષેત્રમાં તેઓ 'કલાપી'ના ઉપનામથી જાણીતા છે. અરાઢેક વર્ષની ઉમ્મર સુધી રાજકોટની રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કર્યા પછી તેઓ કાશ્મીરના પ્રવાસે નીકળ્યા હતા. કાશ્મીરની કુદરતી બલિહારીએ તેમના ઉછરતા હૃદય ઉપર સૌન્દર્યના સંસ્કારો પાડ્યા હતા. કલાપીનાં પત્નીનું નામ 'રમા' હતું. કલાપી પોતે સ્નેહી હતા. તેમનો સ્નેહ ઉદ્દામ, અને સ્નેહમાં બધી નીતિ સમાઈ જાય છે એમ માનતા હતા. યુવાન હૃદયમાં ઉદ્‌ભવેલી આ ભાવનાએ તેમને હૃદયદર્દ અર્પ્યું. તે દર્દ કવિએ મોરની વાણીની માફક 'કેકારવ'માં ઉભરાવ્યું છે. હૃદયમન્થન બહુ ભારે. પરિણામે જીવન માણ્યું અને વેઠ્યું. ઈ. સ. ૧૮૯૫માં ગાદીનશીન થઈ પાંચ વર્ષ પછી તેમનું અવસાન થયું.

કલાપીએ "માળા અને મુદ્રિકા", 'જેસલ અને તોરલ', 'કાશ્મીરનો પ્રવાસ', તથા "સ્વીડનબોર્ગના ધર્મ વિચારો" વગેરે ગદ્યમાં લખ્યાં છે. તેમનાં ઘણાંખરાં કાવ્યોનો સંગ્રહ "કલાપીનો કેકારવ" એ નામના

તેમના કાવ્યસંગ્રહમાં સ્વ. કાન્તે સંશોધિત કરી પ્રગટ કર્યો છે. બાકી રહેલાં કાવ્યો તેની પુરવણી તરીકે છપાયાં છે. તેમનાં કાવ્યો બધા આત્મલક્ષી છે. હૃદયદર્દ તીવ્ર હોવાને લીધે તેમનાં કાવ્યોમાં તેમની પ્રસંગોપાતની લાગણીઓ દૃષ્ટિગોચર થાય છે. ભાષામાં ફારસી શબ્દોનો પ્રયોગ વિશેષ છે. તે સિવાય તેમની ભાષા સરળ અને કોમળ. તેનો પ્રવાહ કોઇ વખતે ધીમો તો કોઈ વખતે ધોધ જેવો. હૃદયમાં જેવી ઉર્મિ આવી કે તેને લાંબે કંડે બહાર કાઢી એટલે કદાચ તેમનાં કાવ્યોમાં કળા નહીં હોય, પણ છતાં હૃદયસ્પર્શી તો છેજ. ભૂતદયા, કુદરતપ્રેમ, કૌટુમ્બિક સ્નેહ, વગેરે તેમના મુખ્ય વિષયો છે.

## ન્હાનાલાલ

કવિ ન્હાનાલાલનો જન્મ અમદાવાદમાં ઇ. સ. ૧૮૭૭માં થયો હતો. તે સ્વ. કવિ દલપતરામના દિકરા થાય છે. તેમણે એમ. એ. ની પરીક્ષા પાસ કરી છે. દ્વિતીય ભાષા ફારસી હતી, પણ સંસ્કૃતનો અભ્યાસ ખાનગી કરી લીધો હતો. તેઓ 'પ્રેમભક્તિ'ના નામથી કવિતાઓ લખતા હતા. સાદરાની સ્કૅાટ કોલેજના તે પ્રિન્સીપલ હતા. પછી રાજકોટની રાજકુમાર કોલેજમાં અધ્યાપક તરીકે કામ કરી ત્યાં સરન્યાયાધીશ તરીકે પણ કામ કર્યું હતું. છેવટે રાજીનામુ આપી નોકરીમાંથી તેઓ ફારક થયલા છે.

તેમનાં કાવ્યો વગેરે–'નાના નાના રાસ,' 'વસન્તોત્સવ' 'ઇન્દુકુમાર,' 'ઉષા યાને એક સૂજનજૂની વાર્તા,' 'કેટલાંક કાવ્યો,' 'જયા અને જયન્ત,' 'સાહિત્યમંથન,' 'ગીતાનું સમશ્લોકી ભાષાન્તર' વગેરે.

દયારામે જે ગરબી સાહિત્ય શરૂ કર્યું તેમાં ન્હાનાલાલે રાસરૂપે નવીનતા ઉમેરી સ્ત્રીવર્ગને મોટો ઉપકાર કર્યો છે. તેમનાં કાવ્યો હમેશાં ભાવનાપ્રધાન હોય છે. સામાન્ય વસ્તુમાં કવિહૃદય ચમત્કાર જુએ છે. તેમનાં કાવ્યો ગાઈ શકાય તેવાં છે. ઐતિહાસિક ભાવનાને તેમણે મૂર્તિમન્ત કરી છે. ભાષાની કોમળતા અપ્રતિમ, પણ ભાષા ગૂઢ. આજ

ભાવનાઓને સાદી ભાષામાં આચ્છાદિત કરી હોત તો શબ્દાર્થ સ્પષ્ટ થાત, પણ ભાવનાગુંજન તેટલું માર્મિક રહત કે કેમ તે શંકા છે.

## ખબરદાર

અરદેસર ફરામજી ખબરદારનો જન્મ ઈ. સ. ૧૮૮૨માં દમણમાં થયો હતો. જાતે પારસી છે. માતાપિતા ન્હાનપણમાં ગુજરી જવાથી જરૂર પૂરતું અંગ્રેજી ભણ્યા હતા. ન્હાનપણથી તેમને સંગીતનો શોખ હતો. હાલ તેઓ મદ્રાસમાં વ્યાપાર કરે છે. શરૂઆતમાં તેઓ દોહરા લખતા હતા. સાતમી ગુ. સા. પરિષદ્ વખતે તેઓ સાહિત્ય વિભાગના પ્રમુખ હતા. તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ "કાવ્યરસિકા" ઈ. સ. ૧૯૦૦ માં બહાર પડયો. આમાં દલપતશૈલી નજરે પડે છે. પછીથી તેમણે ન્હાનાલાલની 'ડોલનશૈલી' પસંદ કરી હતી. 'વિલાસિકા' 'પ્રકાશિકા' 'સંદેશિકા', 'ભારતનો ટંકાર', 'કલિકા' 'ભજનિકા' વગેરે કાવ્યસંગ્રહો તેમણે બહાર પાડયા છે.

તેમની કવિતા ભાષામાં સરળ છે. સ્વદેશ પ્રેમ, વીરરસની ઝમક, આછી કલ્પનાની છાપ તેમનાં કાવ્યોમાં દૃષ્ટિગોચર થાય છે. તેમણે કાવ્યપ્રદેશમાં કેટલાક નવીન છંદોને અવતાર આપ્યો છે. સૃષ્ટિસૌન્દર્યનો રસ પણ તેમનાં કાવ્યોમાં વાચક ચાખે છે. ગુજરાત પ્રત્યેનો તેમનો પ્રેમ પ્રબળ છે: મદ્રાસમાં રહેવાથી કાંઇક આ પ્રેમમાં વૃદ્ધિ થઇ લાગે છે. તેમનાં કાવ્યો સરળ હોવાથી જનતાભોગ્ય છે. અને આદરને પાત્ર પણ થયાંજ છે.

## ઓઝા.

રા. શાન્તિલાલ સારાભાઈ ઓઝા ભાવનગરના વતની છે, અને મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે. તેઓ હાલ વડોદરાની સયાજી હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરે છે. તેમનો એક ન્હાનો કાવ્યસંગ્રહ નામે 'રસધારા' મોટે ભાગે અંગ્રેજી કાવ્યોનો માત્ર અનુવાદ

છે. બીજું ન્હાનું સ્વતંત્ર કૃતિનું પુસ્તક નામે "રસચંદની અથવા સુધા-એક ખીલતી કળી" લખી રહ્યા છે. બાળલગ્નના રોગને અટકાવી શકાય તેમ નથી. તો પણ શિક્ષણથી છોકરા છોકરીઓનું લક્ષ સંયમ કેળવવા તરફ ખેંચવું જોઇયે, અને આ પ્રમાણે દંપતી જીવનમાંથી મોહને દૂર કરી કળા અને સંગીતનો આનંદ નવદંપતીએ કેવી રીતે લેવો, તે બતાવવાનો આ ન્હાનકડા પુસ્તકનો તેમનો હેતુ છે. હેતુ સ્તુત્ય છે પણ આવું ભાષાપંડિત જોડું ગૂજરાતી સમાજને કેવળ કૃત્રિમ ભાસે છે. ભાષા સંસ્કારી, પણ જૂના શબ્દોનું સ્હેજ અનુકરણ કરતી જણાય છેઃ "રીખંતો," "હળુ હળુ", વગેરે શબ્દો ભાષાનું પ્રાચીનપણું સૂચવે છે.



# લોકકવિ શામળ

## પંચદંડ

(દુહા)—નમું માતા સરસ્વતી! તુને, પૂજું દોયે પાય,
કરુણાદ્રષ્ટ જુવો તમો બુદ્ધિ પ્રફુલ્લિત થાય. ૧

ભોજરાજા મન હરખીઉં, મુહુરત રૂડું લીધ,
સિંહાસનને પૂજિઉં, શોભા બહુવિધ કીધ. ૨

પંડિત પુરાણિક વેદિયા, મેલ્યા વિપ્ર સુજાણ,
કીધી શોભા અભિનવી, જાણ્યે ઉગ્યો ભાણ. ૩

સિંહાસન જવ પગ ધરે, પોતે ભોજ સુજાણ,
બોલી હંસા પુતલીઃ હાં હાં મ ધર તું પાણ. ૪

એ સિંહાસન વિક્રમતણું, અતુલ તેજ મહારૂપ,
તે ઉપર બેસો તમો, જો થાવો ત્હેવા ભૂપ. ૫

પાલક ગૌબ્રાહ્મણ તણો, પરનારંસહોદર જેહ,
ત્હેવો કો પેદા થશે, આસન બેસે તેહ. ૬

ભોજરાજ તવ બોલિયો પુતલી પ્રતે તે વાત,
કહો વખાણ વિક્રમતણાં, સુણું જોડી બે હાથ. ૭

પ્રાક્રમ તેણે શ્યૂં કર્યું? કહેવાં કર્યાં પરકામ?
સાંભળતાં પાતિક હરે, સુણુતે વિક્રમ નામ. ૮

### ચોપાઈ

હંસા પુતલી બોલી વાણીઃ સુણ તું ભોજ! ચતુર સુજાણ!
ઉજેણીનું કરતો રાજ્ય, અસત્ય અન્યાય મનથી તાજ્ય. ૯

તેણે પ્રાક્રમ કીધું ઘણું, ચક્રવે રાજ્ય છે તેહજ તણું;
ધર્મવંત વસે સહુ લોક, ભેદે નહિ વ્યાધિ કે શોક. ૧૦

સિંહાસન સોનાનું પત્ર, મસ્તક ફરે પંચદંડનું છત્ર;
ઉતપત્ય એ સિંહાસન તણું, વિસ્તાર થાઈ કહેતાં તે ઘણું. ૧૧

તે તુજને બોલું વિસ્તરી, સુણજે ભોજ! મનહેતે કરી;
નગર ઉજેણી મહા અનુપ, જિહાં વિક્રમ સરીખો ભૂપ. ૧૨

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય. શૂદ્રવર્ણ, સહુ સહુનાં પાલે આચરણ;
બ્રાહ્મણ, જોતિષ, પ્રશ્નોત્તરી, સુણજે ભોજ! મનહેતે કરી. ૧૩

ક્ષત્રી રણવટ ફૂદી પડે, ગૌબ્રાહ્મણની વાહરે ચડે;
વૈસ્ય વેપાર શુભ માંડે હાટ, ધર્મ તણી ચલાવે વાટ. ૧૪

શીલવંત સહુ લોકજ અતિ, પતિવ્રતા ધર્મ પાળે સતી;
એહવો એ જિહાં ચતુર સુજાણ, કો કોહની નવિ લોપિ આણ. ૧૫

(દુહા)—એક સમે વિક્રમ ચડયો, દેઈ દદામે ઠોર,
ધ્રમકારે પૃથ્વી ગડગડે, વાજાં વાજે ઘોર. ૧૬

આગલ બાહાર હસ્તી તણી, મદઝરતા માતંગ,
અંબાડી કંચન તણી, સિંદુરઓપિત રંગ. ૧૭

ધજા નેજા અતિ શોભિતા, ઐરાવત—આકાર,
બીજા ગજ તો અતિ ઘણા, એહવા સહસ્ર જ બાર. ૧૮

કચ્છી, મુલતાની ઘોડલા, ખુરાસાણી, કાસ્મીર,
કુંતલકાલા કાબરા, શૂરપૂર મહાધીર. ૧૯

ઉજ્જવલ, અબલખ, ભૂખરા, નીલા તે નવરંગ,
જડાવ પલાણ હીરે જડયાં, અતિ અતુલી બલ અંગ. ૨૦

ગંગાજલા ને હરમજી, પાણીપંથા અમૂલ,
સોરંગી, સોરઠા, સુજાણપત્ય, તેજિ તુરંગ અતૂલ. ૨૧

અનેક રથ ને પાલખી, ઉપરિ અનમિ અસવાર,
ચડયા વેડાગે વાંકડા, ઝાઝા માહા ઝુઝાર. ૨૨

વાહાલા, ઘ્રાહાલા ભલા, ઘોડે જોડે પૂર,
રમઝમ કરતો નીસર્યો, સિદ્ધ શિરોમણ શૂર. ૨૩

કૈ પાયક, કૈ પાખર્યા, કૈ વાજાં ચેહેચાટ,
કૈ ભટ, બ્રાહ્મણ, ચેટકિ, જશ ગાવે ચારણભાટ. ૨૪

વિક્રમ વાડિઈં સંચર્યો, રમવા કારણ આપ,
શીપ તે લાગ્યો સલકવા, દુસ્મન લાગો તાપ. ૨૫

સામંત સાથે સંચર્યા, જેહની શોભે દેહ,
ચઢ્યો રાવ દેઈ દુંદુભી, જિમ અષાઢો મેહ. ૨૬

જિમ ધસે સિંહ વંનમાં, જિમ પરાંઠી પૂર,
તિમ વિક્રમસેના ચડી, વિરાધ વીર મહા શૂર. ૨૭

જેહવો ધડલંકાપતિ, જેહવો બીજો ઈંદ્રિ,
જેહવો અર્જુન બાણાવલી, જેહવો શરદનો ચંદ્ર. ૨૮

સૂરજ સરીખો તેજલો, દાતા જેહવો કરણ,
રૂપે કાળ સરીખડો, ચંપા જેહવું વરણ. ૨૯

રાય હસ્તિનાપુરપતિ, જેહવો ઉગતો ભાણ,
એહવે પ્રકારે સંચર્યો, વિક્રમ વીર સુજાણ. ૩૦

આવ્યો વાડિઈં મલપતો, દિવસ ચડ્યો ધડિ ચાર,
તિહાં નૃત્યક આવી નૌતમ ભલી, અભિનવ અપરંપાર. ૩૧

મંગલ ઉચ્છવ બહુ કર્યો, સર્જનને સન્માન.
ખેર મહેર બહુ વિસ્તરી, જાચિક દીધાં દાન. ૩૨

દ્રવ્ય અલેખે ખરચિયો, દાતા હરખે મન,
કરપી કલ ખાઇ મરે, સૂમ તો છડે તન. ૩૩

દિવસ પહોર રહ્યો પાછલો, અસવારી બહુ પેર,
વળ્યો નગ્ર ભણી રાજવી, જવા મન પોતે ઘેર. ૩૪

ઉજેણી જાણ સઘળે થયું, આવે વિક્રમ રાય,
જોવા કારણ સર્વકો, ભુવન ભુવનથી ધાય. ૩૫

કામ અધવચ કોનું રહ્યું; અધવચ મેહલ્યાં અન્ન,
મેહેલ્યાં દળણાં ખાંડણાં, મેહલ્યાં કોણે તન. ૩૬

વેપાર મૂકયા વેપારીએ, લાભ કર્યો સર્વ તાજ્ય,
વિપ્ર ભણતા ઊઠિયા વિક્રમ જોવા કાજ. ૩૭

કો મોહોલે, કો મેડીઈ, કો ઘર, કો દરબાર,
કોય અટારી પર ચડે, જોવા નર ને નાર. ૩૮

દાતાનું મુખ નિહાલવા; ઊલટ અપરંપાર,
ઇશ્વરને વ્હાલો ઘણો, દાતા કે ઝુંઝાર. ૩૯

એવું જોઈ સંચરે, નાહાના મોટા લાગ,
મળી અસંભમ મેદિની, નહિ પગ મેલણ માગ. ૪૦

કાન પડયું સંભળાય નહી, વાજે ઢોલ નિશાણ,
એ રીતે આવ્યો નગ્રમાં, વિક્રમ વીર સુજાણ. ૪૧

ગજ ઉપરિ વાહન કર્યું, છત્ર ફરે છે શીશ,
શનૈ શનૈ સહુ સંચર્યા, પોહોર પાછલે દીશ. ૪૨

અર્ધ બાજારે આવિયા, જિહાં ઘાંચણનું બાર,
તિહાં એક કૈતિક ઉપનું, કહુ સંખેપે સાર. ૪૩

## ચોપાઈ

દેવદમની ઘાંચણિનું નામ, તે સ્ત્રી રહેતી તેણે ઠામ,
વિક્રમ આવ્યો તે ઘર પાસ, તેણિઈ બોલાવી દાસ. ૪૪

જાયો માલીઇ વાળો છાર, કર્ય અજ્નુયાલૂં ઘર ને બાહાર,
કહેતાં બાઈ! નાવે લાજ, આવે છે વિક્રમ મહારાજ. ૪૫

હવડાં છાર નહિ વાળીઈ, ઉડે રજ આપણ માળીઈ,
વિક્રમ જો છારે છંટાય, તો આપણ શિર ડંડજ થાય. ૪૬

વચન સાંભલ્યું દાસીતણું, તાહરે ધાંચણુ કોપી ઘણું,
છાર વાલ રે ભુંડ રંડ, મારો રાજા શું દેશે દંડ ? ૪૭

એહને હવડાં હું દંડજ દેઉં, કહેતો સર્વસ લુંટી લેઉં,
કહેતો ઊડાડું આકાશ, એટલું જોર રાખું છું પાસ. ૪૮

તાહરો રાજા તે, કે હું ? કિમ વચન ઊથાપે તું ?
તિહાં વળી મુહારો છાર, જાએ રાજ, ન લાગે વાર. ૪૯

સુણી વાત વિમાસણ પડી, તતક્ષણ દાસી મેડી ચડી,
ઊડાડી છાર દહોદશ ઘણી, આવી અસવારી રાજા તણી. ૫૦

દીઠી ઉડતી અદકી ખેહ, સઉની ભરાણી રજસ્યું દેહ,
ફટ ફટ રે રંડા ! તું ગમાર, સ્યૂં ઉડાડે હવડાં છાર ? ૫૧

વિક્રમ આવ્યો ઉઘો ભાણુ, છાર છાંટે તું થઈ અજાણુ,
તોહે વારી તે નવિ રહી, જિમ વારી તિમ અમણી થઈ. ૫૨

છૂટા દશ વીસેકજ જોધ, મનમાં તિહાં આણીને ક્રોધ,
કોણે મુકકી, કોણે લાત, કોણે કરી કંદુકાની ઘાત. ૫૩

છૂટી હાથથી આવી તિહાં નાઠી બેઠી દમની જિહાં,
બાઈ ! તમારી ભાગી આડિ, તુઝમાં બલ હોઈ દેખાડિ. ૫૪

મુજને મારી મોહકમ ઘણું, બલ પ્રકટ કરો તમ તણું,
કોપી દમની સુણને વાત, લીધો દંડ ઘરમાંથી હાથ. ૫૫

આગળ જિહાં હાથીની લાહાર, દોડી આવી તેણે ઠાર,
સાંભળી વાત દાસીની કરણુ, મારગ રેખા કીધી તરણુ. ૫૬

રસ્તા વચ્ચે ત્રણુ રેખા કરી, ઘેર પોતાને પાછી ફરી,
અકસ્માત્ ત્રણુ ભીંતજ થઈ, તિહાં સેના જઈ અટકી રહી. ૫૭

રોકયો મારગ સંધિ વાટ, જે ન સકે કો આગળ ઘાટ,
સૈન્ય સર્વ તો થોભી રહ્યું, વિક્રમસેનને જાણુજ થયું. ૫૮

કોઈ કામનીઈ કીધો કોપ, મારગ રસ્તે કીધો લોપ,
રૂંધી જાવા મારગ આપ, આવ્યા વિક્રમ આપોઆપ. ૫૯

ખોદી ખોદાય, ન પાડી પડે, વિક્રમને મન અચિરજ અડે,
અનેક પ્રકાર બહુ કીધા ભેદ, તોહે પાર ન આણ્યો ખેદ. ૬૦

આવી દમની ડંડજ હાથ, બોલી રાય વિક્રમને સાથ,
બળાનું રાય! નહિ એ કામ, અભેદ ભીંત છે એહનું નામ. ૬૧

પંચદંડ છત્ર ધરાવે જેહ, પાછી ભીંત કરે નર તેહ,
એહ ભીંત પાછી નહિ થાય, બીજે મારગ જાયો રાજ. ૬૨

(દુહા)—સૂંડ તણો એક ગાંડીઓ, નથી ખાધો કોની માય,
નથી મૂછ મુખ કો તણે, જે ભીંતજ પાછી થાય. ૬૩

વચન સાંભળ્યું તેહનું, મનમાં થયો ઉચાટ,
પાછા વલિયા રાયજી, લીધી બીજી વાટ. ૬૪

ઘેર આવ્યો માહા ઝાંખરયું, નવિ કીધું ભોજન,
પ્રાતસ્કાલ સભા કરી, બેઠો તે રાજન. ૬૫

અચરિત પામ્યા લોક સહુ, દીઠું પ્રાક્રમ પ્રૌઢ,
કોને કામ સૂઝે નહિ, થઈ રહ્યા દિઙ્‌-મૂઢ. ૬૬

ઠામ ઠામ વાતો કરે, ટોળે ટોળાં લોક,
શત્રુને દુઃખ ઊપન્યું. સ્વજનને મન શોક. ૬૭

રાજાઇ દૂતજ મોકલ્યો, તેડી દમની ઘેર,
મેહણું દીધું પંચડંડનું, તે કહો મુજને પેર. ૬૮

પંચ ડંડ તે નામ સ્યું? તે છે કોહને બારિ?
કેહેવું છે, કે જેવડુ, હું જાઉં તેણે ઠારિ. ૬૯

તે મુજસ્યું બોલો તમે, સાચી જે શુભ વાણી,
તેહમાં ખેદ કરું અમો, તો ઈષ્ટ ગુરુની આણી. ૭૦

## ચોપાઈ

દમની કહે સમ નવિ ઘો તમો, વત હવડાં નવિ કહીઈ અમો,
માહરે ઘેર કુંવરી અનુપ, પ્રથમ તેહને જિતો ભૂપ. ૭૧
વગર સમજે કહું જે વાણ, પ્રથવીપત ખોસો કહીં પ્રાણ,
રમત અનેક કરો એકઠી, સેત્રંજ, ગંજીફા, સોગટી. ૭૨

(દુહા)—તેહને જો તમે જિતશ્યો, તો મુજને વિશ્વાસ,
નહિતર કામ સરે નહિ, મૂકો તેહની આશ. ૭૩
એહવું કહી પાછી ફરી, મંદિર તે તતકાલ,
કુયરીને તેડું મોકલ્યું, રાજાઈ સુખપાલ. ૭૪
શણગાર અંગ સોલિ સજ્યા, મોતી પરોયાં વાલ,
પીતાંબર પટ પેહેરણે, તિલક બનાવ્યું ભાળ. ૭૫
હામ, કામ, મૃગલોચની, સિંહલંકી સુજાણ,
ષોડશ વરસની તિહાં ભલી, ભ્રકુટી કમાની બાણ. ૭૬
દેવદમનીની દીકરી, દમની જેહનું નામ,
શશિવદની મૃગલોચની, હીરા દંત સમાન. ૭૭
પાન સરીખું પેટડું, અધર જાણે પરવાલ,
પોપટવરણી નાસિકા, ગજના સરખી ચાલ, ૭૮
નાગફેણ શો ચોટલો, ભ્રકુટી ધનુષાકાર,
પયોધર પદ્મસરીખડાં, સોળ કળા વિસ્તાર. ૭૯
ચૌદ વિધા, ચોસઠ કળા. ચોરાશી આસન,
આવી ઘેર રાજા તણે, દેખી રીઝયો મન. ૮૦
સુખપાલેથી ઉતરી, રાજાઈ દીધ માન,
આદરભાવ કીધો ઘણો, મેહેલ્યાં ફોફળ પાન. ૮૧
શી શી રમત્ય જાણો તમો, તે ઉચરિયે આજ,
કહો તમે હું સાંભળું, કરિઈ રૂડાં કાજ. ૮૨

દમની કહે તમને ગમે, રમત્ય માંડો જોડ,
હું કહું તે પછે પરઠિયે, હારજિતની હોડ. ૮૩

## ચોપાઈ

હરખ્યો રાજા મન ગેંઘાટ, માંડયો ત્રણ પાસાનો પાટ,
રાજા કહે જે તાહરે કોડિ, તેહવી મુખથી બોલો હોડિ. ૮૪
તમે કહી તે માહરે ખરી, કોડિ ઉપાય કરું નહિ પરી,
રાજા ઈમ વિચારે મન, સ્ત્રી હવે કહે છે વચન. ૮૫

(દુહા)—દમની કહે હારું અમે, તો મૂલ ખરીદી દાસ,
પરણું તમને પેરસ્યું, રહું તમારે પાસ. ૮૬
જો હારો તમે રાયજી! દેશ કરાવું તાજ્ય,
સેવક કરી રાખું અમો, લેઉં તમારું રાજ્ય. ૮૭
ચ્યાર દિવસનો વાયદો, થોડે અદકી ધાત,
તેહનો સૂરજ સાખિયો, જે બોલે ફરી વાત. ૮૮

## ચોપાઈ

રાજા બાંધ્યો વચને કરી, રમત્ય રાજસભામાં ધરી,
વાયુવેગે વાતજ ગઈ, બાધા નગરમાં ચર્ચા થઈ. ૮૯
પ્રધાન પંડિત જોઇ રહ્યા, સૂણી વાત ને અચરિજ થયા,
રમત્ય રમતાં બે પોહોરજ હોય, નવિ હારે, નવિ જિતે કોય. ૯૦
રાજાને એક ન સૂઝે વાટય, મન વિમાસી થયા ઊચાટ,
તે દાડે રમત્ય ઈમ રહી, દમની ઘેર પોતાને ગઇ. ૯૧
દેવતાર્ચન કીધું રાજન, દાન, સ્મરણ કીધું ભોજન,
બીજે દિવસ વાહણે જેટલે, ગઈ રાજસભામાં તેટલે. ૯૨
પહેલે દિવસે હુતી જિમ, રમત્ય બિજે દિન માંડિ તિમ,
કો કોથી નવિ પામે હારય, સારે પાસા વારંવાર. ૯૩

બે પોહોર મધ્યાહ્નજ થયા, રાજા ઊઠી મેહેલે ગયા,
દમની ગઇ પોતાને ઘેર, કામ કર્યાં મનવાંછિત પેર. ૯૪

દુરાચારી બહુ બોલે લોક, રાયને મન પ્રગટયો બહુ શોક,
ત્રિજે દાડે થયો પ્રભાત, નગર વિષે ચાલી બહુ વાત. ૯૫

રાજસભામાં નારી ગઈ, રમત્ય હતી તે જારી થઈ,
ખરા મધ્યાહ્ન થયા જાહરે, રમત્ય ઢાંકી મૂકી તાહરે. ૯૬

(દુહા)—રાજાને દમની કહે, રહ્યો કાલનો દીસ,
જો તમે મુજને જિતશો, તો પાય નમાવું શીશ. ૯૭

જો કાલે જિતો નહિ, પાલું મારું વ્રત,
સેવક કરું તુને માહરો, લેઉં રાજરિધ તરત. ૯૮

• હોંસ રહેશે હઇડા વિષે, વિક્રમ કહે તુજ પાસ,
તુજ સરખી કેઇ લખ કરી, કરું તુને હું દાસ. ૯૯

## ચોપાઈ

એહવું કહી સ્વસ્થાનક ગઈ, રાજાને મન ચિંતા થઈ,
રખે રાંડ જિતીને જાય, તેહનો તે સ્યો કરું ઉપાય? ૧૦૦

નિશ ચરચા જોયું બાધે ગામ, લોકાપવાદ સ્યું બોલે નામ?
અદ્દષ્ટવિદ્યા આપે કરી, જોવા ચાલ્યો બાધે ફરી. ૧૦૧

ગલીકુંચીને હાટેહાટ, ચારે ચોવટે ઘાટે ઘાટ,
માનવી ટોળે ટોળાં બહુ, બહુમુખી વાત કરે છે સહુ. ૧૦૨

રામરાજ્ય વિક્રમનું ગયું, કો કહે એ તો માઠું થયું,
કાલ્ય જિતસ્યે ઘાંચણની બાલ, રાજાનો સર્વ લેસ્યે માલ. ૧૦૩

કો કહે માઠી ઉપની મત્ય, સ્ત્રી સંગાથે જોડી પ્રીત્ય,
કો કહે રાજા ઘેહલો થયો, હેડે બોલ એવો તે લહ્યો. ૧૦૪

કો કહે થાસ્યે બીજી વાત, એહને માથે હરસિદ્ધમાત,
કો કહે એ વાચા ચૂકસ્યે, સ્ત્રીને કાઢીને મૂકશે. ૧૦૫

કો કહે કાંઇંક કરસ્યે મર્મ, કો કહે એ નહી મેલે ધર્મ,
કો કહે હાથકંકણ શું કરે, જે તે કાલે વાહાણામાં ઠરે. ૧૦૬
એહવું સાંભળે વિક્રમ વીર, સ્રીયો ભરતી'તી જિહાં નીર,
જૂથ મળ્યાં જુવતીનાં ઘણાં, કરે વર્ણવ વિક્રમ તણાં. ૧૦૭

એક કહે એ સારું થયું, રાજાનું તો માનજ ગયું,
દાઢિ ઊડી નિશચરચા ફરે, સહુ લોકની નિંદા કરે. ૧૦૮
કોણે છાની વાત જ થાય, ઘેર ઘેર જઈ ઢુંકે રાય,
હસાય નહિ, ન ગવાઈ ગીત, કોણે કોસ્યું ન થાઈ પ્રીત. ૧૦૯

સખી સખીમાં દુઃખ કે સુખ, વાત ન થાઈ બોલી મુખ,
જાણિઈ રાજા ધરશે કાન, તે સ્રીઈ ઉતાર્યું માન. ૧૧૦
ધાંચિણને પાયે લાગીઈ, એહની જાતિ આપણ માગીઈ,
સાબાશ રાજાસ્યું કીધો વાદ, વાહાણામાં ઉતારસ્યે નાદ. ૧૧૧

બહુમુખી તો વાતો કરે, હસે તાલી દેઈ, પાણી ભરે.
કો માઠું કો રૂડું કહે, રાજા વિક્રમ સર્વે લહે. ૧૧૨
જિહાં જિહાં રાજા દૃષ્ટે જોય, બીજી વાત કરે નહિ કોય,
લીધો ગામ બાધાનો પાર, નવિ સૂઝે મન એક વિચાર. ૧૧૩

પડી પૂરણ નિશા જાહરે, મન વિચાર કર્યો તાહરે,
મોટાનાં માનભંગજ થાય, તજે પ્રાણ, કે વિદેશે જાય. ૧૧૪
માટે પ્રાણ તજું સર્વથી, કોહને વાત જણાવી નથી,
પ્રધાન પંડિતને નવિ કહી, આપ વાત હૈડામાં રહી. ૧૧૫

ભરી પૂજા–સામગ્રી હાથ, વેતાલ વીર પોતાની સાથ;
જિહાં હરસિદ્ધ છે મોટી માય, પાલો પંથ પલ્યો તે રાય. ૧૧૬
ચાચરદેવ્યા નગરજ તણી, તેહની માયા છે અતિ ઘણી,
તિહાં જઈ રાઈ માંડયું ધ્યાન, ધૂપ, દીપ, નૈવેદ્ય, જ પાન. ૧૧૭

કુંકુમ, ચંદન, અક્ષત ઘણા, પૂજા માંહે નહિ કાંઈ મણા,
પ્રથમ પોહોર નિશા એક ગઈ, પૂજા પૂરણ તાહરે થઈ. ૧૧૮

ખડ્ગ પોતાની કોટિ ધર્યું, આવાહન ચંડીનું કર્યું,
પ્રસન્ન થઈ જ્યાહરે માત, માં માં કહીને ઝાલ્યો હાથ. ૧૧૯

સ્યા માટે તજે છે પ્રાણ? માગ્ય માગ્ય વર વીર સુજાણ!
માતા સર્વ જાણો છો દુઃખ, સ્યું કહેવરાવો માહરે મુખ? ૧૨૦

નીચ જાતિ ધાંચણ છોકરી, મેહેણું દીધું તેહની ડોકરી,
પંચડંડને જિતે જેહ, રમે ઘુત દમનીસ્યું તેહ. ૧૨૧

તેહ સંધાથે પાડી હોડિ માત! પોહોચાડો મનનાં કોડિ,
તેહસ્યું દિગ્વિજય હું કરૂં, આપો વર તે મસ્તક ધરું. ૧૨૨

(દુહા)—તાહરે ચંડી બોલિયાં, એહની અમુલક જાતિ,
એહમાં પ્રાક્રમ છે ઘણું, આગળ જાણસ્યો વાત. ૧૨૩

પંચડંડ જિત્યા તણો, તે કહું તમને આજ,
તમો જાઓ ઇંદ્રાસને, રહે તમારી લાજ. ૧૨૪

વેતાલ સંધાથે પરવરો, માહરો તમારે હાથ,
ઇંદ્રાસન શોભા ઘણી, મળસ્યે સઘલો સાથ. ૧૨૫

કામ કરી ઘેર આવસ્યો, પોહોચસ્યે મનના કોડ,
એ સ્ત્રીને તો જિતસ્યો, જે પાડી છે હોડ. ૧૨૬

છત્ર પામીશ પંચડંડનું, રહેશે જુગમાં નામ,
તુંને કોણ લોપી સકે, જે કરે પુન્યનાં કામ. ૧૨૭

વરદાન શીશ ચઢાવિયું, તેડયો વીર અનુપ,
પવનવેગે તે પરવર્યા, વીર ને વિક્રમ ભૂપ. ૧૨૮

તિહાં ઉછવ છે ઘણો, શોભા નોતમ હોય,
નાચ કરે દમની તિહાં, રાજા દૃષ્ટે જોય. ૧૨૯

અચિરજ પામ્યો અતિ ઘણું, જેહસ્યું પાડિ હોડ,
તે ઇન્દ્ર આગળ નૃત કરે, ઉરવશીની જોડ. ૧૩૦

એ દમની કોયે દેવતા, નહી માનવનું રૂપ.
એ જિત્યે અચિરજ કશું, સંદેહ ભાગ્યો ભૂપ. ૧૩૧

સભા સહુ ભરપૂર છે, તે પાછલ રહ્યો વીર,
અદૃષ્ટવિદ્યા રાજા રહ્યો, મનમાં રાખી ધીર. ૧૩૨

રાય ઇન્દ્રિ રીઝયો ઘણું, દીઠી રમત્ય યપાર,
હેતે પદમની આપિયો, એક અમુલક હાર. ૧૩૪

## ચોપાઈ

પાછળ હાથ દમનીઈ કર્યો, તે વૈતાલે કરમાં ધર્યો,
લીધો હાર ન જાણે કોય, રહ્યા દેવ સહુ દૃષ્ટે જોય. ૧૩૪

બીજી રમત્યે આપ્યાં પાન. દીધાં પદમનીને માન,
આપ્યાં પાછલે હાથે કરી, તે વૈતાલે લીધાં હરી. ૧૩૫

પછે કાનની લીધી ઝાલ્ય, એહવો વીર મોટો વેતાલ,
પછે પગનું લીધું જોર, દમનીને નિદ્રાની ઘેર. ૧૩૬

ઉઠ્યો સૂર ઉઠી સભાય, સહુકો કરી આપે વિદાય,
નવિ જાણે દમની તે પેર, પ્રભાતે આવિ નિજ ઘેર. ૧૩૭

દીધાં માન તે મનસ્યું ગમ્યાં, વિક્રમરાજ સુરપતિને નમ્યા,
જાઓ વળી કામે આવજો, વીર વેતાલ સાથે કહાવજો. ૧૩૮

પ્રણામ કરીને શીખજ લીધ, ઉજેણી પ્રયાણુજ કીધ.
મહેલ મધ્યે પ્રયાણુજ કર્યું, સ્નાન, દાન ને પુણ્ય આચર્યું. ૧૩૯
આવી બેઠા રાજસભાય, દમનીને ઘેર તેડું જાય,
સેવક મોકલ્યા દમની છે જિહાં, જાઓ તેડી લાવો ઇહાં. ૧૪૦

(દુહા)—કિમ સુખે ઘેર બેસી રહી આવે તું માને પાસ?
રાજા તુઝને જિતસ્યે, મૂલ ખરીદી દાસ. ૧૪૧

નોહે કામ નાહા તણું, પાડિ મોટાંસું હોડિ,
બોલ્યાં છો બોલ અહંકારના, તાહરા પોહોચે કોડિ. ૧૪૨

## ચોપાઈ

બેઠી સુખપાલે તે નારી, આવી રાજાને દરબાર,
દેખી દમનીનું શરીર, દ્રષ્ટે દેખી બાવનવીર. ૧૪૩
રાજા મૂંછે ઘાલી હાથ, બોલ્યો વચન દમનીને સાથ,
ત્રણ્ય દિવસ રમાડી તુને, તે તો હુંસ હર્યાની મુને. ૧૪૪
છેલે દાઉ જોજે તુ, કેહવી તુને રમાડું હું,
તે તાહરી દ્રષ્ટે દેખેશ, તેહનો સંદેહ તું ન રાખેશ. ૧૪૫
(દુહા)—તાહરે તે સ્ત્રી ઊચરી, રહેશે હોંસ મન માંહિ,
તુમ સરિખા કૈ હારિયા, વલી તુ હારેશ આંહિ. ૧૪૬

## ચોપાઈ

મૂકયો વાદ, બેઠાં બે ઠરી, રમત્ય હતી તે જાહરી કરી,
જોવા મળ્યું છે બાધું ગામ, નહિ પગ મેહલ્યાનો ઠામ. ૧૪૭
એમાં કોનું પાણી જસ્યે, જે હશે તે હવડાં થસ્યે,
ઘડી એક રમતાં જવ થઈ, તાહરે વિક્રમે વાણી કહી. ૧૪૮
આજ સ્વપ્નની કહું એક વાત, મેં દીઠી તે કહું સાક્ષાત્,
ઈંદ્રાસનનો જોયો તાછ, તિહાં દિઠી તું કરતી નાચ. ૧૪૯
ઇન્દ્ર સમીપે બેઠો સાર, હેતે તુજને આપ્યો હાર,
તે સાચી કે જૂઠી વાણી, સાચું બોલ્ય તું ચતુર સુજાણ. ૧૫૦
તાહરે દમની ઝાંખી થઈ, જૂઠી વાત રાજા તેં કહી,
આલપંપાલ, સપનું તે હોય, તે સાચું રખે માંનો કોય. ૧૫૧
તાહરે પ્રત્યક્ષ આપ્યો હાર, દિઠો દમનીઈ ન લાગી વાર,
માનભંગ થઈ જેટલે, ચૂકી દાયો દેતાં તેટલે. ૧૫૨

મનમાં પેઠી અદકી ભીત, એક ભાગ રાજાની જિત,
બીજી ઘડીઈં બોલ્યો ભૂપ, સાંભળ દમની! વાત અનુપ. ૧૫૩

હું પાસે બેઠો ઈન્દ્રજ તણે તું કરે ઉછવ આનંદ ઘણે,
તાહરે ઈન્દ્રે દીધાં માન, તુજને આપ્યાં બીડાં પાન. ૧૫૪

તે દમની કહે સર્વે જૂઠ, એણે વાત લેઈ આવ્યા ઉઠ,
પરતક્ષ બીડાં થાપિયાં, ખીસેથી કાઢી આપિયાં. ૧૫૫

દીઠાં બીડાં મનભંગજ રહી, તિહાંથી જિત રાજાની થઈ,
ત્રીજી ઘડીઈ બોલ્યો રાજન, કહું વાત તે ધરજો મન. ૧૫૬

હું ગયો તો ઇંદ્રાસન ભણી, તિહાં બેઠો સુરનાયક ધણી,
તાહરી રમત્ય દીઠી તે ઘડી, ઝાલ કાનની તાહરી પડી. ૧૫૭

તે આવી માહરા હાથમાં, મેં લીધી તે સહુ સાથમાં,
દમની કહે તે જૂઠી પેર. ઝાલ્ય ઉતારી મેહલી ઘેર. ૧૫૮

રાજા કહે તું સાચી હોય, ઝાલ ઊલખી દ્રષ્ટે જોય.
તાહરે ઝાંખી થઈ તે નારી, તેટલે હાસ્ય થઈ તે ઠારિ. ૧૫૯

(દુહા)—એ કિહાંથી ઇંદ્રાસને, લાગ્યો ખરા ઈંધાણ,
પડી વિમાસણ અતિ ઘણી, પરવશ પડિયો પ્રાણ. ૧૬૦

કહે રાજા સૂણ્ય કામની! સ્યો મન વિચારે ફેર?
આભૂષણ તાહરું કિહાં ગયું, ડાબા પગનું જેર? ૧૬૧

સ્ત્રી કહે મેહલું ઘર વિષે, પણ પડી પેટમાં ફાળ,
હસીને વળતા બોલિયા, વિક્રમ તેણે કાળ. ૧૬૨

તું નૃત્ય કરતી ઇંદ્રાસને, અમો દ્રષ્ટે જોય,
તિહાં ને ઉર લીધું અમો, અન્ય ન જાણે કોય. ૧૬૩

મૂકયું જેર પગ આગલે, નરમ થઈ તે નાર,
પાણીથી થઈ પાતલી, ચૂકી તેણે ઠાર. ૧૬૪

પછે તે પાસા નાંખિયા, ધ્રુજે થર થર હાથ,
દા દેતાં ચૂકી ગઈ, હસી પડયો સહુ સાથ. ૧૬૫

વાગી હાક હાર્યા તણી, જિત્યો વિક્રમ વીર,
પ્રતાપ છે એ માતનો, રાખ્યું સેવક નીર. ૧૬૬

વાજાં વાગ્યાં જિતનાં, ગડગડિયાં નિશાણુ,
હારિ દમની સહુ દેખતાં, જિત્યો વીર સુજાણુ. ૧૬૭

ગાંધ્રવ વિવાહ સહિ કર્યો, ક્ષણું ન લાગી વાર,
તે નારિયે વિક્રમ વર્યો, શોભાનો નહિ પાર. ૧૬૮

સાસુને વિક્રમ કહે, જોડિને એ હાથ,
વાત કહો પંચ ડંડની, જે બોલ્યાં મુઝ સાથ. ૧૬૯

સ્ત્રી કહે સજ થાયો રાયજી ! ધીરવીર મહા થાઉ,
•પ્રથમ હું કહું તે કરો, કુંકણુ દેશમાં જાઉ. ૧૭૦

ધ્યાન ધરે ફરસુરામજી, સોપારા ગઢ ગામ,
તેહમાં વિપ્ર એક વેદિયો, સોમશરમા જેહનું નામ. ૧૭૧

રહેજો વાસો ધરે તેહને, જો જો તે ઇધાણુ,
સ્ત્રી ઉમાદે તેહને, ચતુરા ચતુર સુજાણુ. ૧૭૨

ચરચા જોઇને આવજો, ગામ ઠામ ઘર તેહ,
જાગસ્યો તો તો જીવસ્યો, ઉંઘસ્યો તો ખોસ્યો દેહ. ૧૭૩

## (૧. ઉડણુદંડની પ્રાપ્તિની વાર્તા.)

### ચોપાઈ.

મહારાજા મન માન્યું સાચ, જે બોલી સાસુજી વાચ,
વડા વજીરને સુંપ્યું રાજ, ચાલ્યો કુંકણ જોવા કાજ. ૧૭૪

વૈતાલ સાથે તેડયો વીર, ચાલ્યો પંથ રાખીને ધીર.
દિવસ નિશા હિંડંતે થયો, થોડે દિવસે કુંકણુ ગયો. ૧૭૫

દિઠું નગર થયો ઉલ્લાદ, તિહાં દિઠો શિવનો પરસાદ,
કર્યું સ્નાન પોતે રાજાન, ધર્યું શિવશક્તિનું ધ્યાન. ૧૭૬
પૂજારાને આપિ મોહર જ સાત, કર જોડિને પૂછી વાત,
શિવશર્મા બ્રાહ્મણનું નામ, કહો ને ભાઈ વસે કુણ ઠામ? ૧૭૭
પૂજારો કહે બ્રાહ્મણ ઘણા, કાણા, કોચા, દેહદામણા,
શિવશર્માની નહિ કાંઈ મણા, ઊંચા, નીચા કે વામણા? ૧૭૮
કાંઈ ઇધાણ તેહનું જો હોય, તેહ વિના નવિ જાણે કોય,
હા ભાઈ! એક ઇધાણ તે સાર, ઉમાદે છે તેહની નાર. ૧૭૯
જાઓ ડાબી પોળ નીશાળ, બેઠા ઘેર ભણાવે બાલ;
શીતળ છાયાને કારણે, વૃક્ષ આંબલીનું છે બારણે. ૧૮૦
તેહનું વચન હઇડામાં ધરી, લઘુલાઘવી વિદ્યા કરી;
નાહાનું સરીખું કીધું રૂપ, શિવશર્મા ઘેર આવ્યો ભૂપ. ૧૮૧
ડંડવત્ ગુરુજીને કર્યો, ચરણે જઇને મુસ્તક ધર્યો;
વિદ્યા ભણવા આવ્યા અમો, કૃપા કરી રાખોજી તમો. ૧૮૨
ગોરાણી બાહરે નીસરી, રાજા જોયો દ્રષ્ટે ભરી,
આનંદ અધિકો તેહને થાય, હેત કરી રાખ્યો ઘરમાંય. ૧૮૩
વિદ્યાર્થી ઘર માહરે ઘણા, તમો ભણો ઇહાં શી છે મણા?
માનભાવ મોટો તે ઋષિ, વિદ્યાર્થી તિહાં થાયે સુખી. ૧૮૪
ગોરાણી કરે હેતજ ઘણાં, આવે સાકરિયા, ધાણી ચણા;
ઉદરનો જેહવો હોઈ તન, તેહથી અધિકું રાખે મન. ૧૮૫
બાસઠ પેહેલા નાના તન, ત્રેસઠમો વિક્રમ રાજન,
રમેજમે તે મનસ્યું મુહે, રાતિદિવસ નિશાચરયા જુયે. ૧૮૬
એક દિવસ થઈ મધ્ય રાત, સૂતા સહુકો જાતેજાત.
સહુ કોને છે ધારણ ઘણું, જાગે હઇડું વિક્રમતણું. ૧૮૭

ઊઠ્યાં ઉમાયાદે પરચંડ, લીધો ઘરમાંથી એક દંડ;
નિકલી બાહર રાખી મન ધીર, તે તો દેખે વિક્રમ ધીર. ૧૮૮

અરું પરું જોયું અધ ઘડી, વૃક્ષ આંબલી ઉપર ચડી;
આંબલી થડ પહોળી ગુફાય, તેહમાં જૈને પેઠો રાય. ૧૮૯

ચડી ઊંચી ઉમયાદે નાર, દંડના કીધા ત્રણ પ્રહાર;
ઉડિ ઉડિ કહે મુખથી વલી, એટલે વૃક્ષ આંબલી ઊછલી. ૧૯૦

ઉપરિ ઉમયાદે, હેઠો રાય, સો જોજન સુધી તે જાય;
તિહાં એક મોટું છે મસાણ, તિહાં ગઈ નારી ચતુર સુજાણ. ૧૯૧

ભૂત, પ્રેત, અગ્નિ દવ બળે, સિદ્ધ લક્ષ ચોરાશી મળે;
બાવન વીર, ચોસઠ યોગણી, વર એક લે એક ભોગણી. ૧૯૨

ઉમયાદેઈ કર્યો જુહાર, મલ્યાં જોગણી ન લાગી વાર;
જુહાર જુહાર ઉમયાદે કહે, સહુ જોગણી સાંભળવા રહે. ૧૯૩

ઉમયાદે તિહાં જઈને રહે, જૂઠી જૂઠી સહુ કો કહે.
તું સાચી ન પડી એકે દિશ, દુઃખાડવા આવે છે શીશ. ૧૯૪

**(દુહા)**—કહે ઉમયાદે જોગણી! સાચી કહું હું આજ,
ચોસઠમો આવી મળ્યો, થયું આપણું કાજ. ૧૯૫

બાસઠ તો પહેલાં હતા, ત્રેસઠમો માહરો કંથ;
ચોસઠમો એક આવિયો, આનંદ ઉપનો અંગ. ૧૯૬

બત્રીશ-લક્ષણો નવિ મળે, તો શી કરું હું પેર?
આપું ભોગ તમને હવે, ચોસઠ છે મુજ પેર. ૧૯૭

તમે કહો તિમ હું કરું, જિમ ટલે આપણો રોગ;
મને કરો તમે યોગણી, લ્યો ચોસઠનો ભોગ. ૧૯૮

**ચોપાઈ**

હરખ્યાં જોગણી તેહને પાસ, ઉમયાદે તુજને શાબાશ!
અમો કહું તે મનમાં ધરો, ચૌદશિએ નૈવેદ્યજ કરો. ૧૯૯

વડાં, બાકલા, લાડુ, ખીર, કરો પાક મન આણી ધીર;
ચોસઠને સ્નાન કરાવજો, પાસે પાસે બેસારજો. ૨૦૦

કણેર તણાં કંઠ ઘાલો હાર, સિંદુર તિલક કરો તે ઠાર;
બાણા માંહે ભરજો ખંડ, હાથથી હેઠો મૂકો ડંડ. ૨૦૧

તે પાછળ પ્રદક્ષણા કરો, અહો અહો મુખ વાણી કહો;
પછે ઝાડજો બેહુ હાથ, કહીઈ ભોગ ભવાની માત ! ૨૦૨

અમો હુંકારો દેઈસ્યું, એક એક વહેંચી લેઈસ્યું;
આવ્યાં અમો પાછાં નહી ફરું, પુરુષ નહિ તો તુને ભક્ષજ કરું. ૨૦૩

એહવી તેણે લીધી શીખ, ઉમયાદે મન નાણી બીક;
થઈ વિદાય માગીને આડ, ચડી આંબલી કેરે ઝાડ. ૨૦૪

એક ઘડીમાં આવી ઘેર, વિક્રમે નિરખી સઘળી પેર,
ઊતરી હેઠી, ઘરમાં ગઈ, રાજાને મન ચિંતા થઈ. ૨૦૫

સાસુઈ દેખાડી વાટ, મોકલ્યો માહરો ઘડવા ઘાટ;
તેહું દુઃખ માહરી દેહને, ઊગારું ત્રેસઠ એહને. ૨૦૬

દીસે પ્રાક્રમમાં પરચંડ, કરામત્ય તે **સઘલી** ડંડ;
આવે હાથ તો ચોરી લેઉં, નહિતર પ્રાણ આ થાનક દેઉં. ૨૦૭

કરે વિચાર પોતે જેટલે, રવિ ઉદય થયો તેટલે,
શિષ્ય સર્વ સૂતા જાગિયા, ગુરુજીને પાયે લાગિયા. ૨૦૮

સર્વ નાવણ કરવા ગયા, ષટ્કર્મ કરીને સુખિયા થયા,
ગુરુસંગે સુખિયા સહુ સાથ, વિક્રમ કહે જોડી બે હાથ. ૨૦૯

એક પ્રશ્ન જુયો ઋષિજન ! આપણે માથે કાંઈ વિઘન;
જુવો જ્ઞાન વિચારી કરી, મેં સપનામાં બે મન ધરી. ૨૧૦

તાહરે સહુ કો હસિયા બાળ, માંહોમાંહે દીધી ગાળ;
આજ કાલનો તું આવિયો, નૈતમ એક ડીંગલ લાવિયો. ૨૧૧

(દુહા)—તાહરે ગુરુજી બોલિયા, તમે ન સમજો કોય,
હા ભાઈ! કહે તું મુઝને, જે સ્વપ્ન તુઝને હોય. ૨૧૨

આજથી ચોથે દાહડે, છે ચૌદશનો દિન,
ઉમયાદે નિવેદશે, કરશે ચંડીપૂજન. ૨૧૩

બેસાડી ખડ પૂરશે, કંઠ કુસમની માળ,
ભોગ આપશે યોગણી, ચોસઠનો ખૂટ્યો કાળ. ૨૧૪

બીહના નાસી નવિ જશો, નહિ લેવા દેઉં નામ,
હું કહું તિંમ કરજો તમો, સરે આપણું કામ. ૨૧૫

નાસું ડંડ લેઇ અમો, કેડે થાજો ત્રત,
પાછું જોવા જે રહે, તિહાં પામે તે મૃત્ય. ૨૧૬

રાખી ધીરજ ને રહો, સહુ થાસ્યે કલ્યાણ.
દેખો તો સાચું કહો, નહિ તો કહો અજાણ. ૨૧૭

કો કહે જૂઠું બોલિયો, કો સાચો કહે પાસ,
માન્યો સાચો ગુરુજીઇ, આવ્યો દૃઢ વિશ્વાસ. ૨૧૮

પરપંચ રચી ઘેર આવિયા, ફીનો આવ્યો મન,
ત્રણ દિવસ ઇમ વહી ગયા, આવ્યો તેરમો દિન. ૨૧૮

તાહરે ઉમયાદે બોલિયાં, સાંભળ ઋષિ મહારાજ !
મેં નૈવેદ્ય જ માનિયું, કહો તો કીજે કાજ. ૨૨૦

## ચોપાઈ

વાર કહીને દીધી આશ, સહુને મન દૃઢ વિશ્વાસ,
દાલ પલાળી માપજ તણી, બીજી સામગ્રી કીધી ઘણી. ૨૨૧

નુંતર્યા સર્વ બ્રાહ્મણના તન, વાહાણામાં ચૌદશનો દિન;
રસોઇ સઘળી થઈ તૈયાર, તેડાવ્યા તે સર્વ કુમાર. ૨૨૨

સર્વે જો તમે બેસો સાથ, વાલું સંકલ્પ મારે હાથ;
નાહ્યા સર્વે વિદ્યારથી, ઉમિયા કરે તે કહું કથી, ૨૨૩

સિંદુર તિલક કર્યાં તે સાર, આરોપ્યા કણુયરના હાર;
બી'સો માં એમ કહે રાજન, પરથમ પ્રીશાં પરથક ભોજન. ૨૨૪
ઉમીયાદે આવ્યાં, દંડજ લીધ, જોગણીનું આવાહન કીધ;
મેલ્યો દંડ નીચિંત જ થઈ, પ્રદક્ષણા કરવાને ગઈ. ૨૨૫
સમરણુ જોગણીઓનું કર્યું, ધાંન પોતે રૂદેમાં ધર્યું;
અહો અહો લેજો સહુ ભોગ, ટાળો જનમ જનમના રોગ. ૨૨૬

(દુહા)—એટલે રાજા ઉઠિયો, મારી હાક પ્રચંડ,
નાઠો ચેતાડી સર્વને, લીધો ઊડણુ ડંડ. ૨૨૭
ગુરુ સમેત ઉડાડિયા, પાછું ન જુઈ કોય,
એટલે આવી યોગણી, કારિમું અચરિજ હોય. ૨૨૮
ખાઉં ખાઉં કરતી ઉતરી, નર નવિ દીઠો તે ઠાર,
વીંચી ભાગ ચોસઠ કરી, ભક્ષ કરી તે નાર. ૨૨૯
હાહાકાર સઘળે થયો, કંપ્યા તિહાંના લોક;
પાંસઠ ખાધાં ભવાનીએ, સજ્જન પામ્યા શોક. ૨૩૦
નાઠા સોસઠ એક સાસર્યું, ન કર્યો મન વિચાર;
વાહાણું વાઇ જઈ નીસર્યા, તિહાંથી જોજન બાર. ૨૩૧

ચોપાઈ

થાકા ઘણું લાગી છે ભૂખ, સર્વે તે પામ્યા બહુ દુઃખ;
નગર સીમાડો આવ્યો એક, સહુ પ્રતે બોલ્યો રાય વિશેક. ૨૩૨
સહુ બેસો હરીને આંહે, જાઉં એકલો હું ગઢ માંહે;
રહો ઇહિાં ન તજશ્યો આ ઠાર, ભક્ષ ભોજન લાવું આહાર. ૨૩૩

## (૨. અજીત ડંડની વાર્તા)

એહવું કહી ગયો તે ગામ, નહી દરવાજે માણુસ નામ;
વળી આઘા જાઈ જિમ વાટ, નહી માનવી, ઊઘાડાં હાટ. ૨૩૪
ભર્યાં માલ ખજાને દ્રવ્ય, મનુષ્ય વિના સૂનું છે સર્વ,
હાટ ઉઘાડાં છે તે તણાં. ભર્યાં વસ્ત્ર તેમાં બહુ ઘણાં ૨૩૫

પારખ, સુખડિયા, સોનાર, હાટ દુકાન છે અપરંપાર;
પોળ, પાડા, પરાં ને કોટ, પશુ પંખી માનવની ઓટ. ૨૩૬

અચિરજ પામ્યો અધિકો રાય, જોતો જોતો આગ્રો જાય;
રાજા ધીર મનથી નવિ ડરે, બીજો કાયર મનમાં મરે. ૨૩૭

જોયું નગરનો લીધો પાર, એટલે આવ્યો રાજ દરબાર;
પેઠો તે મેહેલ્લામાં અડયો, ઊંચી અટારી ઉપરિ ચડયો. ૨૩૮

પાથરી છે સેજ્યા એક ત્યાંહ, બેઠી બલાડી છે તે માંહ;
જોઈ રહ્યો તે તેહને ભૂપ, "નોહે બલાડી, છો કારણરૂપ.' ૨૩૯

સૂંના મંદિરમાં બેશી રહ્યાં, માનવ ઇહાંથી કિહાં ગયાં ?
હું ઉજ્જેણીપતિ વિક્રમરાય, આવ્યો તાહરા મહેલા માંય. ૨૪૦

બોલો કાંઇંકિ વાત જ કહો, આવો સાથે કે સુખે રહો;
તે બલાડીઈ સાન જ કરી, કાજલ કુંપલી આગળ ધરી. ૨૪૧

તેહને અંજન કીધું જેટલે, નવજોબન સ્ત્રી થઈ તેટલે;
રાજા કહે સ્યું તાહરું નામ ? કિમ ઉજડ થયું બાધું ગામ ? ૨૪૨

તાહરે ને સ્ત્રી બોલી વાત, આ નગરમાં થયો ઉતપાત;
માર્યાં દૈત્યે માણસ ઘણાં, નગર ઊજડ થયાં અમ તણાં. ૨૪૩

લોક સર્વ તે દુઃખિયા થયા, કૈં ખાધા કૈં નાશી ગયા;
મુઝ એકલીને ઝાલી બાંહ, રાખી છું કારાગૃહમાંહ. ૨૪૪

અંજન બલે બલાડી કરે, ચારા અર્થે વનમાં ફરે;
રાત્યે આવે છે આ ઠારિ, બીજે અંજન કરે છે નારી. ૨૪૫

મુઝ ઉપર રાખે છે મંન, જાણે છે પોતાની તંન;
હવડાં આવસે કરતાં વાત, તે કરસ્યે તમારી ઘાત. ૨૪૬

એ પાપી નહિ તમથી ડરે, કોનો માર્યો તે નહી મરે;
એહનું બલ તિહાં પ્રચંડ, અજીત એહની પાસે ડંડ. ૨૪૭

તે ડંડ વાગે એહને શીશ, તાહરે દૈત્ય પડે તે દિસ;
તે ડંડની પૂજા કરે, તે પાછળ પ્રદક્ષણા ફરે. ૨૪૮

મૂકો હેઠો એટલીવાર, તેહને છે એહનો આધાર;
લીધી વાત તેહના મનતણી, પછી બોલ્યા અવંતી ધણી. ૨૪૯

છાનો રાખ્ય મુને તાહરે ઘેર, હું કરું પાપીની પેર;
સ્ત્રીઈ જોઈ તેહની સૂઝ, ઠામ એક દેખાડ્યો ગુજ. ૨૫૦

દુહા—અંજન કીધું તેહને, કરી બલાડી ત્યાંહે;
રાજા જઈ છાનો રહ્યો, ગુહ્ય ઠેકાણા માંહે. ૨૫૧

એટલે પાપી આવિયો, સ્ત્રી હુતી તે ઠાર,
અંજન કીધું તેહને, પાછી થઈ તે નાર. ૨૫૨

સ્નાન કર્મ તેણે કર્યું, પછે કરે સમરણ;
ડંડ હતો જે હાથમાં, તે તો મેહલ્યો ધરણ. ૨૫૩

પ્રદક્ષણા પોતે કરી, નમીને લાગો પાય;
હિમત્ય રાખી નિસર્યો, પોતે વિક્રમ રાય. ૨૫૪

ચેત્ય ચેત્ય રાજા કહે, બોલ્યો કરીને રીસ;
ધરી ડંડ ઉપાડિયો, ઝાપટ્યાં તેહને શીશ. ૨૫૫

ચોપાઈ.

તરફડીને પડિયો છે તરત, એક પલકમાં પામ્યો મૃત;
તે વાત ચાલી દેશ વિદેશ, લોક કરે પછે પુર પ્રવેશ. ૨૫૬

સ્ત્રીનાં ઘેર આવ્યાં માબાપ, ટળ્યા સર્વ લોકના તાપ;
દુઃખ ન રહ્યું કેહને ઘર કસ્યું, તરત નગર તે આવી વસ્યું. ૨૫૭

ત્રેસઠ પોતાના જન, મનવાંછિત પામ્યા ભોજન;
રાજાઈ જાણ્યો વિક્રમ રાજ, સર્યાં સર્વના મનનાં કાજ. ૨૫૮

માહરી એ કન્યા લીજિઈ, એમ સિંહલ મુજરે કિજીઈ;
તે કન્યા વિક્રમ રાઈ વરી, કુંકણ દેશે આવ્યા ફરી. ૨૫૯

પ્રકાશ કર્યું પોતાનું નામ, હરખ્યું તિહાં સહુ ગામ;
કુંકણુ રાઈ મનોહર કરી, પરણાવી પોતે દીકરી. ૨૬૦
પુરોહિતને કન્યા જેહ, ગુરુજીને પરણાવી તેહ;
વિદ્યાર્થી ઘેર મોકલ્યા, કુંકણુથી વલ્યા એકલા. ૨૬૧
ભાજ્યાં દરિદ્ર તે ગુરુજી તણાં, હરખ્યાં માણસ કુંકણુ તણાં;
સાથે કન્યા બિહુઈ તેડિયો, દંડ લેઈ મારગ ખેડિયો. ૨૬૨
આવ્યા વિક્રમ ચતુર સુજાણુ, હરખે ગડગડિયાં નીશાણાં;
મોહલે ઊતારી તે નારી, શોભા વિવિધ બહુ હારોહારિ. ૨૬૩

**(દુહા)**—સાસુને ચરણે નમ્યો, પોતે વિક્રમરાય;
દંડ એ જિતી ગયો, મેહલ્યા જઈને પાય. ૨૬૪

## (૩. અભય દંડની વાર્તા)

ધન વિક્રમ રાજા તમો, ત્રંબાવટિયે જાઓ:
ચરચા જુઓ તે ગામની, મહીસાગરમાં નાહો. ૨૬૫

વચન લઈ સંચર્યો, મનમાં નાણી બીક;
સાથે વીર અભેદ છે, સહુની માગી શીખ. ૨૬૬

પોહોતો ઘડ ત્રંબાવટી, રાતિ સમેં અનુપ;
અદ્રષ્ટ વિદ્યાઈ કરી, પુરમાં પેઠો ભૂપ; ૨૬૭

મહીસાગર નાહી વલ્યો, જોયા ઘાટે ઘાટ;
નગર બાંધું તે નરખિયું, ચાલ્યો રાજદ્વાર. ૨૬૮

જોયાં ઘર, પુર મેડિયો, જોયા મેહલ અવાસ;
ચડયો ઊર્ધ્વ અટારિયે, સ્ત્રી દીઠી એ પાસ. ૨૬૯

ત્રિયા વરસ તે તેરની, લક્ષણુ ગુણુ શુભ રૂપ;
તે સ્થાનક થિર થઇ રહ્યા, પોતે વિક્રમ ભૂપ. ૨૭૦

ચરચા જુઈ છે તેહની, નિશા અરધ પોહોર;
સાંઢય ઉપરિ વાહન કરી, આવ્યો દૂત તે ઠોર. ૨૭૧

મેલ્યું ઊંટ તે બારણે, આવ્યો બારિંઈ તેહ;
વાટ જોતી'તી સ્ત્રી તિહાં, જિમ બપૈયા મેહ, ૨૭૨

ઊભો રાખ્યો બારણે, રહ્યો ક્ષણ્યું એક ઠામ;
એટલે પોપટ આવિયો, વિદ્યાવિશારદ નામ. ૨૭૩

કાગળ કોટિ બાંધિયો, આવ્યો સ્ત્રીને પાસ;
પ્રણામ કર્યો તે પોપટે, સ્ત્રીયે દિધી આશ. ૨૭૪

રાજા વિક્રમ તે જુઈ, પ્રાક્રમ તેહનાં પ્રૌઢ;
પોપટ દીઠો પોતા તણો, થઈ રહ્યો દિઙ્મૂઢ. ૨૭૫

કાગળ ઉકેલ્યો કામની, તે વાંચીને જોય;
પાછળ રાજા ઉભો રહ્યો, તે નવિ જાણે કોય. ૨૭૬

સ્વસ્તિ શ્રી ત્રંબાવટી, શુભ રતનમંજરી નામ;
લખિતંગ ધાંચણ દમની, વસે ઉજેણી ગામ. ૨૭૭

સમાચાર એક પ્રીછજો, પાડી વિક્રમસ્યું હોડિ;
મુજને જીતી તે વર્યો, લાગી મુજને ખોડિ. ૨૭૮

હોંસ ન પોહોતી આપણી, જે ધારી'તી પેર;
કારાગૃહ દાખલ પડિ, વિક્રમરાયને ઘેર. ૨૭૯

ભલું દારિદ્ર, મૂરખપણું, ભલી વેઠવી ભૂખ;
તેથી અધિકું રાજઘર, સ્ત્રીમાણસને દુઃખ. ૨૮૦

વાત કોસ્યું થાઈ નહિ, બાહિર નવ જવાય,
રડું ભૂંડું દેખે નહિ, બારે કારાગૃહ માંહિ. ૨૮૧

હું વચને બાંધી ઇહાં, રહી જોડીને હાથ;
આપણ રહિઈ એકઠાં, વાત કરું તુજ સાથ. ૨૮૨

તુઝ ભણિ રાયને મોકલ્યો, આવ્યો છે તુઝ પાસ,
તેહને તો વરજો તમો, પોહોંચે મનની આશ. ૨૮૩

## ચોપાઈ.

રતનમંજરીઈ વાંચ્યું પત્ર, વિક્રમ ઉપરથી ચેત્યો ત્રત;
ઉત્તર લખ્યો નારીઈ ઓટ, પાછો બાંધ્યો પોપટ કોટ. ૨૮૪

તિહાં જઈને કહેજે હાય, રતનમંજરી વરશે રાય;
એહવું કહી શુક ચાલ્યો જેટલે, કાગળ ફાડી નાખ્યો તેટલે. ૨૮૫

ઘેહેલી રાંડ ધાંચણ છોકરી, તાહરે પાપે એહને વરી;
માહરું રતનમંજરી નામ, રાખું વિક્રમને ગુલામ. ૨૮૬

એહવા કેઈ આવે, કેઈ જાય, વિક્રમ તો તુજને ગંધાય;
હસી પડી તે સહીયર સાથ, લીધી તાલી બેએ હાથ. ૨૮૭

દાસીને હેઠે મોકલી, ઉપર રહી રાણી એકલી;
આવ્યો તો જે પહેલો દૂત, તેડયો ઘરમાં ભંગડભૂત; ૨૮૮

કહો અસુરા કિમ આવિયા? સમાચાર એ સ્યો લાવિયા?
ઘણું સંભારે વિરભ્રમ રાય, ઘડિ ઘડિ વડસાસો થાય. ૨૮૯

તેડે છે તિહાં રાજા આજ, સર્યાં સર્વ આપરણાં કાજ,
સ્યાને વાર લગાડો વડી? થાઓ શીઘ્ર, ઉઠો આ ઘડી. ૨૯૦

એહવું કહેતાં હરખી નાર, લીધો માલ બહુ અપરંપાર;
રતન પેટી ને અભય ડંડ, આપ્યો દૂતને તે પરચંડ. ૨૯૧

તે મૂકો ઊંટ ઉપર જઈ, પછે આપણે બે જઈઈં વહી;
સાંઢય ઉપર જૈને તે ધર્યું, પછે વિક્રમે મન આચર્યું. ૨૯૨

ડંડ લઈ એ નાશી જસ્યે, હાથ ન આવે, શી ગત થશે?
ડંડ પેટી ઊંટે મૂકિયો, વલ્યો પાછો મૂરખ ચૂકિયો. ૨૯૩

વેતાલ ગયો તે વસ્ત જ હરી, બારિઈં રહ્યા વિક્રમ ધીરજ ધરી;
ચેતાવ્યા વિણ નવ મારિઈં, ક્ષત્રીધર્મ તે નવિ હારિઈં. ૨૯૪

રાત્ય સમે કરે છે જોર, લંપટ જાત્ય હરામીખોર;
તાહરે દૂતને ચઢિ છે રીસ, ગાળો તો દીધી દસ વીસ. ૨૯૫

માર્યું ખડગ ને લીધા પ્રાણ, પડ્યો વાટમાં દૂત અજાણ;
પછે દૂતનું લીધું રૂપ, સ્ત્રી પાસે આવ્યો તે ભૂપ. ૨૯૬

જો ગમે તો આવો તમો, ચાલો ખોટિ થઈ અમો;
ઊઠી નારી તે આગળ થઈ, ઉંટ ઉપરિ બે બેઠાં જઈ. ૨૯૭

બીક ન આણી કોહની ચંત, બેઠી સાંઢય ને લીધો પંથ;
પૂરવ દેશ હાંકી જ્યાહરે, સ્ત્રી વાત બોલી તાહરે. ૨૯૮

આપણે જાવું પશ્ચમ દેશ, પૂરવ કિમ કરો પ્રવેશ;
પશ્ચિમનું માહરે સ્યું કામ ? હું જાઉં પૂરવ માહરે ગામ. ૨૯૯

વાંકું વચન તે સાથે ધર્યું, રૂપ પોતાનું પરગટ કર્યું;
રતન પેટીને ડંડજ ગઈ, તે નારી તો નિરબલ થઈ. ૩૦૦

સ્યું નામ તાહરું ? તું કિહાં રહે ? કિહાં લઈ જાય છે મુઝને કહે;
માહરું તો જુહારિ નામ, વસવું માહરે માલવ ગામ. ૩૦૧

(દુહા)—નિસાસો મૂંક્યો નારિઈ, દૈવ ન પોહોતી આશ;
મનનો માન્યો મૂંકિયો, પડી અજાણ્યા પાસ. ૩૦૨

જુહારી પાસે રિઝડી, માંકડ કોટે હાર;
ઘેહેલી માથે બેડલું, છાજે કેતિ વાર ? ૩૦૩

ભંગી, વસની ને આલસુ, લંપટ જુહારિ આપ;
એહવો કંથ હોય જેહને, તેનાં પૂરણ પાપ. ૩૦૪

નમે હરો, નિદ્રાલુઓ, દીન, હીણ, દેહે રોગ;
એહવો કંથ જે નારીને, તે સ્ત્રી કેરા ભોગ. ૩૦૫

કાગળ પોપટ લાવિયો, સહિયર લખિયો મર્મ,
તે વિક્રમને નવ વરી, લાગું મુઝને કર્મ. ૩૦૬

દેઉં શાપ હું તુઝને, અબલા સ્ત્રીની જાત,
કિમ લાવ્યો મુને છેતરી ? કરી વિસવાસઈ ઘાત. ૩૦૭

## ચોપાઈ.

તાહરે તે બોલ્યો રાજન, તાહરું કો ઉપરિ છે મન?
તિહાં પોહોંચાડી દેઉ તુને, સ્યાને રીસ કરો છો મુને? ૩૦૮
તાહરું જિ મન હોઈ આપ, સત્ય કહે સ્ત્રીહત્યા પાપ. ૩૦૯

(દુહા)—તાહરે તે સ્ત્રી બોલિયાં, વિક્રમ ઉજ્જેણી ભૂપ,
સકલ કલા ગુણ પૂર છે, શ્રીવંત સદા શુભરૂપ. ૩૧૦

જો વચન પાલે તાહરું, મેલવ વિક્રમરાય,
સરે અર્થ અમારડો, હઈયિડું શીતલ થાય. ૩૧૧

તાહરે જુહારી બોલિયો, સ્યું વિક્રમ ઈંધાણ?
તેહને તું કિમ ઉલખે? સાચું બોલ્ય સુજાણ. ૩૧૨

પગે પદ્મ છે તેહને, ઢિંચણ સુધી હાથ,
જમણે હાથે ચક્ર છે, તે પ્રથવીપત્ય નાથ. ૩૧૩

## ચોપાઈ

તાહરે વિક્રમ કહે, તે અમો, એ ઈંધાણે ઉલખો તમો;
હું ચરચા જોવા આવિયો, તિહાં પોપટ કાગળ લાવિયો. ૩૧૪
તે ઉપરથી મેં વાંચિયો, પેટી ડંડ તાહરો સાંચિયો;
દૂત હતો તે મેં મારિયો, ચેતાવ્યો યુધથી હારિયો. ૩૧૫
તમને બેસાર્યાં સાંઢયે કરી, લાવ્યો પંથ તમને હું હરી;
એહવું સાંભલ્યું વચન તે તણું, તેહ સ્ત્રી મનમાં હરખી ઘણું. ૩૧૬
જોયાં અંગતણાં ઈંધાણ, ઊલખ્યો વિક્રમવીર સુજાણ;
ગાંધ્રવવિવાહ વાટે કર્યો, રતનમંજરી રાજા વર્યો. ૩૧૭
ચાલ્યા આવે છે તે વાટ, મનના મેટ્યા સર્વ ઉચાટ;
એ વાત ઈહાંથી રહી, પોપટની તો શી ગતિ થઈ. ૩૧૮

(દુહા)—કાગલ રતનમંજરી તણો, લેઈ આવ્યો છે પંથ,
રતનપુર એક આવિયું, તેણે વિચારું ચિંત. ૩૧૯

ઇહાં વસે છે બંધવો, તેહને મળતો જાઉં;
તો સુખ મુઝને ઉપજે, દેહમાં શીતલ થાઉં. ૩૨૦

મલવા જાઉં પરદેશડે, મિત્ર સહોદર કાજ,
તે રહે છે આ વાટમાં, ભાગું મનની દાઝ. ૩૨૧

એમ વિચારી વલ્યો ગામમાં, મિત્ર મલ્યાની પેર;
તે બાંધ્યો રહે પાંજરે, અમૃત ગણુકા ઘેર. ૩૨૨

બાંધવ બાંધ્યો બારણે, વેસ્યા કેરે ધામ;
એટલે વિશારદ આવિયો, બાંધવ કેરે ઠામ. ૩૨૩

દ્રષ્ટે દ્રષ્ટ બેઉ મળ્યા, પોહોતા મનના કોડ;
ગુઝ કરવા માંડિ પછે, બે બાંધવની જોડ. ૩૨૪

કહે બાંધવા કિમ આવિયા ? ગયા'તા કુંણ દેશ ?
દુ:ખસુખ કહો ભાઈ તમતણું, કિહાં કરવો પરવેશ ! ૩૨૫

ઉજ્જેણીપતિ રાજિયો, વિક્રમ બલ બહુપેર;
પરણ્યો ઘાંચણ છોકરી, રહું છું તેહને ઘેર. ૩૨૬

કાગળ લેઈ હું ગયો, ત્રંબાવટી જે ગામ,
તે રાજાની બેટડી, રતનમંજરી નામ. ૩૨૭

વિક્રમ રાજા આવિયો, ચરચા જોવા કાજ;
પરદુ:ખભંજણ પરવર્યો, કરે રામપેર રાજ. ૩૨૮

રતનમંજરી પરણસ્યે, માહરા કાગળ માટ;
તે વાહણું વાઈ આવસ્યે, આ બેડાની વાટ. ૩૨૯

બેસણ રૂડી સાંઢ છે, પેટી, રતન પરચંડ;
કન્યા છે તે પદ્મિની, અભય દ્રવ્ય છે ડંડ. ૩૩૦

તે પહેલો હું જાઉં છું ખાઉ વધાઈ વર્ત,
તે દમની મુને આપસ્યે, હાર અમુલખ તર્ત. ૩૩૧

સુખ શાતા ઘણું મુજને, અનંત ઉચ્છવ ચિંત,
મલ્યા ભેટયા હવે શીખ ઘો, લિજે અમારો પંથ. ૩૩૨

## ચોપાઈ.

વારૂ કહી તે થયો વિદાય, એક એકની કહી કથાય,
પોપટે જે વચન જ કહ્યું, અમૃત ગુણકાઈ સર્વે લહ્યું. ૩૩૩
સુણી વાત તે માહરી ભાગ્ય, એહવો હું કિહાં પામું લાગ?
પરપંચ કરું હું રૂડી પેર, પેટી પદમની લાવું ઘેર. ૩૩૪
એહવો મનમાં ઘડિયો ઘાટ, જૈ બેઠી રોકીને વાટ,
પ્રાતુરકાલ થયો જેટલે, આવતી સાંઢય દીઠી તેટલે. ૩૩૫
હેઠાં ઉતર્યાં નર ને નાર, તેણે મનમાં કર્યો વિચાર;
ગામ થકી ખાવા લીજીઈ, પછે પંથ કારજ કીજીઈ. ૩૩૬
વિક્રમ ગયા તે ગામ જ માંહ, સાંઢિ નારિ બે રહી છે તાંહ;
એટલે આવી ગુણિકા પાસ, મળી ભેટિને દીધિ આશ. ૩૩૭
માહરે તાંહરે અધિકું હેજ, હું માસી ને તું ભાણેજ;
તું સગી બેનની છે દિકરી, ભલું થયું વિક્રમને વરી. ૩૩૮
વિક્રમ ઊતર્યા મારે ઘેર, તુંને તેડવા આવિ પેર;
તેહનું કપટ તો નવિ જાણિયું, જ્ઞાન રૂદેમાં નવિ આણિયું. ૩૩૯
મલ્યાં વલગ્યાં બેહુએ બાથ, ગઈ નારિ તે ગુણિકા સાથ;
સાંઢિ, પેટિ ને કન્યા લીધ, ગુણિકાનું તિહાં કારજ સીધ. ૩૪૦
રતનમંજરી ગઈ ઘરમાંહિ, ચરચા જૂઠી દીઠિ ત્યાંહિ;
કહે બાઈ! માહરો કહાં ભરથાર? તે માહરા હઈડાનો હાર. ૩૪૧

**દુહા**—તાહરે ગુણિકા બોલિયાં, ખાઓ, કરો શણગાર,
જેહવા તમારે મન ગમે, તેહવા કરો ભરથાર. ૩૪૨
આપણુ જાત્ય ગુણકા તણી, જન કૈં આવે સંગ,
નિત્ય દીવાળી આપણે, નિત્ય નિત્ય નવલા રંગ. ૩૪૩
વાત એહવી સાંભળી, ઉઠી અંગે ઝાલ:
કે મારું એ રાંડને, આણું માહરો કાળ. ૩૪૪

પરવશ પડી તે સ્યું કરું, ધારણુ રાખે મન;
લીધો સોદો વિક્રમે, બાહાર આવ્યો રાજન. ૩૪૫

દીઠિ નહી તે કામની, મનમાં પ્રગટયો તાપ;
ગામ બાધું તિહાં ખોલિયું, જોતા ફરે છે આપ. ૩૪૬

એમ કરતાં નિશા ગઈ, સૂનું પામિ નારિ;
નાઠી તેહના ઘર થકી, કરી મનમાં વિચાર. ૩૪૭

પાડી બુંબ મળી મેદિની, માનવ જાતે જાત;
તે નગરનો અધિપતિ, તેહને પોહોતી વાત. ૩૪૮

કહે બાઈ! તું કિહાં રહે? શું દુ:ખ તાહરે દેહ?
વિજોગ પડયો પરણ્યા તણો, જિમ બપૈયા મેહ. ૩૪૯

કાષ્ટ ભક્ષ કરી હું મરું, એટલું માહરે કામ;
બીજાસ્યું બોલુ નહિ, નવિ લેસ્યો કોહનું નામ. ૩૫૦

શકટ ભરાવ્યાં કાષ્ઠનાં, ચાલિ સલીતા તીર,
એટલે જોવા તિહાં ગયો, આપે વિક્રમ વીર. ૩૫૧

ચોપાઈ.

પોતાનો પતિ દીઠો દ્રષ્ટ, ગયું મનનું સર્વ કષ્ટ;
દીઠિ પ્રીત બે જણની ઘણી, પૂછ્યું તે ગામ કેરે ધણી. ૩૫૨

કિહાંથી આવ્યા? કુણ જ ગામ! પ્રકાશ કરો તમારું નામ;
કહ્યો સર્વ માંડિને વર્ત, ઉલખ્યો વિક્રમ રાજા તર્ત. ૩૫૩

ઘેર તેડયો બહુ વાધ્યો રંગ, આળસુ ઘેર પધાર્યાં ગંગ;
હુકમ સેવકને દીજીઈ, કર જોડી અમો તે કીજીઈ. ૩૫૪

તાહરા નગરમાં નિલજ નારિ, તેહને તેડાવો આ ઠારિ;
અણાવી સાંઢને પેટી દંડ, પછે પ્રહાર કીધો પ્રચંડ. ૩૫૫

શીશ મુંડી, ખરવાહન કરી, બાધા નગરમાં તે ફેરવી;
તે ગામ રહ્યો વીર સુજાણ, ત્રંબાવટીઈ થયું છે જાણ. ૩૫૬

કો એક ચોર તે પેદા થયો, રતનમંજરી ચોરી ગયો;
પગલે પગલે કટક તે ચડયું, રતનપુર માંહે પગલું પડયું. ૩૫૭
લાગી રાડય આણ્યો મહા ક્રોધ, વળગા અધિપતિ મહાજોધ;
રાઢે દિન વીત્યા જિમ ચ્યાર, રતનરાયે કર્યો વિચાર. ૩૫૮
આપણા ઉપરિ ત્રંબક કિમ ચડે ? એ કામે આપણસ્યું વઢે !
ગયા ડાહ્યા નવારાં કાજ, વઢો કુણ દાઢાની દાઝ, ૩૫૯
તાહરા નગરમાં માહરો ચોર, તેણે કામ કર્યું મહાઘોર;
રતન પેટિ ને રતન દીકરી, તેહને ચોર લાવ્યો છે હરી. ૩૬૦
તેહને કાઢી આપો મુને, તો જીવતો મૂકું હું તુને. ૩૬૧

(દુહા)—રાજા ! એ જાણે નહી, મન વિચારો વાણી,
રતનમંજરી લાવિયો તે, વિક્રમ વીર સુજાણ. ૩૬૨

સુણતે આનંદ ઉપનો, શીતલ થૈ છે કાય,
પ્રદક્ષણા દેઈ નમ્યો, વિક્રમ કેરે પાય. ૩૬૩

ધન્ય ધન્ય એ દીકરી, ધન્ય માહરો અવતાર,
હેતે આવો નગરમાં, હરખ્યો સહુ સંસાર. ૩૬૪

રતનપુરનો રાજિયો, રાયરતન જે નામ;
વરો બેટિ એક અમ તણી, કરો અમારું કામ. ૩૬૫

## ચોપાઈ.

તેહની એક વરી કન્યાય, પાછા ત્રંબાવટીમાં જાય;
રીત ભાતિ તાં પુરણ કરી, બીજી વાર તે નારી વરી· ૩૬૬
હર્ખે વાગ્યાં ઢોલ નીસાણ, ઘેર આવ્યો વિક્રમ વીર સુજાણ;
કન્યા, પેટી, ડંડ, રતન, લાવ્યો ઘેર બહુ કરી જતન. ૩૬૭
સ્રીઓ ઉતારી મોહલા પાસ, જૈ સાસુને દીધી આશ:
વચન તમારું મસ્તક ધરું, તમો કોહો તે અમો કરું. ૩૬૮
લાવ્યો ત્રિણ ડંડ આ દિશ, વળી કહે તે ચડાવું શીશ. ૩૬૯

## (૪. વિષજ્વર ડંડની વાર્તા)

(દુહા)—કહે સાસુ કહું તે કરો, આપ નગરમાં કાલ્ય,
વીર ભટ નામા વિપ્ર છે, તેહને તેડી દ્રવ્ય આલ્ય. ૩૭૦

### ચોપાઈ

પ્રાતસ્કાલ થયો જેટલે, વીરભટ તેડયો તેટલે;
માન દીધું ઘણું રીઝી રાય, કુંકુંમ–ચંદન પૂજ્યા પાય. ૩૭૧
રતનથાલ એક આગલિ ધરી, પંચ લખ્ય માંહિ મોહોરો ભરી;
મહારાજ! હેતેસ્યું લીજીઈ, મુજ પતિતને પાવન કીજીઈ. ૩૭૨
લાગું બ્રાહ્મણને અધિકું દુઃખ, રાજા ઉપરિ મરડું મુખ;
ભાઈ! માહરે સ્યો એહનો અર્થ? રાજદ્વારમાં જોઈઈ ગરથ. ૩૭૩
માંસતણો ભજે રૂડો આહાર, રાજપ્રતિગ્રહ મોટો ભાર;
નંદ્યા કરી તે નાસી ગયો, કોડી એક લેવા નવિ રહ્યો. ૩૭૪
ઇમ કરતાં પડિ જવ રાત્ય, રાયે વિચાર્યું હૃદયા સાથ;
જોઉં ચરચા એહના ઘર તણી, સમૃદ્ધિ શી છે એહ જ તણી. ૩૭૫
બાંધ્યો કાછ, ફેંટો શિર કશી, ચાલ્યો બ્રાહ્મણ ઘરની દિશિ;
કોહને વાત કહી નવ્ય રાય, છાહાના વીર ધીર એ જાય. ૩૭૬
અદૃશ્ટવિદ્યા મનમાં ધરી, ઘરચરચા જુઈ છે ફરી,
ઘટિકા બે નિશા વિસ્તરી, બ્રાહ્મણની પુત્રી નીસરી. ૩૭૭
સકલકલા ગુણ જોબન સાર, લક્ષણ વીસ બુધવંતી બાર;
તેહને પાસે ડંડજ એક, શોભા તેહની વિવિધ વિવેક. ૩૭૮
નિસરી પહેલી ઘરબારણે, રાજા પુઠે જોવા કારણે;
ચોવટે જઇને ઊભી રહી, પ્રધાન પુત્રી પણ તિહાં ગઈ. ૩૭૯
ત્રીજી આવી એક વણિકજ તણી, તે સહુની શોભા છે ઘણી;
વલી એક આવી ખત્રીની નાર, થયાં એકઠાં ટોલે ચાર. ૩૮૦

મળી સહુ વિચારજ કરે, અરાંપરાં ચકુટામાં ફરે;
લીધાં પાન ફૂલને હાર, લીધા મેવા અમૃત આહાર. ૩૮૧

લીધી સામગ્રી કન્યા તણી, નવાં લીધાં ચૂડો કાંકણી;
વસ્ત્ર તણા લીધા અંબાર, થયો મણેક ઝાઝાનો ભાર. ૩૮૨

આપ માથે કોઈ નવિ ધરે, તું લે, તું લે, તું લે કરે;
લાવો મજુર આણે દિશ, તે ઘણો ઉપાડે શીશ ૩૮૩

એક તેડવાને તિહાંથી ગઈ, રહ્યો વિક્રમ મજુરો થઈ;
ભાર ઉપાડયાનું છે મન, જો પેટ ભરી ખવરાવો અન્ન. ૩૮૪

આપસ્યું અંન સામગ્રી ઘણી, ઉપાડય ગાંઠડી તું અમતણી;
કંગાલ સરીખું દીઠું રૂપ, ન ઉલખ્યો કોણે વિક્રમ ભૂપ. ૩૮૫

હલ્યા ! રહે છે કુંણુજ ઠામ ? તાહરું સ્યું કહે છે સહુ નામ ?
આટુકો મજુરો નામ માહરું, કામ કરીશ હું સહુ તાહરું. ૩૮૬

બોલ્યો બોબડું વચન કાયલું, હસ્યાં સહુને લાગ્યું વાહલું;
રાજાને શિર મેહલ્યો ભાર, નિસર્યાં નગર મધ્યેથી બાહેર. ૩૮૭

વોલ્યા નદી, પરવત ને પાહાડ, જે દેખીને ધ્રુજે હાડ;
વિષધર ડંડ જે હાથે લીઈ, તે કોઈથી નવિ બિહિઈ. ૩૮૮

ચાલી ચારે ચતુર સુજાણ, જિહાં હતુ ગ્રાંધવું મસાણ;
જિહાં હરસિદ્ધિનો પ્રાસાદ, તેહમાં ગયાં આણી ઉલ્લાદ. ૩૮૯

ભૂત પ્રેત ને વ્યંતર ઘણા, ટોલાં જક્ષ ખેચર કિન્નર તણાં;
અનેક જોગણી આકાશે ભમે, તે આવિને ચરણે નમે. ૩૯૦

જૈ હરસિદ્ધિની પૂજા કરી, નૈવેદ્ય તણી તો થાળજ ભરી;
સંતુષ્ટ કીધી અંબે માત, પછે તેહને પૂછી વાત. ૩૯૧

મલ્યાં એકલાં આપે ચાર, કિહાં જાવાનો છે વિચાર ?
તાહરે બોલી ચારે જણી, પરણે છે સહિયર અમ તણી. ૩૯૨

પાતાલે વસે છે તેહ, કુંકુંમવરણી તેહની દેહ;
તેહની આવિ હરશે તિહાં જાન, અમને દેશે ઝાઝાં માન. ૩૯૩

કુંકુંમવતી પરણે જેહને, અમો ચારે વરસ્યું તેહને;
અમને જાવા આપો માગ, આજે વર વરવાનો લાગ. ૩૯૪

ડંડ વડે તમે રેખા કરો, સુખે પાતાલે પરવરો,
મટુકા ! તું બેસી રહે આંહી, અમો આવસ્યું વાહાણમાંહિ. ૩૯૫

તાહરે મટુકો અધિકું રોય, મુજને મારી નાંખે કોય;
હું નહી જાવા દઉં તુને, હતો તિહાં મૂંકી આવો મુને. ૩૯૬

એક કહે એહની શી જોડિ, સુખે આપણિ સાથે તેડિ;
ખાશે બાપડો ઝાઝું ધાન, જે કહેસ્યો તે કરસ્યે કામ. ૩૯૭

તે સ્થાનક માર્યો એક ડંડ, થઇ ગુફા એક માહા પ્રચંડ;
પેઠાં સહુ કો વળગી હાથ, તેડયો મટુકો પોતા સાથ. ૩૯૮

(દુહા)—નગર સમીપે જઇ રહ્યાં, દીઠ સરોવર નીર;
નાહાવા કારણ ઉતર્યાં, જઇને તેહની તીર. ૩૯૯

ડંડ, વસ્ત્ર ને ગાંઠડી, વળી વિવિધ શૃંગાર;
તે સૂપાં મજુરને, ક્ષણું ન લાગી વાર. ૪૦૦

થૈ નગન નાહાવા કારણે, જળમાં ઝાકમઝોળ,
છાંટે નીર એક એકને, કરે આપ કલ્લોલ. ૪૦૧

સમર્યો વીર વૈતાલને, પરગટ પ્રત્યક્ષ હોય;
વસ્ત્ર ડંડ લેઈ ગયો, અન્ય ન જાણે કોય. ૪૦૨

વર આવ્યો'તો પરણવા, તિલક કર્યું'તું ભાલ,
તેહને વીર હરી ગયો, જેહનું નામ વૈતાલ. ૪૦૩

જલમાં રહીને માગિયા, લાવ્ય મટુકા શૃંગાર,
તાહરે હાથ ખંખેરિયા, બોલ્યો મુખ ઉચ્ચાર. ૪૦૪

તે તો કોઇક લેઈ ગયો, ન રહ્યું માહરે હાથ,
હવે તમે કહો તે કરું, બોલ્યો નારી સાથ. ૪૦૫

જા, હલ્યા ! આ ગામમાં, કુંકુંમવતી સુજાણ,
સરોવર સહિયર ઊતર્યાં, થાય ઘણાં હેરાન. ૪૦૬

કર્યું જાણુ જૈ તેહને, મોકલ્યાં વસ્ત્ર, રથ, શૃંગાર;
બેસીને ગઈ નગરમાં, ક્ષણું ન લાગી વાર. ૪૦૭

લગન વેલાં હવે થઈ, હું જોની'તી વાટ,
ભલે આવ્યાં તમો આ તકે, મન થયું ઘેહેંઘાટ. ૪૦૮

લાવો વર ઊતાવલો, લગન વેલા થઇ જાઈ,
વર તો કાંહિ જડે નહિ, પછે આકુલ વ્યાકુલ થાઈ. ૪૦૯

વિક્રમ રૂપ પોતે ધર્યું, ગયો જિહાં આવી જાન;
તે તિહાં તાકતા હતા, દીધાં ઝાઝાં માન. ૪૧૦

હવડાં એહને પરણાવિયે, રીતભાત્ય બહુ પેર,
પછે હાંકી કાઢસ્યું, કન્યા લેસ્યું ઘેર. ૪૧૧

## ચોપાઈ.

પીઠી ચોલી રાય શરીર, પંચરંગ પહેરાવ્યાં ચીર;
લગન તણી જવ વેલા થઈ, બેસી રહ્યો ચોરીમાં જઈ. ૪૧૨

દીઠો વર શરદનો ચંદ, દીઠો અભિનવો જાણે ઇન્દ્ર;
દીઠો જિમ ઉગમતો ભાણ, એહવો વિક્રમ રાય સુજાણ. ૪૧૩

હેત પ્રીતની રીતે કરી, પાંચે કન્યા વરને વરી;
મંગલ વર્ત્યાં, ખાધો કંસાર, સહુ જાણે જિત્યો સંસાર. ૪૧૪

જાચિકને બહુ દીધાં દાન, સહુ કોને દીધાં બહુ માન;
ગોત્રજની જઈ પૂજા કરી, સહુકો બેઠાં હઇડે ઠરી. ૪૧૫

(દુહા)—રાજા કહે તમો બોલિયાં, પાલો તેહ વચન,
હું તે પેલો માટુકો, આપો ને ભોજન. ૪૧૬

હું તો ભાડે મોકલ્યો, જે આવી છે જાન;
ઘેર તમે તેહને જસ્યો, શું ઘો મુજને માન? ૪૧૭

હુ તો મજુરી આવિયો પેટ ભર્યાનું કાજ,
શીખ ઘો અમને તમો, કરો બીજાસ્યું રાજ. ૪૧૮

સૂણતે સહુ વિસ્મે થયું, નોહિં માટકાનું કામ,
એ ઉજેણીપતિ ખરો, વિક્રમ જેહનું નામ. ૪૧૯

પ્રદક્ષણા દેઈ નમ્યા, અમો કીધાં શિવપૂજન,
અજાણે વિક્રમ વર્યો, સફલ થયો એ દિન. ૪૨૦

## ચોપાઈ.

વીર હરી ગયો જેટલું, હાજર આણિ મૂંક્યું તેટલું,
કન્યા પરણ્યો પૃથવીપતિ, નાહાની બેન એક તેહની હતી. ૪૨૧

જાનવાળો વર આણિયો, રંક આપ રૂદે જાણિયો;
નાહની કન્યા પરણાવી અનુપ, માન દેઈ બોલાવ્યો ભૂપ. ૪૨૨

સહુઈ જાણ્યો વિક્રમ રાજન, સહુ સજનનું હરખ્યું મન,
કન્યા પાંચ ને લાવ્યો ડંડ, કર્યું કામ ભારે પ્રચંડ. ૪૨૩

ઘેર આવ્યો ઊજેણીરાય, જઈ સાસુને લાગો પાય,
વલી તમો કહો તે કરું, વચન તમારું મસ્તક ધરું. ૪૨૪

## (૫. પરતાપ કે જ્ઞાન ડંડની વાર્તા)

(દુહા)—કહે દમની સૂણો રાયજી! જુઉ ઊજેણી ગામ,
એક વૃદ્ધ વિવહારિયો, ધન શેઠ તેહનું નામ. ૪૨૫

ધર ચરચા જુયો તેહની, જાળવજો રૂડી પેર,
તિહાંથી કામ સઘળું થશે, સુખે બેઠા રહો ઘેર. ૪૨૬

## ચોપાઈ

સભા પૂરીને બેઠો રાય, પૂછે પછે તે માંહો માંહિ,
પરસ્પરે પૂછે ને હસે, ધનવંત શેઠ તે કિહાં વસે? ૪૨૭

એકજણે કહી છે વાત, માહરે પાસે એ નામે સાત;
એક કહે રાય ન કરશો રીસ. માહરે પાસે છે દશવીશ. ૪૨૮
બીજે એક કહ્યો વિચાર, ધનવંત શેઠ છે દસ બાર;
તે સર્વેની વાત સાંભળી, નાવે મનમાં એકે વલી. ૪૨૯
એક જન આવ્યો રાજા પાસ, કરજોડીને કીધી હાસ: ૪૩૦

(દુહા)—માહરી જોડે ધનવંત છે, કહું તેહનો વિચાર;
વૃદ્ધ ઝરઝૂરણુ ખરો, સંવછર શત ને બાર. ૪૩૧
ધન અલેખે તેહને, નથી પોતાને તન;
સેવા કારણ ઇચ્છિતો, પરણ્યા ઉપર મન. ૪૩૨
સત્તર વરસની બેટડી, શ્યામ-કુંવર છે નામ,
ભર-જોબન વરસ સોળની, રહે ઊજેણી ગામ. ૪૩૩
માહા સતવંતી, સાધવી, સતિ તણો અવતાર,
વ્રત કુમારી આચર્યું, રૂપ છે અપરંપાર. ૪૩૪
ભક્તિ કરે ભરતારની, નિત્ય નિત્ય ગંગાસ્નાન,
પ્રદક્ષણા પૃથવીતણી, પગલે પગલે ગૌદાન. ૪૩૫
તે નારિયે સાંભલ્યું, માહરે નહિં વિભોગ;
પુરુષનું મુખ જોતી નથી, એહવો તેનો જોગ. ૪૩૬
સાક્ષાત જોબન જિતિયું, કર્યું સુખ સર્વે ત્યાજ્ય;
વરી ધનવંત શેઠને, સેવા કરવા કાજ. ૪૩૭
ચરણ તલાંસે તેહનાં, કરી પ્રીસે ભોજન;
કરે ભક્તિ ભલિ ભાતિસ્યું આપ ધણીસ્યું મન. ૪૩૮
અવિધા એકે નહિં, સતી શિરોમણિ નારિ;
દર્શન કરવા તેહનૂં જન આવે અપરંપાર. ૪૩૯
પોળને મોહડે પીપળો, તેહની રૂડિ છાંહિ;
ત્રીજું ધર છે તેહ થકી, એક ધનવંત છે ત્યાંહિ. ૪૪૦

## ચોપાઇ.

ચારૂ કહી તે રાજા રહ્યો, તેહનો બોલ મનમાંહે લહ્યો,
શાને જોવું બાંધું ગામ, થાસ્યે માહરું એહથી કામ. ૪૪૧
રાજા ઉઠી બેઠા થયા, સહુ સહુને ઠેકાણે ગયા,
પડી ઘોર નિશા જાહરે, જાગ્યો સજ થયો તાહરે. ૪૪૨
વાસ્યો કાછ, ગાતડી ધણી, ચાલ્યો તિહાં ઊજેણીધણી,
સાંભલ્યું'તું ઘરનું ઇંધાણુ, તિહાં જૈ બેઠો વીર સુજાણ. ૪૪૩
બેઠો બારણે તેહને ઠરી, આપે વેષ અતીતનો ધરી,
અદૃષ્ટ વિદ્યા જેહમાં હોય, તેહને દેખી શકે નહિં કોઈ. ૪૪૪
જેહવી કહી તેહવી દીઠી, જુએ રહ્યો ઉજેણીપતિ,
કરે ભરતારની આપે સેવ, જેહવી અપછરા કરે છે દેવ. ૪૪૫
કંથ કેરા ચાંપે તે ચરણ, પછે આપ પોઢે તે ધરણ;
ખડગ ઉઘાડી બેઠો રાય, જુવે છે તેહની ચરચાય. ૪૪૬
રાત્ય મધ્ય ગઈ જવ ઘોર, એટલે તિહાં આવ્યો એક ચોર;
પાડી ખાતર આવ્યો ઘર માંહિ, બળે દીપક જ્યોતિ ત્યાંહિ. ૪૪૭
દિસે જાડો ને ફૂટડો, તેહવો સ્ત્રીની દ્રષ્ટે પડ્યો;
લાલ ફેંટો બાંધ્યો છે શીશ, સુંદર ગાતડી બિડિ દીસ. ૪૪૮
રૂડો કાછ પહેર્યો છે પાય, જોબનવંત છે તેહની કાય;
જિહાં પોઢી'તી ધરણી નારિ, ગયો ચોર આપે તે ઠાર. ૪૪૯
તસ્કર તે નારીઈં દીઠડો, અમૃતપેં લાગે મીઠડો;
દેખી ચોરને હૈડું ઠર્યું, સ્ત્રી કહે માહરું કારજ સર્યું. ૪૫૦
નીરખ્યું રૂપ તે તસ્કર તાણું, હરખી નારી હૈડે ઘણું;
કિમ આવ્યો છે અરધી રાત્ય? સાચી કહે તું મુજને વાત. ૪૫૧
માહરે મન એટલો છે અર્થ, ચોરવા આવ્યો છું ગર્થ;
આથા સારે આવ્યો હું, પૂછે છે તો સુણજે તું. ૪૫૨

દુહા—સ્ત્રી કહે તે ચોરને, પ્રીત તું મુઝસ્યું જોડિ;
હેતે ધન આપું તુને, પોહોંચે મનના કોડિ. ૪૫૩

મુઝસ્યું મન મૂકી રમો, મુઝ દેહ ભ્રેદની આગ્ય;
દાહિ નિત્યે આવજો, ધન જોઇઇ માગ્ય. ૪૫૪

તાહરે તસ્કર બોલિયો, સાંભલ્ય સ્ત્રી એક મર્મ;
દેખે છે કંથ તાહરો, તે નહિં માહરો ધર્મ. ૪૫૫

લોપૂં લાજ ન એહની, જે દેખે નહી દ્રષ્ટ;
એ સાનિધ્ય તુઝસ્યું રમૂં, તે કહીઇ પાપિષ્ટ. ૪૫૬

ચોપાઈ.

સ્ત્રી કહે કંથને મારું હું, સ્નેહ કરે મુઝ સાથે તું;
ચોર કહે મારો એહને, સંગ કરું તારી દેહને. ૪૫૭

જઈ અંગુઠો દીધો ગળે, ઢિંચણ મૂકયું પેટજ તળે;
સઘ ગયા છે તેહના પ્રાણ, જુઈ વિક્રમ વીર સુજાણ. ૪૫૮

હર્ષ ઉપનો એહને ઘણો, સંગ કર્યો પછે તસ્કર તણો;
તેહને આપ્યું અધિકું ધન, અમૃત રૂપ કહે વચન. ૪૫૯

નિત્ય પ્રત્યે દાહિ આવજો, પાનફુલ પ્રીતે લાવજો;
ચોર કાઢી મૂકયો બારણે, રહ્યો રાજા જોવા કારણે. ૪૬૦

રાજાઇં તેહની દીઠી દ્રષ્ટ, ઉપનું મનમાં અધિકું કષ્ટ;
એક ખુની, બીજો એ જાર, ચોરને માર્યાનો અધિકાર. ૪૬૧

મેહલ્યું ખડ્ગ કાઢી તે દિશ, રાય તસ્કરનું છેદ્યું શીશ;
પડતાં ચીસ નાખી તે દ્વાર, તવ સ્ત્રીઇં ઊઘાડયાં બાર. ૪૬૨

દીઠો બારણે તસ્કર પડયો, તે સ્ત્રીને મન અચિરજ અડયો;
દીઠી રાત અંધારી ઘોર, ચોકીવાળે માર્યો ચોર. ૪૬૩

જઇ કંથનું છેદ્યું શીશ, પાડી બુંબ તિહાં દશ વીશ;
અરે રાજના લોકો! ધાયો, માર્યો નિજ નારીનો નાહો. ૪૬૪

એટલે ધાઇને આવ્યા લોક, મા‍ર્યો ધનવંત પડિયો શોક;
વિક્રમે જોઈ સઘળી પેર, આવ્યા રાજ પોતાને ઘેર. ૪૬૫

**દુહા**—પ્રાતસ્કાળ થયો તહિં, સ્ત્રીઇં વિચાર્યું મન;
દાનપાત્ર મેલ્યાં ઘણાં, લુંટાવી દીધું ધન. ૪૬૬
મોહોલ મેડી ને માળીયાં, વળી જે કણુકોઠાર;
કૃષ્ણાર્પણ સર્વે કર્યાં, ક્ષણું ન લાગી વાર. ૪૬૭
સતી થવાને નીસરી, સજ્યા સોળ શૃંગાર;
ચોખા વેર્યા ચિહુ દિશે, તુરંગે અસવાર. ૪૬૮
માદલ વાજે અતિ ઘણાં, શરણાઈ ચેહેચાર;
નગર બાધું જોવા મળ્યું, જસ બોલે બ્રાહ્મણ ભાટ. ૪૬૯
નાહનાં મોટાં નગરનાં, સતી જોવાને જાય;
સુતનાં દુઃખિયાં સાંભળો, ભુવન ભુવનથી ધાઈ. ૪૭૦
કોહોને કહે પુત્ર જ આવશે, કોને કહે પામેશ ધન;
કોહોને કહે જશ વાધસ્યે, ઇમિ મનાવે મન. ૪૭૧
પ્રધાન પાસે સહુ આવિયા, રાજા બેઠા તે ઠાર;
સતી થાઈ છે સાત્વી, દ્યો હુકમ લાગે વાર. ૪૭૨
રાજા કહે રહો સાંસતાં, હું જોઉં સતીનું મુખ,
જોઉં પ્રાક્રમ તેહનાં, જે વેડે દેહે દુઃખ; ૪૭૩
પ્રધાન રાય પાલા ગયા, કામ કર્યાં છે તાજ્ય;
ગયા સમશાને બેહુ જણા, સતી જોવાને કાજ. ૪૭૪
મળી છે બહુ તિહાં મેદની, થાય ઘણો કલ્લોલ;
હાથા દ્યે છે અતિ ઘણા, કરે છે કુંકુમ રોળ. ૪૭૫
રાખી સહુને વેગળા, રાય ગયા તે પાસ;
પ્રણામ કર્યો તે રાયજી, સતિઈં દીધી આશ. ૪૭૬
રાજા કહે પાછાં વળો, જાઓ તમારે ઘેર;
ખાગો, પીગો, ખેલો સહી, રમો જમો બહુ પેર. ૪૭૭

## ચોપાઈ

કોપ કરી બોલી તે નાર, આપ્ય હુકમ મુઝ લાગે વાર,
માહરે કંથને છેટું પડે, તો દેવ સહુ સતીને નડે. ૪૭૮
રીઝું તો થાઉં પ્રસન્ન આપ, કોપું તો તુઝને દેઉં શાપ,
આશિશ દેઊં તો ચાલે રાજ્ય, કોપે મેહેલ કરાવું તાજ્ય. ૪૭૯
ડાહ્યાને સ્યું કહીઇ કથી, તું સ્ત્રીને ઉલખતો નથી;
માટે લાગ્ય તું માહરે પાય, વરદાન જે જોઇ તે માગ્ય. ૪૮૦
દે હુકમ ખોટિ થાઉં છું, સ્વર્ગ-ભુવન આપે જાઉં છું;
કદાચિત્ ક્રોધ હું હૈડે ધરું, તુઝને બાળી ભસ્મજ કરું. ૪૮૧

(દુહા)—કહે વિક્રમ સૂણ હો સતિ ! હું જાણું સઘળા મર્મ,
કાલ્ય સાંઝનો જોઉં છું, જેહ કરે છે કર્મ. ૪૮૨
કંઠ અંગૂઠો દેઇને, પ્રથમ માર્યો કંત,
પછે જારવિદ્યા રમી, તેહ વિચારો ચિંત. ૪૮૩
પછે તેહને ધન આપિયું, કાઢી મૂકયો બાહેર,
મેં પછે તેહને મારિયો, જે તસ્કર, ને જાર. ૪૮૪
નાંખી ચીસ તે સાંભલી, તું દુઃખ પામી તે દિશ,
પછે મંદિર માંહે જઈ, કંથનું છેદ્યું શીશ. ૪૮૫
પછે માલ લુંટાવિયા, સતી ધરાવ્યું નામ,
ફેલ કરે છે તું ઘણાં, જુઈ છે બાધું ગામ. ૪૮૬
શીશમુંડણ તાહરું કરું, ફેરવું બાધે ગામ,
કાન નાક છેદું સહી, વિક્રમ માહારું નામ. ૪૮૭

## ચોપાઇ.

તાહરે વલતી બોલી સતી, સાંભળ માહરા પૃથવીપતિ !
સારી પેઠે જાણી મુને, તો ફરી સ્યું કહીઈ તુને ? ૪૮૮

કરવા ઘો મુને માહરું કાજ, રાખો સ્ત્રીમાણુસની લાજ,
એહમાં ડાહાપણ નવિ કીજીઈ, સ્ત્રીનો અંત નવિ લીજીઈ. ૪૮૯

ઘેર ઘેર તો સ્ત્રી છે એહ, તેહનો રાખેશ માં સંદેહ,
સર્વ સૃષ્ટિમાં સરખિ નાર, રખે અંતર જાણો લગાર. ૪૯૦

મુસ્તક માહરે ચરણે ધરો, સહુ લોકમાં મોટી કરો;
જાઓ કોચિકંદોયણ ઘેર, કહે રખે વાત માંડિને પેર. ૪૯૧

સંદેહ તાહરો તિહાં ભાજસ્યે, કરી કામ પાયે લાગસ્યે,
રાજાઈ માન્યું તેહનું વર્ત્ત, સ્ત્રીને બળવા દીધી તરત. ૪૯૨

રાખ્યો તે નારીનો ભાર, વળયો રાય આપે દરબાર,
વાધ્યો તેજ તે તો સતી થઇ, મેદની તો સહુ ઘેરે ગઈ. ૪૯૩

ઈમ કરતાં પડી છે રાતિ, રાયઈ વિચારું રુદયા સાથ,
કોચી કંદોયણ રહે છે જિહાં, ગયો એકલો રાજા તિહાં. ૪૯૪

અદૃષ્ટ વિદ્યા પોતે કરી, રાજા કોચિ ઘેર ગયો ઠરી.
કોચીને મન અધિકું જ્ઞાન, તેણિઇ રાયને દીધાં માન. ૪૯૫

અદૃષ્ટ વિદ્યા મુજ આગળ કરે, તાહરો અર્થે કશો નવિ સરે,
કપટે ચરચા જુનો તમો, તે સર્વે જાણું છું અમો. ૪૯૬

આવ્યા છો માહરે દરબાર, મોકલ્યા ધનવંત સેઠની નારિ;
સંદેહ ભાગવા મનડા તણો, આવ્યા હેત હઇડામાં ઘણો. ૪૯૭

(દુહા)—તાહરે વિક્રમ બોલિયા, તાહરી સુણી વિખ્યાત;
આગલથી તેં કિમ લહી, માહરા મનની વાત? ૪૯૮

કિમ અદૃષ્ટ વિદ્યા ઉલખી? કિમ દીઠી માહરી દેહ?
માહરા સમ સાચું કહો, તમને પૂછું તેહ. ૪૯૯

તાહરે કોચી ઉચરી, સાંભળ રાજા ગુજ;
ત્રણ લોક જિતી શકું, એહવી માહરી સુજ. ૫૦૦

પ્રતાપ ડંડ મુજ ઘેર છે, તે દુર્લભ છે દેવ;
તેહથી જાણું ઘણું મુને, નિત્ય કરું હું. સેવ. ૫૦૧

રાજા કહે તે છે ભલે, પ્રથમ સંદેહ મુઝ ભાગ્ય,
સ્ત્રિયો સર્વ તો એક છે, તેહની મનમાં દાઝ. ૫૦૨

દેખાડે તેહનું પારખું, તો માને મુઝ મન,
તે સંદેહ હું પૂછવા, આવ્યો છું આ દિન. ૫૦૩

કહે કોચી વચન કરો, આપો માહરે હાથ,
દેખો તે બક્ષો ગુહનો, દેખાડું તુમ સાથ. ૫૦૪

વચન દીધું વિક્રમે, કોચી હાથે આપ,
જો તે કોપું કોયથી, સ્ત્રી હત્યાનું પાપ. ૫૦૫

## ચોપાઈ.

કોચી કહે સાંભળ રે રાય ! જુયો કૌતુક મંદિર માંય;
રાજા બેઠો ખાઈ પાન, એટલે તિહાં આવ્યો પરધાન. ૫૦૬

મજુસમાં ઘાલ્યો તે રાય, પ્રધાનને દીધી પસાય,
આવો, બેસો, સુખે રહો, કામ હોઈ તે મુઝને કહો. ૫૦૭

વિક્રમ કેરા મોહોલ છે જિહાં, મુઝને હવડાં મોકલ તિહાં,
વડી રાણી છે વિક્રમ તણી, તેસ્યું પ્રીત છે માહરે ઘણી. ૫૦૮

જાવાનો નવિ પામું લાગ, મનુષ્ય આડે નથી તિહાં માગ,
કહાવે દા'ડી વાર ને સાત, તેહને મેલ્યાની કર્ય ને વાત. ૫૦૯

દુહા)—કહે કોચી મજુસ પર, આપ અસવાર જ થાયો,
પ્રહાર કરો એ ડંડનો, સુખે મોહલમાં જાયો. ૫૧૦

તાળું દીધું પેટીઈ, તેહમાં વિક્રમ પાસ,
ઉપરિ પરધાન બેઠો ઠરિ, રાણિપે જાવા આશ. ૫૧૧

## ચોપાઈ.

ઉડી મજુસ પ્રહાર જવ કરી, તે રાણિને મેહલે ઠરી;
રાણીઇ દીધાં બહુ માન, આસન, બેસણને સનમાન. ૫૧૨
આલસુ જેમ ગંગાઈ ગયો, સફલ જનમારો માહરો થયો;
દાઢિ ઊઠી જોતી વાટ, આજ થકી ભાગ્યા ઊચાટ. ૫૧૩
પ્રધાન રાત્ય તેહને ઘેર રહ્યો, પોહ ફાટયો, પ્રાતસ્કાલજ થયો;
રાણિ કહે નિત્યે આવજો, રૂડી વાત ભાવિક લાવજો. ૫૧૪
પ્રધાન જઈ મજુસે ઠર્યો, પ્રહાર ડંડનો ઉપરિ કર્યો;
ચરચા જોઈ રાજાઇ પેર, આવ્યો પ્રધાન કોચીને ઘેર. ૫૧૫
વાટ જોસ્યે વિક્રમરાય, એહવું કહીને થયો વિદાય;
મજુસથી કાઢયો રાજન તેહ, મન તણો ભાગ્યો સંદેહ ૫૧૬.
રાજા કહે મુઝ વાચા થાપ્ય, પ્રતાપ ડંડ તું મુજને આપ્ય;
સુણ્યો બોલ તે વિક્રમ તણો, હરખ ઉપનો કોચીને ઘણો. ૫૧૭
આપ્યો ડંડ તે હેતે કરી, રાજા ઉપરિ મનસા ધરિ.
રાજાજીને નાવી આંચ, જિત્યો ડંડ ઘેર લાવ્યો પાંચ. ૫૧૮

(દુહા)—સાસુને ચરણે નમ્યો, ભલે કહી એ વાત,
જિત્યા ડંડ પ્રચંડ બહુ, જુગમાં વાધી ખ્યાત. ૫૧૯
જાંગીર વગાડી તિહાં ગયો, જિહાં હતી ત્રણ ભીંત;
માર્યા ડંડ થઈ કરકડા, પછે થયો નિશ્ચિંત. ૫૨૦
ચકત્રે રાજ્ય તેણે કર્યું, અજિત રહ્યા નહિ કોય;
કર્યો શાખો પોતા તણો, જોશી લખે છે કોય. ૫૨૧
ડંડ પાંચ એ જિતિયો, થયું ઇંદ્રને જાણ,
મોકલ્યું સિંહાસન આપણું, થયું અધિક કલ્યાણ. ૫૨૨
જડ્યા પંચ ડંડ પાછલે, તે પાછળ ધરિયું છત્ર,
રતન, મણિહીરે જડયું, સ્ફાટિક હેમમય જત્ન. ૫૨૩

પાછળ બત્રીસે પુતળી, એક એક પેંસાર,
વાજાં તેહના હાથમાં, શોભા અપરંપાર. ૫૨૪

મહા પુણ્યથી પામીઈ, દેવતાને દુર્લભ એહ,
સ્વર્ગ પુરીથી ઉતર્યું, શુભ સિંહાસન તેહ. ૫૨૫

એહવો પરાક્રમ જે કરે, તે ધરે સિંહાસન પાય;
મન વિમાસીને જુયો, અધિક બુધ્ય ભોજરાય; ૫૨૬

એહ કથા જે સાંભળે, કરે વિવિધ પેરે દાન,
આ લોકે જશ પામસ્યે, પરલોકે સનમાન. ૫૨૭

દુશ્મન તો ગંજે નહી, નહી પીડા, દેહ રોગ,
ધર્મ સખા હવો જેહને, તે પામે અષ્ટ ભોગ.. ૫૨૮

સહુથી મોટો ધર્મ છે, કરો વિચારી આપ,
વિક્રમે દિગ્વિજય કર્યો, તે પુણ્ય તણો પ્રતાપ. ૫૨૯

ધર્મ થકી લક્ષ્મી મળે, ધર્મ થકી વશ લોક;
જેહને પુણ્ય મનમાં વસ્યું, એકે દિન નહિ શોક. ૫૩૦

એક ગણું અહીં આપસ્યે, લક્ષ ગણું તિહાં થાય;
પુણ્ય કરજો સહુ સંગતે, સર્વે રંક ને રાય. ૫૩૧

રામકથા નવું ચરિત્ર, સૂણે નરનારી જન;
એક એક અક્ષર સાંભસે, રેવાનું દરશન. ૫૩૨

એહવાં પરાક્રમ જે કરે, તે બેસે આસન,
કહિ કથા જે પુતલી, સુણીઈ ભોજ રાજન. ૫૩૩

એહવું કહીને પુતલી, હંસા ગઈ આકાશ,
અષ્ટ કથા પુરણ થઈ, કહે કવિ સામલદાસ. ૫૩૪

ઈતિશ્રી સિંહાસન બત્રીસી કથામાં પંચડંડ સંપૂર્ણ.

**અભ્યાસ**:—(૧) વ્યુત્પત્તિ આપોઃ–લાહાર, પરાંઠી, ખેર, મોહકમ, છાર, વડસાસો, રિવાડી, જેર, તાછ, અરું પરું, અદો અદો, કણેર, ગુજ, ઓસિંકલ, ઓટ, નવારાં, જેડિ, હોંસ, સાંસતાં, નાહો, પીગ્રો, ચકવે, શાખો, પેં, (૨) પાત્ર નિરૂપણ લખોઃ–વિક્રમ, દમની, નિર્મળ-દમની, શ્યામકુંવર, ઉમાદે, રત્નમંજરી. ( ૩ ) શામળની ભાષાનું જૂનાડપણું બતાવો. (૪) પંચદંડનો સાર ૫૦ પંક્તિમાં લખો. (૫) શામળ આમવર્ગનો કવિ શી રીતે તે સમજાવો. (૬) વાર્તાકાર તરીકે તેમજ લોકશિક્ષક તરીકે શામળની પ્રતિષ્ઠા વર્ણવો. (૭) શામળનાં સ્ત્રી પાત્રો સંબંધી તમારા વિચારો આ વાર્તાને આધારે લખો, તથા બને ત્યાં અવતરણ આપી તમારા કથનનું સમર્થન કરો. (૮) કયા દંડની પ્રાપ્તિમાં તમને વધારે રસ પડે છે? શાથી? (૯) "સિંહાસન બત્રીશી" ની વાર્તાની ઉત્પત્તિ સંબંધી ટૂંક હકીકત લખો. (૧૦) ભોજ અને વિક્રમના સમય સંબંધી તમારે શું કહેવું છે? કાલિદાસ ભોજનો સમકાલીન ખરો કે નહિં? શાથી? (૧૧) શામળને વાર્તાના ઓઘમાં પણ વચ્ચે વચ્ચે વ્યાવહારિક ઉપદેશ આપવાનો શોખ છે. આ કથન સત્ય છે? આ વાર્તામાં તેવું કરે છે? (૧૨) સૌથી વધારે રસિક અને કાંઈક હાસ્યાસ્પદ કયું પાત્ર તમને લાગે છે? શાથી? (૧૩) "શામળનું સ્ત્રી સૌન્દર્યનું નિરૂપણ કેવળ કૃત્રિમ અને પોપટીઉ લાગે છે." આ કથન સત્ય છે? શી રીતે તે ઉદાહરણ આપી સમજાવો. (૧૫) મનુષ્ય-સ્વભાવ **આલેખતી** પંક્તિઓને તારવી કાઢો.

---

## (૧) નરસિંહ મહેતો.

### પદ ૧.

ધ્યાન ધર હરિ તણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કર્યે અરથ કાંઈ નવ સરે, માયા દેખાડિને મૃત્યુ વ્હાયે. ટેક.

સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવ્યે સુખ પાર ન્હોયે;
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ્ય મ્હોયે. ધ્યા.

પટક માયા પરી, અટક ચરણે હરિ, વટક મા વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મુળથી ભીંત કાચી. ધ્યા૰
અંગ-જોબન ગયું, પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું;
ચેત રે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું. ધ્યા૰
સરસ ગુણ હરિ તણા, જે જનો અનુસર્યા, તે તણા સુજસ તો જગત્ બોલે;
નરસૈયા રંકને, પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યા૰

**અભ્યાસ:**—(૧) "જન્મતાં" શબ્દની વિભક્તિ કઈ? 'અલ્પમતિ' સમાસ કયો? (૨) 'વ્હાગે'ની વ્યુત્પત્તિ શી? (૩) 'ઝમક' નામનો શબ્દાલંકાર છે? ક્યાં જણાય છે? (૪) "આશાનો મ્હેલ ઊંચો રે નીચું આ કાચું કારભારૂં" એની સમાનાર્થ પંક્તિ કઈ?

---

## (૨) ભાલણ

### દમયન્તી વિલાપ

ભાન ભૂલાવ્યું કળિયુગે; થયો રાય અજાણ.
શ્રમ મટ્યે નારી ઉઠી, તવ દુઃખ પામી સુજાણ. ૨

નર વગરના વનમાંહે પતિ ન દીઠો પાસ;
'હે નાથ!' એમ સ્વર કરી નાખે ઘણો નિશ્વાસ. ૩

પોકાર કરતી બોલતી તે કહું સુણ રાય!
વાણીની દીનતા અતિ, નહિ કોઈ જન સ્હાય. ૪

'હે નાથ! હે સ્વામી! ભર્તા! કિમ કરો તમિ ત્યાગ?
હણાઈ હું નારી વને, ઇમિ ન ઘટે મહારાજ! ૫

મનુષ્ય વગરના વન વિષે હું એકલી પામું બીક;
ધર્મજ્ઞાતા! નવ ઘટે, મુને હ્રદયે આવે હીક. ૬

સત્યવાદી! આ શું કર્યું? આથી અસત્યવાદી થાવ;
સ્વયંવરમાં શું કહ્યું? ભૂલી ગયા તિનો ભાવ. ૭

ત્યાગ તારો નહિ કરું, ઇમિ બોલ્યા દેવ સમક્ષ.
સ્ત્રી મિત્ર જાણો સર્વથા દુઃખ સમે, હે દક્ષ! ૮
લોકપાળ સમક્ષ બોલ્યા, નવ કરું તારો ત્યાગ;
તે સત્ય કરી દેખાડીએ, અહો નળ મહા ભાગ! ૯

અઘોર વનમાં પ્રાણીને, અકાળ મૃત્યુ ન થાય?
તમ વિહોણી દમયન્તી હું ધરીશ મારી કાય? ૧૦
હાસ્ય ઉપહાસ કરવું નવ ઘટે, મુને ભય થાયે પુષ્ટ.
પ્રતિમા આવી દાખવો, કાન્ત! કાપિ કષ્ટ. ૧૧

હું જોઉં છું, હું જોઉં છું; દીઠા અધુના આંહી;
દ્રુમ પૂઠિ લપાઈ પેઠા, દયા ધરો મનમાંહિ. ૧૨
સ્વામી! બોલો શે નહિ? જાણે કઠિ કરે ભેદ.
આશ્વાસન તમિ નવિ કરો, તો નારી પામું ખેદ. ૧૩

નહિ દેહ કેરો શોક ને નહિ શોક રાજ્યાસન;
પણ શોક એક મનમાં ઘણોઃ મુજવિણ દુઃખ સહો રાજન! ૧૪
ક્ષુધા તૃષાથી પીડિત સ્વામી! બેસો વૃક્ષની હેઠ;
ત્યારે હું નહિ સાંભરું, એવા નિર્દય નહિ તમે હેઠ." ૧૫

પછી ઉઠી મહિલા આકળી, ચોદિશ જોતી જાય,
રુદન કરતી દોડતી શ્યામા શ્વાસ ન ખાય. ૧૬
વૃક્ષ પાછળ લપાતી, 'સ્વામી! નાશી ગઈ' વદે;
વારંવાર પોકાર કરતી, દુઃખધારી અતિ હદે. ૧૭

પછે શોકવાળી દમયન્તી બાળી મૂકે ઘણો નિઃશ્વાસ;
"જે દુઃખથી રાય દુઃખ પામ્યો, તિને કરો હરિ! ઉદાસ. ૧૮
સુખ જાઓ તેનું સર્વથા. દુઃખ પામો દેહ;"
ઇમિ શાપ દઈ પતિ પૂંઠિ વળી નિઃસંદેહ. ૧૯

**અભ્યાસ:**—(૧) આ વિલાપ તમને સ્વાભાવિક લાગે છે કે અન્યથા? શાથી? (૨) નળનું આખ્યાન શામાંથી લીધું છે? (૩) 'દીનતા,' 'ધર્મજ્ઞાતા,' 'સત્યવાદી,' એ શબ્દોનું ખાસ પ્રયોજન શું છે? (૪) દમયન્તીનું ઉદાત્ત ચારિત્ર કઈ પંક્તિઓમાં જણાય છે? (૫) 'નિઃસંદેહ'નો શું અર્થ લેશો?

---

## (૩) મીરાંબાઈ

મારા પ્રાણ પાતળિયા વહેલા આવો રે,
તમ રે વિના, હું તો જનમ જોગણ છું. ટેક.
નાભિ કમળથી સુરત રે ચાલી,
જઈને તખત પર રાસ રચીલા રે; હું તો૦

સુખમના નાડી એની સેજ બીછાવે,
તે દી રંગ–ભીના છે રાસ ધારી;
તમરે વિનાનું મારે અંતર અંધારું રે,
મારા જગના જીવન વહેલા આવો રે. હું તો૦ ૧

સાચું ઘરેણું મારે તું છે રે શામળિયા રે,
અવર ઘરેણું મારે હાથ નહિ આવે રે;
કુંવરબાઈનાં જે દી મામેરાં પૂર્યાં,
તે દી છાબ ભરીને વહેલા આવો રે. હું તો૦ ૨

સાવરે સોનાના હરિના વાઘા શીવડાવું રે,
પ્રીતમજી પ્રણામ કરીને;
વિઠ્ઠલરાય જે દી વરવાને આવ્યા,
તે દીના વિંટાણા છે વરમાળેરે, વહેલા આવોરે. હું તો૦ ૩

કાગળીઆનો જે દી કટકો નહોતો રે,
મસરે મોંઘીરે જે દી લેખણ નહોતી રે;
વાહાલા વિદુર તે જઈને એટલું કહેજો રે,
તમે એક વાર મળવાને, વહેલા આવો રે. હું તો૦ ૪

મધુરી નાદની મોરલી રે વાગે રે,
સુરતીયામાં રાધાજી જાગે રે;
મીરાંનો સ્વામી જે દી ગિરધર મળશે,
તે દી દાસીનાં દુઃખડાં ભાગેરે, વહેલા આવોરે. હું તો૦ ૫

**અભ્યાસ:**—'જોગણુ,' 'સુરતા,' 'તખત,' 'સુખમના' નો અર્થ સમજાવો. (૨) અંતરનું અંધારું શું? તે કેવી રીતે દૂર કરવા મીરાં ઇચ્છે છે? (૩) 'સેજ'નો લક્ષ્યાર્થ શું? 'તે દી'?–કયો દી? રાસધારી કોણ? શા માટે? મીરાં સંદેશો કેવી રીતે મોકલે છે? પત્રથી કેમ સંદેશો પાઠવતી નથી? લેખન સાધનની મોંઘવારી વ્યાજબી છે? કઈ પંક્તિથી વૃંદાવન વિહારનું સ્મરણ કરે છે? મીરાંની શી તાલાવેલી છે?

---

## (૪) અખો

### દેહાભિમાની ગુરુ વિષે

સ્વામી થઈને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય રાખ્યાનો શિર પર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશા–રજ્જુને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ. ૬૪૩

જ્ઞાની ગુરુ ન થાયે કેનો, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તેનો;
અન્ય જીવની તેને શી પડી, જે તેને ઘેર નિત્ય કાઢે હડી;
સે'જ સ્વભાવે વાતજ કરે, અખા ગુરુપણું મનમાં નવ ધરે. ૬૪૪

ગુરુ થઈ મૂરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે;
ભૂતકાળમાં જે થઈ ગયા, તેની મનમાં ઇચ્છે મયા;
અખા વેલી કેમ ટાળે વ્યથા, જે નિત્ય વાંચે મડદાંની કથા. ૬૪૫

જે પગલાં અગ્નિમાં બળે, તેને શરણે કાળ કેમ ટળે;
પડતું પક્ષી રાખે આકાશ, એમ પગલાં તે આપે વાસ;
નહિ પગલાને શરણે જા, ત્યારે અખા ભવની મટે અજા. ૬૪૬

ચરણ શરણ તો ખોટી કરી, વણ ચરણોનો દીઠો હરિ;
ચરણ જળે કે ભૂમાં દાટ, શ્વાન શિયાળિયાં કરડે કાટ;
તેની શરણ અખો શું ગ્રહે, જે સમજે તે એવું લહે. ૬૪૭

જો જો રે ભાઈ વાતનું મૂળ, પેટ ચોળી ઉપજાવ્યું શૂળ;
એક સમે ખર ભાડે ગયો, કાંદા દેખી ગળિયો થયો;
ખરે આપી તેજીને પેર, એવું જાણી અખા જુતો ઘેર. ૬૪૮

કથા કરી તે શુકજી ખરી, પરીક્ષિત્‌ને મેળાવ્યા હરિ;
શીખ થઈ ત્યારે આપ્યું શું, નગ્ન થઈ ગયા વનમાં પશુ;
નિઃસ્પૃહીની એવી છે કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા. ૬૪૯

રઘુ જદુરાજની વાતજ કહે, દત્ત ભરતનું ઓઠું લહે;
અજગરવરતી વનમાં પડ્યા, તે ક્યાંઈથી આવી ચડ્યા;
તેને પોતા સરખા કર્યા, અખા ઘેરઘેર ઉપદેશ ન કહ્યા. ૬૫૦

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન મૂળગું તે ખોય. ૬૫૧

સસાસિંગનું વ્હાણ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઇને તર્યું;
વંઝ્યા સુત બે વહાણે ચડ્યા, ખપુષ્પનાં વસાણું ભર્યાં;
જેવી શેખશલ્લીની કથા, અખા હમણાં આગળ એવા હતા. ૬૫૨

જ્યાં જોઇએ ત્યાં કૂડેકૂડ, સામે સામાં બેઠાં ભૂડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઈ ચાંચ જ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમો આવા ડાહ્યા ક્યાંથી થયા;
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડ્યો પાંણ. ૬૫૩

લીલા વૃક્ષને ઓઠે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓઠે ધૂતા ઘણા, ઉપાય કરે કનકકામિની તણા;
અખા ગુરુ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરુ કુંભાર. ૬૫૪

**અભ્યાસ:** (૧) દેહાભિમાન ઉત્તરોઉત્તર વધે છે તે સૂચવનાર પંક્તિઓ લખો. (૨) સ્વામીપણાને ભાર શાથી કહ્યો ? (૩) જ્ઞાનીની આશ કઈ? (૪) 'મડદાં' કોણ, અને 'નહિપગલો' કોણ ? શાથી ? (૫) વાતનું મૂળ શું ? (૬) ૬૪૮ છપ્પામાં શું કહેવા ઇચ્છે છે ? (૭) અપ્રસ્તુતપ્રશંસા ક્યાં લાગે છે ? કેવી રીતે ? (૮) 'ઘૂડ' કોણ ? શાથી ? (૯) ખોટા ગુરુ અને જ્ઞાનીનાં વર્તન અને ભાવનાનો વિવેક કરો. (૧૦) છેલ્લા છપ્પાનો ભાવાર્થ શું છે ?

---

## (૫) પ્રેમાનંદ

### નળાખ્યાન

### ( હંસે કરેલું દમયન્તીરુપવર્ણન )

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળી સ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી. ૧

વેલ જાણે હેમની, અવેવ-ફૂલે ફૂલી; ઢાળ.
ચકિત ચિત થયું મારૂં, ને ગયો દૂતત્વને ભૂલી. ૨

સામસામા સહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ;
ઇન્દુમાં બિન્દુ બિરાજે, જાણે ઉડગણ ભોમ. ૩

ઉભે અમિનિધિ કીરણ પ્રગટયાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટયો, શું એથી થંભ્યો આકાશ ! ૪

કામિનીનો પરિમળ બહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડયો ચંદનવૃક્ષ. ૫

કુરંગ-મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં !
નેત્રઅણિઅગ્રે શ્રવણ વિંધ્યા, સોઈ થઈ નીમડિયાં. ૬

શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોડાળાં અંબુજ;
ભ્રુવ શરાસન દ્રષ્ટિશર, હાવભાવ છે બે ભુજ. ૭

ગળસ્થળ નારંગ ફળ શા, આદિત્ય ઈન્દુ અકોટી;
અધર પ્રવાળી દંત કનક રેખા, જિહવા જાણે કસોટી. ૮
કીર-આનનપર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણુછતી;
વનલતા પર પંખી બેઠો, નવ રહેવાયું મારીવતી. ૮
અધરરસ પર શ્વેત બિન્દુ, મેં જાણ્યું કરું ગ્રાસ;
ઉદર સર આભરણુ અંબુજ, જઇને પૂરું વાસ. ૧૦
નાભી નિકટ મેખલા, રહે ગમન સાથ અમારો;
રોમાવલિ દ્રુમ કુચ ટોડા, ઉરમંડળ શું ઉવારો! ૧૧
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઈયે;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપસુધામાં રહીયે. ૧૨
કચ ભૂષણુ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઊડે;
તાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગ્યો મેગલ પૂઠે! ૧૩
કેળશાખાએ જલજ જુગ્મ ચડયાં, ગજ એથી પામે ખેદ;
યુગ્મ અંબુજ તાંહાં મળિયાં, મળયા મધુકર વેદ. ૧૪
સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;
શુદ્ધ–બુદ્ધ નવ રહી મારી, હું બોલિ ઉઠયો અભિલાખે. ૧૫

**અભ્યાસઃ**—(૧) બે ચંદ્ર કયા? કયાં? (૨) આકાશને અદ્ધર રાખનાર કોણુ? (૩) ધરાધર શું, અને અહીં કોણુ? શાથી? (૪) દમયન્તીને આપેલાં બધાં રૂપક ગણાવો. (૫) કુરંગમીન શાથી લેવાં પડયા? ખજન કયાં છે? શાથી ખંજન? (૬) નેત્રને સોય કહેવાનું પ્રયોજન શું? સંભાવનાવાચક ક્રિયાવિશેષણુ ગણાવો. તે શા માટે વપરાય છે? (૭) અંબુજને 'ડોડાળાં' કહેવાનું ખાસ પ્રયોજન? (૮) 'શ્રીખંડ'ને સુધારી અર્થ કરો. એમને એમ શું અર્થ? (૯) 'રહેવાયું' નો પ્રયોગ કયો? (૧૦) શ્વેત બિન્દુ શું? 'આભરણુ'નો અર્થ 'અલંકાર,' લેવાશે? પછી 'અંબુજ' કહેવાશે? (૧૧) 'ગમન'ની વિભક્તિ કઈ? (૧૨) દમયન્તીનું શરીર જળાશય કેવી રીતે? (૧૩) હંસ, પંચાનન અને મેગળ કોણુ? (૧૪) છ કમળ અને વેદ ભ્રમર કયા?

## (૬) રત્નેશ્વર

### ( માલિની )

નિશદિન મન મધ્યે રાખજો રામ–નામ,
અભયપદ વિધાતા છે સદા શામ–ધામ;
યદુપતિ પદ સેવી કાપજો કામ–દામ;
પ્રભુ–પદ–રતિ મૂકી શા કરો વ્યર્થ કામ. ૧

નિજ કરમ વિષે છે લેખ લખેલ જેવો,
કનકગિરિ ગુહામાં પામશો લાભ તેવો;
મૃગ પશુ વન જીવે આપણે કોણ કેવો;
અશન–વસનનો આયુષ્યથી લાભ લેવો. ૨

અજગર વનવાસી ઇશ વિશ્વાસ રાખે,
ઉદર ભરણ સાથે તેહ આયાસ રાખે;
ત્યમ મન વશ રાખો સર્વ સંકલ્પ નાખો,
અનુપમ રસ ચાખો કૃષ્ણ કૃષ્ણેતિ ભાખો. ૩

નિખિલ નિગમ બોલે કો નથી કૃષ્ણ તોલે,
સહકૃતિ ફલ ભોગે આંકનાં શીદ તોડે;
મદન મદથી માતો અંગના રંગ રાખો,
જનમ જનમ ધાતો કાં ફરે ધૂળ ખાતો.

જપ તપ વ્રત કીધે ને મહા દાન દીધે,
સુરનદી–જલ પીધે જેટલું પુન્ય સીધે;
અધિક સુકૃત તેથી છે હરિનામ લીધે,
શ્રમ વિણુ સુખ આપે કર્મના બંધ કાપે. ૫

**અભ્યાસ:**—“શામધામ”, “કામદામ”, “સહકૃતિ’, “ આંકનાં ” ના અર્થ સમજાવો. (૨) નશીબને મનાવનાર પંક્તિઓ ટાંકો. (૩) કેવી રીતનું જીવન રત્નેશ્વરના મતથી ઊંચું ? (૪) મોક્ષનો સુલભ રસ્તો કવિ કયો બતાવે છે ? (૫) જપ, તપ વ્રત, દાન, અને જલની વિભક્તિ કઇ ?

## (૭) પ્રેમાનંદસુત વલ્લભ

### કુન્તી પ્રસન્નાખ્યાનાન્તર્ગત

#### શરપતન

શાસન મધ્ય બેઠો શચી સહ શચીનાથ,
શર સુસવાટ કરી આવતું ઉતાવળું;
જોઈ ઝટ વજ્ર સાહ્યું, એવે નમ્યું શર આવી,
પ્રણામ ત્યાં પંચ કીધા, કવીશ કહે સાંભળું!
વિસ્મય ઉદય શર વિબુધો ત્યાં જોઈ હવા,
પત્ર મુખ પર બાજ્યો, કીર્તિ નવ હું કળું;
તે શર ઇન્દ્રાંક પર આવી પડ્યું જોતજોતે,
છોડ્યો પત્ર તર્ત ત્યાંહી, દેવ દૈન્યમાં વળું. ૧૦૬

અજબ ગજબ આ શો! શિલીમુખ સાથ પત્ર,
નેહથી નમન કરે, પ્રત્યુત્તર માગતું;
કોનો પત્ર આવ્યો અત્ર? આ શરસંધાણ કોનું?
વિષય શો સમાયો છે? મન અનુરાગતું.
વાંચો દેવાચાર્ય વેગે, અવનવું આ તો અતિ,
જોયું નહિ જાણ્યું નહિ, અસ્ત્ર ઊભું જાગતું;
બૃહસ્પતિ ગુરુએ ત્યાં, પ્રકટ પત્રિકા વાંચી,
અર્જુનનું નામ સુણી, વેણુ બાણ વાગતું. ૧૦૭

વાયુ કહે વાંકી વાત! ન પહાવો ઐરાવણ,
કાક ઊડી કોક માગે વસુધા મધ્યે સુધા;
દેવનું દેવત્વ જાય, માનવનું માન રાખે,
બલિષ્ઠ કો બીજું માગે, નર ન માનો સુધા;
સવિતા કહે સાચી વાત, આ તે ગર્વ કેવો કહેવો,
લેખે નહિ રજ માત્ર, વ્યર્થ માને વિબુધા;

ઇન્દ્રાસન માગે કોક, એથી અધિકું કો માગે!
વિના પૂછ્યે ભાખું અમો, ન માનો ભલે બુધા! ૧૦૮

પાંડવ ખાંડવદાહ સમે જીતી ગયો જાણ,
ગર્વ કરતો સર્વશું, જાણતો ના દેવને;
માની માન મરોડતાં, ઓડતાં દેવેશ પર,
વિચાર કર્યો ન કાંઈ ધારી અહમેવને?
વજ્ર વડે વેધો કાય, દેવનું દેવત્વ જાય!
કોથી અવહાસ થાય! શાન્ત કરો એવને;
આપનો અંશાવતાર, ભારે ધરે તેમાં ભાર,
વારુ કરીને વિચાર સત્ય સાધો સેવને. ૧૦૯

ત્રિદશો તમામ એમ વારાફરતી ઉચ્ચરે,
શાન્તિ નવ કોઈ ધારે, યુદ્ધ કરવા ઊડે;
વિજયથી ધનંજય, વંઠી ગયો વારુ નહિ,
ગર્વ એનો ધારૂં નહિ, વાસવ ભલે રૂડે;
તોડી નાખો અસ્ત્ર આવ્યું, જોઉં પછી કરે એ શું,
ઉમેરા ઉમેર ચાલી એમ ત્યાં મૂંડે મૂંડે;
પાર્થ–પરાક્રમ તણી, ખાંડવમાં હાનિ તણી,
વાત ના વિચારે કોઇ, સ્વયં કૂટણાં કૂટે. ૧૧૦

**અભ્યાસ:**—'શરપતનનો' પ્રસંગ કેવી રીતે બને છે? (૨) 'શિલીમુખ' શું? બીજો અર્થ કયો? (૩) દેવાચાર્ય કોણ? (૪) 'અવનવું'ની વ્યુત્પત્તિ શું? (૫) 'જાગતું' શબ્દ કેમ વાપર્યો? (૬) 'વેણુ આણુ' શા માટે? (૭) કોણ કોણ દેવ શું સલાહ આપે છે? (૮) બૃહસ્પતિ ડાહ્યા જણાય છે? શાથી? (૯) ખાંડવદાહનો પ્રસંગ કેવી રીતે બન્યો? (૧૦) આમાં કયો રસ છે? (૧૧) સ્થાયીભાવ કયો? (૧૨) વિભાવો કયા કયા? સહચારીભાવ અને અનુભાવ કયા? તેમનાં લક્ષણ શું?

## (૮) શામળ

### (૧) સ્વભાવ વિષે

કેસર ક્યારા માંહિ, બરાસ કસ્તુરી બહેકે;
પાઞ્છળ કનકની પાળ, લક્ષધા મોતી લહેકે;
ગંગા ગોમતી નીર, ઝવેર જડિત્ર જ ઝારી;
સોળ કળા શુભરૂપ, સિંચે નરપતિની નારી.
એમ કરતાં તે ઉગિયો, લસણ છોડ ગંગા તટે;
બદબોઇ ઉઠે બહુ ઘણી, સામળ સ્વભાવ તો નવ મટે.

### (૨) સદ્‌ગુણ–દુર્ગુણ વિષે

ઇન્દ્રિવારણાં હોય, કોય ખાંતે નવ ખાયે;
આવળકેરાં ફૂલ, તેથી શિવ નવ પૂજાયે;
ઝાકળ કેરાં નીર, તૃષા તેથી નવ ભાગે;
બગલા ઉજ્જ્વલ હોય, હંસને કામ ન લાગે;
દેખાય કરા મોતીસમા, આભ્રણ નવ ઓપે અશાં;
કવિ શામળ કહે સાંખી જુઓ, ગુણવિણ રુપ કહો કશાં ?

**અભ્યાસઃ**—(૧) આ લસણની નિંદા છે કે અન્યની ? (૨) અલંકાર કયો ? (૩) શામળે કયા કયા દોષોનું નિવારણ કરવા કાળજી રાખી છે ? (૪) 'બદબોઈ' અને 'બગદોઈ' ને સંબંધ છે ? (૫) રૂપ અને ગુણમાંથી ઉચ્ચતર કયું ? શાથી ?

---

## (૯) કાલિદાસ

### સરસ્વતીસ્તવન

( રાગ–દેશાખ )

પ્રથમ કર જોડી પ્રણામ કરૂં, સરસ્વતીનું મન ધ્યાન ધરૂં;
દુહિતા ચતુરાનન દેવ તણી, કવિતા ન શકે ગુણ કોય ગણી. ૧

જેને દેવ ગણેશ દિનેશ ભજે, શિવ શેષ વિશેષ સુરેશ યજે;
રતિ કોટિ અંતથી રુપ ઘણું, નવ જાય ચવ્યું ચતુરાઈપણું. ૨

મુખલાવણ્ય લોક લખી ન શકે, સમના કવિતા કહે બુદ્ધિ થકે;
અપરાજિત રાજિત રુપ પરા, નહિ બાળ વપુ ને જુવાન જરા. ૩

મણિ ઝાલ ઝબુકતી ગાલ ગોરે, સચ્ચિદાનંદ બ્રહ્મનું ચિત્ત ચોરે;
મુત કુંડળ મંડિત રત્ન કળા, જેમ હિંડોળે હિંચકતી ચપળા. ૪

શીશ હેમ કિરીટ જડિત મણિ, શત શૃંગ સમાન ભુજંગ ફણિ;
અલકાવલિ નીલ કુટિલ લટી, નકલંક મયંક લલાટ-પટી. ૫
રસ કસ્તૂરી કેસર કુંકુંમનું, કર્યું તિલક શોભે જ્યમ ઈંદ્રધનુ;
ત્રિકુટી જટીલી જટી જ્યોત તગે, ભૃગુજ્યોતિ જેવી ભૃકુટી શું ઝગે. ૬

દલરાજીવનેત્ર કૃપા-કરણી, દૃગ સુંદરતા-હરણી હરણી;
નકવેસર હાટક હીરા તણી, જેમ ચંચ ભરી ફળ કીર તણી. ૭

દશનાવલિ દાડિમ બીજ જવી, અધરારુણ બિંબક બિંબછબી;
એક બિંદુ અનુપમ ચિબુક વિષે, જ્યમ અંબુજમાં અલિ સૂતો સુખે. ૮

**અભ્યાસ:**—(૧) સમાસ કચા:—ચતુરાનન, ગણેશ, નકલંક, અલકાવલિ, દલરાજીવનેત્ર, અનુપમ, અંબુજ. (૨) કવિતા, ચવ્યું, મયંક, ભૃગુજ્યોતિ,ના અર્થ સમજાવો. (૩) સરસ્વતી મુખલાવણ્યનું વિગતવાર તમારા શબ્દોમાં વર્ણન કરો. (૪) કઇ કઈ પંક્તિઓ ખાસ નોધ કરવા જેવી તમને લાગે છે ? (૫) આ રૂપવર્ણનમાં રહેલી ઝીણવટ જણાવો.

---

## (૧૦) ધીરો

(કાફી)

અંતે સંતને તેડાવે રે, હરિનું ભજન કરવા;
કરમાં માળા ઝાલી રે, મૂરખ જ્યારે સૂતો મરવા. ટેક.

ન્હાનપણે ઘર ધંધે ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય?
જીતી બાજી હાર્યો રે, પથ્થરને નાવે બેઠો તરવા—અંતે. ૧

અંત સમે છાપાં તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન, એમ કેમ આવે વૈમાન?
ગુરુજ્ઞાન નાખ્યું રે, બુદ્ધિ ત્હારી ગઈ ચરવા—અંતે. ૨

જુવતી નારીને જેવી પુત્રની આશા, હરિ ભજ્યે ફળ થાય;
વૃદ્ધ નારીને નહિં પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય;
હરિને બેઠો ઠગવા રે, એંશી વર્ષે વર વરવા—અંતે. ૩

વીશ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કર્યે ભૂખ જાય;
હરિશું ધાયા તે બહુ કમાયા, તેને મળિયા નિરંજન રાય;
દાસ ધીરો કહે છે રે, મટયા ચોરાશી ફરવા—અંતે. ૪

**અભ્યાસ**:—ચોથી પંક્તિમાં કોનું દ્રષ્ટાન્ત આપેલું છે? દાર્ષ્ટાન્તિકને સમજાવો. (૨) બાજી કઈ, અને પત્થરનું નાવ કયું? અલંકાર કયો? શી રીતે કરશો? (૩)'એરણની ચોરી' અને 'સોયનું દાન' એ કોનું દૃષ્ટાન્ત? (૪) 'ધાવું'નો અર્થ શું લેશો? (૫) નિરંજન' કોણ? શા માટે?

---

## (૧૧) દયારામ.

### પ્રબોધ—બાવની

(કુંડળિયા)

"પારસમણિને વાડકે, ભટજી માગે ભીખ;"
ભટજી માગે ભીખ, નામ ચિંતામણિ હરનું;
સકળ મનોરથ સેંજ, સિદ્ધ ઔષધ નથી કરિનું;
તે તજી ફૂટે કઠિણુ, યોગ, તપ, વ્રત મખ દીક્ષા;
ત્યાગી નવનીત તક્ર શુકલ લે, ઉધી પરીક્ષા;

પરીક્ષા ન પોતા કને શ્રુતિ ન પામ્યો શીખ;
પારસમણિને વાડકે, ભટજી માગે ભીખ. ૪

**અભ્યાસઃ**—(૧) 'પ્રબોધબાવની' નામ શા માટે? (૨) પારસમણિ, ભટજી, ચિન્તામણિ, સિદ્ધ ઔષધ, શુક્લ, વગેરેથી શું ઉદ્દિષ્ટ છે? (૩) 'ચિન્તામણિ' સમાસ કયો? (૪) 'પરીક્ષા'નો શો અર્થ લેશો?

૫૬

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશભણી;
મુલખ ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ;
ફરીને આ મારગ મળશે નહીં, એહેવી છે અવળાઇ;
સમજીને ચાલો સુધા રે, નાં જોશો ડાબા કે જમણી.–મનજી. ૧

વચ્ચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બેચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર;
મળ્યો છે એક ભેદી રે, કહેલી ગતિ સહુ તે તેણી.–મનજી ૨.

હાવાં માલ વોહોરો તો વોહોરો શેઠના નામનો, થાય ના કયહું અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલાં સારુ રે નાં થાવું વોહોરતના ધણી.–મનજી. ૩
જો જો જુગથકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ ધ્યાને એમ ગમે છે, હવાં જઇએ પોતાને ગામ;
સુઝે છે હાવાં હેતું રે, અવધ થઈ છે આપણી.–મનજી. ૪

**અભ્યાસઃ**—(૧) 'નિજદેશ' કયો? મન મુસાફર શા માટે? એ એકલો મુસાફર, કે કોઈનો સંઘાતી? કોનો? મુલખ કયા? (૨) 'આ મારગ' કયો? અવળાઈ કયી? (૩) 'ફાંશીયા' અને 'વળાવા' કોણ? શા માટે? (૪) 'ભાર' એટલે શું? (૫) 'ભેદી' કોણ? (૬) 'શેઠના નામનો માલ વહોરવો' એટલે શું? જોખમ કયું? (૭) 'દાસ'ની વિભક્તિ કઈ? (૮) એકંદરે શું કહેવા માંગે છે?

## (૧૨) નરભેરામ.

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામોગામની,
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રીરામની. ૧

મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઈ મનમાં ફૂલી,
કહાન કહાન કહી ફરી, ભાન ગઈ દેહનું ભૂલી;
પ્રેમિ વિદુરની નાર, નાહતાં નાગી ધાઇ,
એ લક્ષણ પ્રેમનું, જઈ ભેટી જદુરાઈ;
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે,
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે. ૨

જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દળથી રાજી,
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખીચડી ને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતી ભર જેહને,
કહે નરભેરામ ગુરુથકી, નિત્ય બલિહારી તેહને. ૩

**અભ્યાસ:**—(૧) 'તાતાં' અને 'દોશી'ની વ્યુત્પત્તિ આપો. (૨) પ્રેમ કેવી વસ્તુ છે, અને શાથી મળી શકે? "પ્રેમ"થી કયો પ્રેમ અભિપ્રેત છે? (૩) નરભેરામ ઇશ્વરપ્રસાદને માને છે? (૪) સાચી પ્રેમલક્ષણા ભક્તિનું લક્ષણ કયું? પ્રભુ પ્રેમલક્ષણા ભક્તિને વશ છે, તે કઈ પંક્તિથી સાબીત કરશો?

---

## (૧૩) દલપતરામ.

### સજ્જન વિષે.

સજ્જન સૌના સ્નેહી પણ, દુષ્ટતણે મન કાળ;
જગતચક્ષુ છે સૂર્ય પણ, ઘૂડ ગણે વિકરાળ. ૧

સજ્જનને હરકત કરે, તે જન પામે ક્લેશ;
સ્પર્શ કરે તે પરજળે, અગ્નિને નહિ દ્વેષ. ૨

મર્યાદા મૂકે નહિ, સજ્જન લડતાં કોય;
જેમ કુળવતી નારીનું, હસવું હોઠે હોય. ૩

સજ્જનને જે સાંપડ્યાં, વિદ્યા વાણી વિત્ત;
વિવેકથી તે વાવરે, દુર્જન ઉલટી રીત. ૪

શીખ શિખવતાં મુરખને, શીખે સમજુ તતકાલ;
તાડન કરતાં ટટ્ટુને, તે જણ તજે કુચાલ. ૫

નિર્મળ જનને કેમ કરી, ગુપ્ત ભેદ કહેવાય;
કમાડ જેનાં કાચનાં, ગુપ્ત ચીજ ન રખાય. ૬

નિર્મળ જન ઢાંકે નહિ, પરયશનો આભાસ;
ફાનસમાં દીવો બળે, બહાર પડે પ્રકાશ. ૭

થોડે ઠેકાણે મળે, ઠરવા કેરુ ઠામ;
બહુ પૃથ્વીજળ ક્ષારમય, દીસે દલપતરામ. ૮

**અભ્યાસ:**—ટૂક ત્રીજી અને છઠ્ઠી સ્પષ્ટ સમજાવો. (૨) 'તેજણ' એટલે શું ? (૩) સજ્જનનું ટૂંક લક્ષણ આ કાવ્યને આધારે આપો.

## (૧૪) નર્મદાશંકર.

### સુરત વર્ણન.

( રોલાવૃત્ત )

આ તે શા તુજ હાલ, 'સુરત સૂનાની મૂરત';
થયા પુરા બેહાલ, સુરત તુજ રડતી સૂરત !
રે હસી હસીને રડી, ચ્હડી ચ્હડિ પડી તું બાંકી;
દીપી કુંદનમાં જડી, પડી રે રુધિરે ઝાંખી.
કંચનમણિને દેવ, જેમ વેચાયો કડકે;
સકુમારો તુજ દેહ, તેમ વ્હેંચાયો ભડકે.
ઉર ઉપર બે બુરજ, શોભતા ઊડતા રંગે;
ઢળી પડ્યા નહિં નુરજ, ક્ષોભ પામે છે ઢંગે.
નેનતણો ચળકાટ, પડ્યાં ફૂલાં કહાં આજે !
ભર્યા ગાલના ઠાઠ, પડ્યા કૂવા કહાં લાજે !
ઠર્યા હોઠ જે લાલ, ધ્રુજે તે ફીકા કાળા;
દાંત તણાતા હાલ, સૂઝે મરવાના ચાળા.
રૂડું અણિયાળું નાક, બેઠું ચાઠાંથી ભાસે;
ગયું હાય રે નાક, નીચું મ્હોડું નિરાસે.
તેજસ્વી મુખ જેહ, સુરતનું સૂરજ જેવું;
ડરામણું ફિકું તેહ, સુરત તુજ ઘૂવડ તેવું.
ગોરૂં કારમું રૂપ, ખમાં પૂનેમે જેવું;
થયું વેઠતાં ધૂપ, અમાવાસ્યાએ તેવું.
તનપર સુરખી લાલ, ઊડી રહેતી ચ્હડતીમાં;
ધૂળ ઊડે છે હાલ, ભૂંડી દુઃખદા પડતીમાં.

**અભ્યાસઃ**—"કંચનમણિનો દેવ" કયો ? તેની શી સ્થિતિ થઈ ? તેવો કંચનમણિ કોણ ? (૨) ઝમક અલંકાર ક્યાં ક્યાં માલૂમ પડે છે, તે શબ્દો લખો. 'સુરખી' શબ્દનો અર્થ લખો. (૩) સુરતનું ચડતી પડતીનું ટુંક વર્ણન તમારા શબ્દોમાં આપો.

## (૧૫) મણિલાલ

### અમર આશા

( ગઝલ ભૈરવી )

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઊંડી લપાઈ છે! કંઈ૦ ૧

જુદાઈ જીંદગીભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે—કંઈ૦ ૨

ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઈ છે—કંઈ૦ ૩

ઝખમ દુનિયાં ઝબાનોના, મુસીબત ખોફના ખંજર,
કતલમાં એ કદમબોસી, ઉપર કયામત ખુદાઈ છે—કંઈ૦ ૪

શમા પર જાય પરવાના, મરે શીરીન્ ઉપર ફરહાદ્,
અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઈ છે—કંઈ૦ ૫

ફના કરવું ફના થાવું, ફનામાં શહ સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર દીલબરની દુહાઈ છે—કંઈ૦ ૬

ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઈ છે—કંઈ૦ ૭

સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર ખડી માશુક સાંઈ છે—કંઈ૦ ૮

ચમનમાં આવીને ઉભો ગુલોપર આફરીન્ થઈ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઇ છે—કંઈ૦ ૯

હજારો ઓલીયા મુરશિદ ગયા માશૂકમાં ડૂલી,
ન ડૂલ્યા તે મુઆ એવી કલામો સખ્ત ગાઈ છે—કંઈ૦ ૧૦

**અભ્યાસ:**—(૧) બધા ફારસી શબ્દોની યાદી કરો. તેનો દરેકનો વાચ્યાર્થ આપો. (૨) 'અમર આશા' નામ શાથી આપવામાં આવ્યું છે!

(૩) નિરાશામાં પણ આશા છૂપાઈ છે તેનું ઉદાહરણ આપો. (૪) 'આઠમી પંક્તિમાં 'એ'નો પદચ્છેદ કર્યો ? (૫) શીરીં અને ફરહાદ કોણ ? એના જેવું બીજું જોડું જડે છે ? કોણ ? (૬) 'મરીને જીવવાનો મંત્ર' કયો ?' (૭) ' રફાઈ ' શું છે ? (૮) 'ચીમનલાલ' શબ્દ શુદ્ધ છે ? તેનો ગુજરાતી પર્યાય આપો. (૯) 'ન ડૂલ્યા તે મુઆ' એ વિરોધાભાસનો નિરાસ કરો. (૧૦) અભેદવાદી સ્વ. મણિલાલ કેવળ આશકમાશુકનો પ્રેમ વર્ણવે છે કે બીજું કાંઈ કહેવા ઇચ્છે છે ! આમાં શુદ્ધ વેદાન્તનું જ્ઞાન છે કે પ્રેમભક્તિ ? કેવી રીતે, તે સ્પષ્ટ કરવા પ્રયાસ કરો.

---

## (૧૬) બાલાશંકર.

### અમો મસ્તાન

(ગઝલ)

જીગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,
બધા સંસારથી એ યાર બેદરકાર જુદો છે. ૧

ગણું ના રાવ રાયાને ગણું ના આખી દુનિયાંને,
પરંતુ જાન આ પર પ્યારીનો અખ્ત્યાર જુદો છે. ૨

હજારો બોધ મંદિરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો છે. ૩

બધા પરકાર તુફાને થઈ ચંચલ ચુકે નિશાન,
અમારા ચિત્તનો ચારૂ અચલ પરકાર જુદો છે. ૪

ઘડીભર બેશ બતલાવું શીખાવું પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો યાર જો બાઝાર જૂદો છે. ૫

શીખે જો પ્રેમ પૂરો તો જ અચલ અભેદ પામે તું,
નથી જ્યાં પ્રેમ જ્યાં છે ભેદ, એ વ્યવહાર જૂદો છે. ૬

ભલે તે માહરા પંથે બધાયે દુઃખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઈ વ્હાર જૂદો છે. ૭
થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે. ૮

**અભ્યાસઃ**—'મસ્તી' એટલે તોફાન? ખરો શું અર્થ? (૨) 'જીગરનો યાર' કોણ? (૩) વ્યવહાર અને આત્મકલ્યાણ બન્ને સધાય? જવાબ કાવ્યમાંથી શોધો. (૪) 'પ્યારી' કોણ? મંદિરના બોધ વિરોધી છે? (૫) કવિના ચિત્ત અને પરકારમાં શું ભેદ? (૬) બારમી પંક્તિમાં પ્રથમ 'જ્યાં' બરાબર છે? શું મૂકશો? મસ્તાન જ્ઞાની શાથી?

---

## (૧૭) મલબારી

### ઈતિહાસની આરસી

(લાવણી)

રાજા રાણા! અક્કડ શેના? વિસાત શી તમ રાજ્ય તણી?
કઈ સત્તા પર કૂદકા મારો? લાખ કોટિના ભલે ધણી.
લાખ તો મૂકી રાખ બરાબર, ક્રોડ છોડશે સરવાળે;
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે;
ચક્રવર્તી મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરી;
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. (ટેક) ૧

ક્યાં જમશેદ, ફરેદુન, ખુશરો? ક્યાં અરદેશર બાબેગાન?
રૂસ્તમ જેવા શૂરવીર ક્યાં? નહિ તુજને મુજને તે ભાન.
ખબર નહીં યૂનાની સિકંદર, કે રૂમી સીઝર ક્યાં ગૂમ?
અવની કે આકાશ કહે નહિ, સારો ભવ ભર મારે બૂમ.
હશે કહિંક તો હાથ જોડી ઉભા કિરતારકચેરીએ,
સગાં દીઠાં મેં શાહ આલમનાં, ભીખ માગતાં શેરીએ. ૨

દીઠાં અયોધ્યા, બેટ, દ્વારિકાં, નાથદ્વાર ને હરદ્વારી;
ઘરને આંગણે સુરત દેખતાં છાતી ધબકે છે મારી.
ગુર્જરગિરિ સૌરાષ્ટ્ર હાલ શા ? હાય ! કાળના કાળા કેર;
દખ્ખણ દુઃખમાં દેખી શત્રુની આંખ વિષે પણ આવે ફેર.
હજી જોવી શી બાકી નિશાની રહીરે વિનાશ કેરી એ ?
સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માગતાં શેરીએ. ૮

**અભ્યાસ:**—(૧) કઈ પંક્તિઓથી તવંગરની ઝાટકણી કાઢી છે ? (૨) કયા કયા મહાન્ પુરુષોની નશ્વરતા વર્ણવી છે ? (૩) પ્રાચીન સ્થળોની નશ્વરતા વર્ણવતાં કયો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે ? (૪) શાહઆલમનાં સગાંને શા માટે ભીખ માગતાં કહ્યાં છે ?

---

## (૧૮) નરસિંહરાવ.

### પ્રેમળજ્યોતિ

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપન્થ ઉજાળ. ધ્રુવ.

દૂર પડ્યો નિજ ધામથી હું, ને ઘેરે ઘન અંધાર
માર્ગ સુઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ—
મારો જીવનપન્થ ઉજાળ. ૧

ડગમગતો પગ રાખ્ય તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય—
મારે એક ડગલું બસ થાય. ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું, ને માગી મદદ ન લગાર;
આપ બળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ—
હવે માગું તુજ આધાર. ૩

ભભકભર્યા તેજથી હું લોભાયો, ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષો ને લોપ્ય સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ—
મારે આજ થકી નવું પર્વ. ૪

તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર—
દાખવી પ્રેમળ જ્યોતિની સેર. ૫

કર્દમભૂમિ કળણભરેલી, ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ—
મને પહોંચાડશે નિજ દ્વાર. ૬

રજની જશે ને પ્રભાત ઉજળશે, ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ—
જે મેં ખોયાં હતાં ક્ષણવાર. ૭

**અભ્યાસ:**—( ૧ ) આ કાવ્ય સ્વતંત્ર કે ભાષાન્તર ? કોનું ? (૨) 'નિજધામ' શું ? આ "ધામ" બીજે કંઈ વપરાયું છે ? ક્યાં ? શો અર્થ ? (૩) કાવ્ય કયા માણસની સ્થિતિ વર્ણવે છે ? ઈશ્વરપ્રસાદની અપેક્ષા તમને લાગે છે ? (૪) મળથી પાધરૂ જીવન અને આવું જીવન, એ બેમાંથી કયું પસંદ ? શાથી ? (૫) 'લોપ્ય' પાઠ કેવો લાગે છે ? અર્થ વિશદ થાય છે ? એનાં કર્મ કયાં કયાં ? (૬) કર્દમભૂમિ, કરાડ, અને જળપ્રવાહ કયા ? (૭) "**तमसो मा ज्योतिर्गमय**" એનો ભાવ આમાં છે ? કેવી રીતે ? (૮) 'ઉજળશે' એ શા ઉપરથી આવ્યું છે ? ધાતુ કેવા પ્રકારનો ?

---

## (૧૯) બોટાદકર.

### ભાગીરથી

( વસંતતિલકા. )

દીઠું ભગીરથ તણા શ્રમનું સુહાતું,
હા ! આજ ભવ્ય પરિણામ મનોજ્ઞ મીઠું !
કર્તવ્યનિષ્ઠ ઉરના જયની સુગીતા,
દીઠી મહાર્ણવ સમી સુરવંદ્ય ગંગા. ૧

પૂરો પ્રયાસ મરણાન્ત કર્યો પિતાએ,
કીધો હતો સતત પૂજ્ય પિતામહે તે;
તોએ અભીષ્ટ ફળ ના નજરે નિહાળ્યું,
ને લક્ષ્યનું ન લવ નામનિશાન ભાળ્યું; ૨

તોએ ભગીરથ મથ્યો ત્રિગુણા ઉમંગે,
ને દેહની ન દરકાર કરી લગારે;
લોભાવતી હૃદયથી ત્યજી રાજલક્ષ્મી,
દીધા વડા વિભવ ઐહિક સર્વ છોડી. ૩

કાં પામવો વિજય સ્વીકૃત કાર્ય માંહે,
કાં પામવું મરણ પૂર્વજના સુપન્થે;
એવો ઉરે અચલ નિશ્ચય હોય જેને,
સ્વર્લોક–વૈભવ ન દૂર જણાય તેને. ૪

દીઠી નગેન્દ્ર–ઉર ભેદતી લક્ષ ધારે,
ને લોકમાં ઉતરતી પ્રબળા પ્રવાહે;
નાના તરંગ થકી નાચતી ભવ્ય ભાવે,
સ્વર્લોક–સેવ્ય સરિતા અચિરાય એણે. ૫

દીઠી અને જગતના જનને બતાવી,
સંતૃપ્તિ પૂર્વજ તણા ઉર માંહિ આપી;
એ વીરના વિજયને જગતે વધાવ્યો,
ને દિવ્ય આર્ય–ઇતિહાસ વિષે ગવાયો. ૬

એ સત્પ્રયાસ, ફળ, સાહસ એ સુભાગી,
એ ધૈર્ય, ખંત, દઢતા, ઉર એ યશસ્વી;
સંસારના હૃદય માંહિ ઠસાવવાને,
ને એ સુપન્થ પર નિત્ય ચલાવવાને, ૭

તીર્થત્વ, પાવનકરત્વ, શુચિત્વ સ્હેજે,
એ કાર્યને વિબુધવર્ગ ન કેમ આપે?
ને વિશ્વમાં અમર એ કૃતિ રાખવાને,
'ભાગીરથી' સદભિધાન ન કેમ આપે? ૮

એ પ્રાચ્યનો ઉચિત આશય એક અંશે,
જે આર્યના ઉર વિષે પળ એક પેસે;
ને સર્વ પાપ થકી મુક્ત થઈ નિરાંતે,
ગીર્વાણના ગૃહ વિષે જઈ કાં ન બેસે? ૯

સેવી અનેક શ્રમ દૂર થકી ઉમંગે,
હા! આવીએ તુજ પદે અયિ! માત ગંગે!
ને શૂન્ય માનસ વડે વપુને ભીંજાવી,
પાછા ગૃહે વિચરીએ સુરને હસાવી. ૧૦

બીહું મહત્ત્વ કદી અંતરમાં ન આવે,
એ વીરનું સ્મરણ ના પળ એક આવે;
કર્તવ્યનિષ્ઠ બનવા નહિ સ્વાન્ત જાગે,
ને અન્યના શ્રમ તણું ફળ આપ માગે. ૧૧

આરંભી કાર્ય પળમાં અટકી જનારા,
ને સ્વલ્પ વિઘ્ન નડતાં ત્યજી નાસનારા;
કર્તવ્યસંગ ફલ–દર્શન ઇચ્છનારા,
કાં કાર્યનું પ્રથમથી ફળ માગનારા, ૧૨

જે ભૂમિના અહહ! આત્મજ હોય એવા,
ક્યાંથી સુભાગ્ય પ્રકટે ભવ માંહિ એના?
એ ક્યાં થકી ત્રિદિવના પથને નિહાળે?
ને ક્યાં થકી સુરતણાં સુખ સ્વલ્પ સેવે? ૧૩

**અભ્યાસ:—**(૧) આ કાવ્ય-પ્રેરક પ્રધાન ઉર્મિ કઈ છે? (૨) ગંગા લાવવા કોણે કોણે પ્રયાસ કર્યો? (૩) ભગીરથના કાર્યનું વિશેષ મહત્ત્વ તેની કાર્યસિદ્ધિમાં કવિ જુએ છે કે બીજી બાબતમાં? (૪) કર્તવ્ય-નિષ્ઠા પાછળ કયા ગુણો આવે છે? (૫) ભગીરથના પ્રયાસને ચિરસ્થાયી બનાવવા કોણે કોણે ફાળો આપ્યો? શો ફાળો આપ્યો? (૬) ગંગા-સ્નાન કરતાં કવિ વધારે મહત્ત્વની કઈ વસ્તુ માને છે? (૭) 'સુગીતા' શબ્દનું પ્રયોજન બારમા શ્લોકમાં જડે છે? તે શું છે? (૮) ગંગાસ્નાને જનારાએ યોગ્ય ફળની પ્રાપ્તિ માટે કેવા બનવું? (૯) કાવ્ય પ્રેરણાત્મક લાગે છે? કેવી રીતે? (૧૦) કર્તૃવાચક કૃદન્તોની નોંધ કરો.

---

## (૨૦) મણિશંકર (કાન્ત)

### સાગર અને શશી

(રાગ શંકરાભરણ)

આજ મહારાજ! જલ પર ઉદય જોઈને-
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે!
સ્નેહઘન કુસુમવન—વિમલ—પરિમલ—ગહન—
નિજ ગગન માંહિં ઉત્કર્ષ પામે!
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
નવલરસધવલ તવ નેત્ર સામે
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
જલધિજલદલ ઉપર દામની દમકતી!
યામિની વ્યોમસર માંહિં સરતી!
કામિની કોકિલા કેલિકૂજન કરે!
સાગરે ભાસતી ભવ્ય ભરતી!
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
સરલ તરણી સમી સરલ તરતી!
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

**અભ્યાસ:**—(૧) 'ઉદય' અને 'પામે' નો અન્વય કોની સાથે કરશો ? (૨) ત્રીજી અને ચોથી પંક્તિને બરોબર સમજાવો. (૩) 'નેત્ર' કયું, કેવું, અને કોનું ? (૪) 'દલ'નો શુ અર્થ લેશો ? (૫) 'વ્યોમસર' સમાસ કયો ? (૬) કોકિલાને 'કામિની' શા માટે કહી છે ? (૭) 'કેલિ કૂજન'નો અર્થ સમજવો. (૮) 'તરતી'નો કર્તા કોણ ? 'સરલ' નો પદચ્છેદ કયો ? (૯) આ કાવ્યનો પ્રસંગ જણાવી પ્રાકૃતિક સૌન્દર્યનું વર્ણન કરો, તથા તેથી કવિના હૃદયમાં જાગતા ભાવનું આલેખન કરો.

---

## (૨૧) કલાપી.

### ત્યાગ

(ગઝલ)

હું જાઉં છું ! હું જાઉં છું ! ત્યાં આવશો કોઈ નહીં !
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં ! ૧

ના આંસુથી, ના ઝુલ્મથી, ના વસ્લથી, ના બંધથી,
દિલ જે ઉઠ્યું રોકાય ના ! એ વાત છોડો કેદની ! ૨

સૌ ખુશ રહો જેમાં ખુશી ! હું જ્યાં ખુશી તે હું કરું !
"શું એ હતું ? શું આ થયું ?" એ પૂછશો કોઇ નહીં ! ૩

કૈં છે ખુશી ! કૈં છે નહીં ! દિલ જાણતું જે છે તે છે !
જ્યાં જ્યાં ઠરી દિલની ખુશી ત્યાં ત્યાં ખુશી દિલ છે નક્કી ! ૪

પેદા કર્યો 'તો ઇશ્ક ત્યાં ના કોઇને પૂછ્યું હતું !
એ ભૂંસવા જો છે ખુશી તો પૂછવું યે કંઈ નથી ! ૫

છે ઇશ્ક જોયો ખૂબ તો જોવું હવે જે ના દીઠું,
કિસ્મત બતાવે ખેલ તે આનન્દથી જોવા સહી ! ૬

આ ચશ્મ ખુરજે છે ચડયું આલમ બધી નિહાળવા,
તે ચશ્મ પર પાટો તમે વીંટી હવે શકશો નહીં ! ૭

મ્હારી કબર બાંધી અહીં ત્યાં કોઈને સૂવાડજો !
હું જ્યાં દટાઉં ત્યાં ફૂલોને વેરશો કોઈ નહીં ! ૮

છે શું ફૂલો, શું ઇશ્ક, ને શું સૌ તમે જાનારને ?
આ માછલું દરિયાતણું તે ઉર્મિઓ ગણતું નહીં ! ૯

મુજ ઉર્મિ એ તમ વારિધિ ! તમ વારિધિ મુજ ઉર્મિ છે !
જે હિકમતે આ છે બન્યું તે જાણશો કોઈ નહીં ! ૧૦

શું પૂછવું ! શું બોલવું ! ખુશ છો અને રહેજો ખુશી !
વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઈ નહીં ! ૧૧

**અભ્યાસ:**—(૧) કાવ્યને 'ત્યાગ' નામ કેમ આપ્યું ? (૨) દિવાલોનો નિર્દેશ કવિ કરે છે ? કઈ કઈ ? (૩) "જે પોષતું તે મારતું" એનું ઉદાહરણ આમાં જડે છે ? કેવી રીતે ? (૪) ત્યાગમાં આનંદ જણાય છે ? કયા શબ્દોથી સાબીત કરશો ? (૫) કબરનો સામાન્ય અર્થથી ભિન્ન અર્થ લેવો હોય તો કયો લેવાય ? (૬) "કોઈને" કબરની અંદર સૂવાડવાનો કે બહાર ? (૭) કવિ દરિયાનું માછલું શાથી ? (૮) કલાપીનું જીવન અનોખું છે તે કઈ પંક્તિઓથી જણાવશો ?

---

## (૨૨) ન્હાનાલાલ

### તાજમહેલ

( ૧, ૧૦, ૧૨, ૧૪ થી ૨૦ ખંડો વાંચવાના છે. )

૧

આ એજ શું મંડપ નિત્યલગ્નનો ?
કે ભસ્મરાશિ પિયુ પ્રેમભગ્નનો ?
આ તાજ શું એ મુમતાજનો ? સખે ?
કે સ્નેહના પંખીની વાસયષ્ટિ એ ?

૨

પ્રેમનાં સ્મરણો બોલે માનવી માનવીઉરે;
કે સૌનો પડઘો ઝીણી સુણો ! શાહે જહાં ઝૂરે.

૩

શ્રીકૃષ્ણની બંસી શું નાચ નાચતી,
વૃન્દાવનેથી યમુના પધારતી;
રસેન્દ્રના એ રસવારિને તટે
સૌન્દર્યનું પુષ્પ ખીલ્યું શું આ ? સખે !

૪

રસીલાં રસયમુનામાં વહન્તાં કંઇ આવતાં;
એમને દાખતો પન્થ ઉભો છે એ સુહાગમાં.

૫

અન્ધારૂં થાયે નભ માંહિ પાતળું,
ઝીણું ઝીણું પૂર પ્રભા તણું ભળ્યું;
જગત્‌તણી જીવનછોળ શું છલી ?
જો ! પ્રેમની ઉગી પ્રભાતતારલી.

૬

રાધિકાનાં ગીત ગાતી ઉભીને નદીને તટ,
ભણે છે એહ પાષાણો પ્રેમમન્ત્રો સનાતન.

૭

અહો ! મહાકાલની વાસુકીફણા !
હા ! સર્વભક્ષી યમ કેરી યન્ત્રણા !
તથાપિ મૃત્યુ રસનાં નથી—નથી;
સૌન્દર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી.

૮

સુધા ને વિષ ઘોળેલા સખે ! સંસારસાગરે,
પ્રેમ ને મૃત્યુના મ્હેલ—તાજ સૌને વસે ઉરે.

૯

મધ્યાહ્નની ઝાળ ભરી જગત્ ઉભી,
દાઝી–દઝાડી દુનિયા સદા દૂભી;
શું પાદશાહી ય દિસે ચિતા ? અરે !
જ્વાલામુખી જો ! સળગે સુધાકરે.

૧૦

ધૂળની આંધી જામી, કે મેઘાડંબર સ્હોયલો ?
એવા આ અસ્થિરે વિશ્વે ઉગ્યો શું પ્રેમતારલો !

૧૧

અનેક વેળા ઉગી આથમે રવિ,
અનેક ઉર્મિ યમુનાની યે જવી;
શાળો, મીઠો, અમૃતજ્યોત તાજ શો,
અખંડ સૌને ઉર પ્રેમદીવડો.

૧૨

શું છે, કહો, વિશ્વના મ્હેલે ? પ્રેમનો ચંદ્ર કે ચિતા ?
એજ આ યમુનાતીરેઃ પ્રેમીના પ્રેમની ગીતા.

૧૩

અહો ! મહાભાવ ગયા અકબ્બર,
નથી રહ્યા બાબર એ કલન્દર;
દૂરે જહાં આથમિયાં દિગન્તમાંઃ
ઉભા છ આ કીરતથંભ પ્રેમના.

૧૪

પ્રેમની કવિતા કેરો ? કે એ જાહોજલાલીનો ?
સૌન્દર્યનો ? કલાનો ? કે તાજ આ મુગલાઈનો ?

૧૫

અંગાંગમાં માર્દવ છે કુમારીનો,
સોહાગ પાનેતરની પ્રભા તણો;

શૃંગારલીલા મુમતાજ શું હસે !
કેવી ય તો નૂરજહાં, કહો, હશે !

૧૬

પ્રેમની ભસ્મ ધારી, ને દિગન્તે માંડી આંખડી,
પ્રેમની જોગણ કો આ જૂવે વ્હાલાની વાટડી.

૧૭

ઉંચા મિનારા સમ ઊર્ધ્વ હસ્તથી,
ચન્દ્રાનની ઘુમ્મટશીર્ષ ટેકતી;
દાગી છૂટા પાલવ વાડીચોક શા,
રસીલી કો નાચતી નિત્યરાશ આ.

૧૮

" વણમાગ્યા રસો વાધી પ્રેમરાશિ બને સખિ ! "
એ **મહાસત્યની જો !** આ પ્રતીતિ પ્રેમીએ લખી.

૧૯

કાળે વિછોડી ચકવાની જોડી શા
બન્ને તટે બેલડ મ્હેલ માંડી, ત્હાં
અદ્વૈત એ દ્વૈતનું સ્થાપવું હતું:
અદ્વૈતનાથે નહિ દ્વૈત સાંખિયું.

૨૦

પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ શી, સખે!
દંપતી પ્રેમની નિત્યે પૂર્ણિમા તપજો જ તે.

**અભ્યાસઃ**—" આ કાવ્ય ભાવમય અને કલ્પનામય છે, " એ ખરૂં છે ? કેવી રીતે ? (૨) કલ્પનાઓ ગણાવશો ? (૩) શાહજહાંને ઝૂરતો શી રીતે સંભળાય ? (૩) રસેન્દ્ર, રસવારિ, અને સૌન્દર્યપુષ્પ શું ? (૪) 'વહન્તાં' શબ્દનું ખાસ પ્રયોજન શું ? તાજમહેલ કયો પંથ કોને દાખવે છે ? કેવી રીતે દાખવે ? (૫) પાંચમા ખંડમાં કેટલી અને

કઇ કઇ કલ્પનાઓ છે? (૬) મૃત્યુ શેને નથી? કેવી રીતે? (૭) મધ્યાહ્ન ઝાળ કઈ? પાદશાહ બાબત કઈ શંકા થાય છે? શંકાસમાધાન કેવી રીતે કવિ પોતે કરે છે? (૮) 'પ્રેમતારલો' કહેવાનું પ્રયોજન? (૯) પ્રેમદીવડો કેવી રીતે કોનાથી સારો? (૧૦) 'નૂરે જહાં' એટલે શું? (૧૧) તાજમહેલ શેનું સ્મારક? વિસ્તારથી કહો. (૧૨) 'રાસ'ની કલ્પના યથાર્થ છે? કેવી રીતે? (૧૩) મેઘદૂતના શ્લોકનું પ્રતિબિમ્બ ક્યાં જણાય છે? (૧૪) ચક્વાચક્વીની કલ્પના શા માટે કરી? 'શી'નો પદચ્છેદ કર્યો?

---

## (૨૩) ખબરદાર.

### સદાકાળ ગુજરાત

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાતઃ
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મ્હોલાત—ધ્રુવપદ.

ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ
જ્યાં ગુર્જરના વાસઃ
સૂર્ય તણાં કિરણો દોડે ત્યાં,
સૂર્ય તણો જ પ્રકાશ

જેની ઉષા હસે હેલાતી, તેનાં તેજ પ્રફુલ્લ પ્રભાતઃ
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

ગુર્જર વાણી ગુર્જર લ્હાણી
ગુર્જર શાણી રીતઃ
જંગલમાં પણ મંગળ કરતી
ગુર્જર ઉદ્યમ પ્રીત—

જેને ઉર ગુજરાત હુલાતી, તેની સુરવન તુલ્ય બિરાતઃ
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત—

કૃષ્ણ દયાનંદ દાદા કેરી
પુણ્ય વિરલ રસ ભોમઃ
ખંડ ખંડ જઈ ઝૂઝે ગર્વે
કોણ જાત ને કોમઃ

ગુર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રૂહે ગર્જે ગુર્જર માતઃ
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત—

અણકીધાં કરવાનાં કોડે
અધૂરાં પૂરાં થાયઃ
સ્નેહ, શૌર્ય ને સત્ય તણાં ઉર
વૈભવ રાસ રચાયઃ

જય જય જન્મ સફળ ગુજરાતી, જય જય ધન્ય અદલ ગુજરાતઃ
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

**અભ્યાસઃ**—'બૃહદ્ ગૂજરાત'ની ભાવના કેવી રીતે ઉત્પન્ન થઇ તે જણાવો. (૨) મ્હોલાત, હેલાતી, હુલાતી, મિરાત, સુરવન, ભરતી, એ શબ્દોના અર્થ સમજાવો. (૩) તેની "સુરવન તુલ્ય મિરાત" કઇ દૃષ્ટિએ યોગ્ય છે? "ઉદ્યમ પ્રીત" કઈ વિભક્તિમાં છે? (૪) "સૂર્ય તણાં કિરણો......પ્રકાશ" એમાં કયો અલંકાર છે?

---

## (૨૪) ઓઝા.

### વહુની મુંઝવણ

( રાગ–ઈસ તનધનકી કૌન બડાઈ, દેખત નયનોમેં મિટ્ટી મીલાઈ. )

"આવો !" કહું તો કહે "આતુરતા શી ?
દિલમાં ધીરજ નહિ સ્હેજે જણાયે."
" બેસો " કહું તો કહે " હુકમ નહિં ચાલે "
કયમ એવું એમનું અપમાન થાયે !

"પધાર્યા ?" કહું તો કહે "પારકા ગણો છો,
બહુ-વિનયી દીઠાં કપટી ઘણુંયે."
કાંઈ ન કહું તો કહે "જડતાની મૂરતી છે
હૈયે નથી ઉંડું હેત જરાયે."

"દાસી આપની" કહું ? પ્રેમરસ કેમ મળે ?
પ્રીતિ પોતાનાં સમોવડ ચાહે.
"નયન તારલીયા !"—એ ઓછું કંઈ લાગતું.
ચંદ્ર થવા પોતે ચાહે સદાયે.

"વ્હાલા" કહું તો કહે "નવું એમાં કાંઈ નથી,
હૈયાની હોંશે તો નવું કાંઈક હોયે."
"વન્દન" કહું તો કહે "વસમાને વન્દો છો,
વન્દિયે જે નહિં નયને નિરખિયે."

"હ્રદય ગગનમાં વિરાજો" કહું કેવું ?
ગગન ખાલી તેથી હૈયું લજવિયે ?
"હૈયાના હાર" કહું તો કહે "લટકંતા
ક્યાં સુધી રાખશો સોયે વિંધાઇયે."
બોલંતા બાંધે ને લગની વધી જતી,
જીવન આખું નોછાવર કરીએ.

**અભ્યાસઃ**—(૧) પતિને સન્માન આપવાના શબ્દોની નોંધ કરો. (૨) સ્ત્રીના હ્રદયગત ભાવો જણાવનાર શબ્દોની નોંધ કરો. (૩) આ બન્ને પ્રકારના શબ્દોની ખામીઓ કવિદૃષ્ટિથી જણાવો. (૪) "**समानगुणव्यसनेषु सख्यम्**" એની સમાનાર્થ પંક્તિ કઈ? (૫) "ભય બિનુ પ્રીતિ ન હોઈ" એને સમાનાર્થ પંક્તિ કઈ? ચમત્કાર ત્યાં નમસ્કાર, એ ભાવ તેમાં જણાય છે ? (૬) મુઝવણનો નીવેડો આવે છે કે કેમ ? શી રીતે લાવી શકાય ? કઈ પંક્તિથી કવિએ આણ્યો છે ?

# ટિપ્પણ.

---

## શામળ

### પંચદંડ

૧-૧૬. દોયે=બન્ને. જુયો-જુવો. (જૂનું વિનય સૂચવતુ કર્મણિ રૂપ) કરુણાદ્રષ્ટ=કરુણાદ્દષ્ટિએ, કૃપાદ્દષ્ટિથી. બુદ્ધિ પ્રફુલ્લિત થાય= સરસ્વતીની કૃપાદ્દષ્ટિથી કવિની બુદ્ધિ વધારે પ્રસન્ન અને વિકાસવાળી થાય છે. મેલ્યા=( मिलिताः ) એકઠા થયા હતા. સુજાણ=સારા જ્ઞાનવાળા (બહુવ્રીહિ) અભિનવિ=( अभिनवका ) અવનવી; અપૂર્વ. ઉદ્યો= ( उद्वितः ) ઉગ્યો. ભાણ=(भानु) સૂર્ય. પાણ=(पाणि) હાથ. પગ તો નજ ધરી શકે પણ હાથ અડાડવાને પણ તારી લાયકાત નથી. સગો ભાઈ=સમાન ઉદરવાળો (બહુવ્રીહિ) તવ=(तावत्) ત્યારે. પાતિક=પાપ. તાજ્ય=(તજવા યોગ્ય) ત્યાગેલાં. ચકવે=( चक्रवर्ति राज्यं ) ચક્રવર્તી રાજા તરીકે રાજ્ય કરતો. ભેદે=દુઃખ દે, પીડે. સોનાનું પત્ર=સુવર્ણનાં પતરાં જડેલું. ઉતપત્ય=ઉત્પત્તિ. મન હેતે કરી=મનમાં આનંદ લાવી -સાચા ભાવથી. અનુપ=(अन्+उपमा) જેને ઉપમા નથી-અપ્રતિમ- અદ્વિતીય (બહુવ્રીહિ) સરીખો=(सदृक्ष) જેવો (સાદૃશ્યવાચક વિશેષણ) પ્રશ્નોત્તરી=પ્રશ્નનો ઉત્તર આપનાર (જોષી) રણવટ=(रणवर्त्म કે वृत्ति) લડાઈનો રસ્તો-લડાઈનો ધંધો. વાહરે=( व्याहरणं ) બોલાવવું તે- મદદે બોલાવવું તે. A call for help. આણ=आज्ञा-अण्णा-આણ) આજ્ઞા. દદામુ=પડઘમ. ઠેર=ઘા. ઘોર=ભયાનક. લાહાર=(रश्मिका) રાશ (દોરડું) શબ્દ પણ रश्मि ઉપરથી આવ્યો છે. માગધીમાં र् નો ल् થતો હોવાથી આ માગધીનો સંસ્કાર છે, "राशि" ઉપરથી " લાશ " થાય છે તેમ. (હાર) માતંગ=હાથી.

૧૭–૨૪. **નેજા**=( પ્રા. **नेजह्** વસ્ત્રનો કકડો ) તે ઉપરથી નાની પતાકા. **ઐરાવત**=**इरावत्**–સમુદ્ર ) સમુદ્રમાંથી ચૌદ રત્નો નીકળ્યાં તે પૈકીનો એક. ઇંદ્રનો હાથી. તેના જેવા હાથી હતા. **કછી**=કચ્છના. **ખુરાસાણિ**=ખુરાસાનના. ખુરાસાન ઇરાનનો એક ભાગ છે. **કુંતલ-કાલા**=વાળના જેવા કાળા. કાબરા ( **कर्बुर** ) કાબરચીતરા. અબલખ ( અ. **अब्लक्** ) ભિન્ન ભિન્ન રંગના–કાબરા. **નીલા**=ભૂરા. **પલાણ**= સાજ. **અતુલીબલ**=અતોલ બળવાળા. ( બહુવ્રીહિ ) **ગંગાજલા**= ગંગાના પાણી જેવા શ્વેત. **હરમજી** અથવા **હિમચી**=કિરમજી રંગના જેવા. **પાણીપંથા**=પાણીના પ્રવાહની માફક સ્વાલમાં રસ્તો કાપનારા. (બહુવ્રીહિ) **સોરંગી**=( **सह+रंग+इन्** ) આનંદવાળા. **સુજાણપત્ય**= બહુ ડાહ્યા–સમજુ. **તેજિ**=પાણીદાર. **અનમિ**=( **अनम्य** ) કોઈને નમતુ ન આપે તેવા=અજીત્ય. **વેડાંગ અગર વેડંગ**=ઘોડો. **ઝુઝાર**= (**युध्यकार**)=લડવૈયા. **વાઢાલા**=શરીરે પડેલા ઘાનાં ચાઠાંવાળા. **દાઢાલા**= દાઢીવાલા. **ઘોડે જોડે પૂર**=અત્યંત ઘોડે સ્વારનો સમૂહ **રમઝમ**= ધ્વનિઅનુકરણ શબ્દ છે. **સિદ્ધ**=પ્રખ્યાત. **શિરોમણ શૂર**=શૂરવીરનો શિરોમણિ. **પાખર્યા**=(**पक्खर** દેશ્ય–ગજહયનું બખ્તર) પાખરેલા ઘોડા ઉપર બેઠેલા. **ચિટિકી**=નાટકચેટક કરનારા. **વાડિઇં**=વાડીમાં. (ઇં સાત-મીનો તેમજ ત્રીજીનો જૂનો પ્રત્યય છે).

૨૫–૩૮. **સામંત**=(**सीमान्तक**) સરહદ ઉપરના ખંડીઆ ઠાકોરો. **જિમ**=જેમ. **અષાઢો મેહ**=અષાઢ મહિનાનો પ્રબળ મેઘ. **પરાંઠી પૂર**= (**परराष्ट्रीय**) પરરાજ્યનું દળ. અથવા (**पराकाष्ठा**) કાષ્ઠા=છેડો, અંત, તેમજ પાણી–મ્હોટું પાણીનું પૂર–અત્યંત પૂર. જુઓ “ દળ પરાંઠી આવ્યું તાંહ, માર્યો ધડપતિ પેઠું માંહ.” “ચોપગાં હતાં તે રોગે મુયાં, વહાણ પરાંઠી પૂરે ગયાં,” “ દિલ પરાંઠી ઉમટ્યું, જાણે સાગર પૂર.” **વિરાગ્ર**=વિરોધી અથવા અત્યંત પ્રસન્ન બાણાવલી=(**बाण+आवलि+इन्**) સતત બાણનો વરસાદ વરસાવનાર–ધનુર્વિદ્યામાં કુશળ. **કરણ**=કર્ણ. કુન્તાનો કુમાર અવસ્થાનો પુત્ર, રાધાએ ઉછેરેલો રાધેય, દાનેશ્વરી તરીકે પ્રખ્યાત.

**મલપતો**=મંદમંદ ગતિથી ચાલતો. **નૃત્યક**=નૃત્ય કરનાર પાત્ર. **ખેર**=(ફા. **खुर्दन्**) ખેરિયત–ખેરાત–દાન, મહેર (ફા. **महर्**) કૃપા–દયા–દયાનું કૃત્ય) **અલેખે**=(**अलिखित**) લેખા વગરનું–અત્યંત. **કિરમી**. અથવા **કરપી**=(કૃપણ) કંજુસ. **કલ** અગર **કલાય** **कला**–વ્યાજ અગર **कलाकुट**ના ખંડપ્રયોગ તરીકે લેઈએ તો 'કાલકૂટ ઝેર' **અર્થ થાય.** વ્યાજખાઉ કંજુસ માણસ આવો ખર્ચ કરે નહીં, અને બીજાને આવો ખર્ચ કરતો દેખે તો પોતે ઝેર ખાઇને મરે. **સૂમ**=(**श्रूयते** અપ, **सुम्मइ**) ફક્ત સાંભળ્યાં કરે, પણ માગણની યાચનાનો પ્રત્યુત્તર સરખો પણ ન આપે તે સૂમ કહેવાય (કૃપણ) **સર્વ કો**=સર્વ કોઇ. **અધવચ**=(**अर्धवर्त्म-अद्धविच**) અર્ધે રસ્તે–અધૂરું. કોનું=કોઇકનું. **અટારી**=ઘરના આગલા ભાગમાં આવેલી ઊંચી મેડી.

૩૯–૫૮. **ઉલટ**=ઉમંગ. અપરંપાર=(**आपरंपारम**) સામા છેડા સુધી–અત્યંત. **લાગ**=(**लग्नः**) વળગ્યા–સાથે સાથે. અથવા લાગ પ્રમાણે–સવડ પ્રમાણે. **અસંભમ**=(**असंभ्रम**) શાન્ત–સમ્ભ્રમ='ખદબદતી'ના અર્થમાં વપરાગો લાગે છે. **મેદિની**='પૃથ્વી' તે ઉપરથી 'લોકની ગરદી'. **પગમેલણ**=પગ મેલવાને (જૂનું અપભ્રંશનું હેત્વર્થ કૃદન્ત) **નિશાણ**=**निःस्वन्** ઉપરથી) રણવાદ્ય પડઘમ જેવું મ્હોટું ઢોલ. **સને સને**=શનૈ **શનૈ**=ધીમે ધીમે. (**शनैः शनैः**) સંખેપે (**संक्षेपेन**) ટૂંકાણમાં. **છાર**=(**क्षर्** ઉપરથી **क्षार**–છાર) ખેર–છેર–કચરો. **નાવે**=ન આવે (નિષેધ અવ્યય મિશ્રિત ક્રિયાપદ) **હવડાં**=(**अधुना–अहुणा–हवडां**–હમણાં–અમણાં) **સર્વસ**=સર્વસ્વ=સર્વ મિલ્કત. **ઉથાપે**=લોપે–ઉલંઘે. **બુહારો**=(**बुहारना** હિન્દી)વાળો. વિમાસણ (**विमर्षण**) વિચારમાં. **દહોદશ**=(**दशदिश**) દશેય દિશામાં–દોદશ. **ખેહ**=(**क्षर**) ખેર–ખેહ–ધૂળ–રજ–છાર. **રજસ્યું**=રજવડે. **કંદુકો**=ધોકો. લાકડી. **આડિ**=આગ્ન–આમન્યા. **મોહકમ**=(અ. **मुह्कम्**) પ્રબળ–જોરથી–ઘણું. **ઘણું**=મોહકમના અર્થમાં પુનરક્તિથી વધારો કરે છે. ('મોહોકમપણું' શબ્દ શામળ ઘણી વખત વાપરે છે. એટલે "પણ" પ્રત્યયને બદલે 'ઘણું' શબ્દ લહીઆએ કદાચ કલ્પ્યો હોય) **કરણ**=

કર્ણ-કાન. **સંધિવાટિ**=મુખ્ય રસ્તામાંથી અન્ય સ્થળે જવાના જ્યાં ફાંટા નીકળતા હતા તેવા ચકલામાં. **ધાટ**=(**आघाट:**) હદ. **થોભી**=(**स्तंभित**) અટકી ગયું.

૫૯–૭૭. **મારગ રસ્તે**=રસ્તે જવાનો માગ-જગ્યા. **રુંધી મારગ જાવા**=રુંધેલા ( રોકેલા ) માર્ગે જવાની ઇચ્છાથી. **આપોઆપ**=જાતે. **અડે**=લાગે. **પાર ન આવ્યો ખેદ**=ખેદ ( શોક કે મહેનતનો પાર ન આવ્યો–આવ્યો ) **અભેદ**=( **अमेद्य** ) ભેદી ન શકાય તેવી. **મૂછ**=(**स्मश्रु–मस्सु**–મૂછ) **ઉચ્ચાટ**=શોક–ચિંતા. **ઝાંખસ્યું**=લજ્જાભેર–શરમભેર. **પ્રૌઢ** ( **प्र+ऊढ** ) ભારે–ઘણું. **દિગ્મૂઢ**=અત્યંત મૂઢ. **મેહણું**=(**महाहीन**) હલકુ વચન. **બારિ**=( **द्वारे** ) બારણે–ઘેર. **ખેદ**=ખીઝાવું તે. ચીડ. **નહિતર** (**नहि तर्हि**) નહીં તો. **પરોયાં** (**प्रोत**) સ્વરભક્તિથી 'પરોયાં' પાછું દયારામે 'પ્રોયાં' એવો એક ડગલું પાછો પ્રયોગ કર્યો. હાલ 'પરોવવું' એ સામાન્ય કૃદન્ત તરીકે સ્થિર થતાં પરોવ્યાં' એમ પ્રયોગ થાય છે. **પીતાંબર**=પીળું અંબર (વસ્ત્ર). **પટ**=વસ્ત્ર. ( શબ્દ પુનરુક્ત છે, કારણ તેનો અર્થ 'અંબર'માં આવેલો છે. અથવા 'પીતાંબર' એટલે કેવળ 'પીળું' એમ અર્થ શામજો લીધો હોય). **પહેરણે**=પહેરવાના વસ્ત્રમાં. **ભાલ**=કપાલ. **હામ કામ**=હામ અને કામનાવાળી. **મૃગલોચની**=મૃગના લોચન જેવાં (ચંચળ) લોચન છે જેનાં (બહુવ્રીહિ) તરલાક્ષી–ચંચલનેની. **સિંહલંકી**=સિંહના જેવો કટિનો લંક ( વાંક ) છે જેનો. (બહુવ્રીહિ) **કેશરિકટિ**=પાતળી કેડવાળી–અનુદરી. **ભ્રૂકુટી**=ભવાં. **કમાની બાણ**=બાણ ફેંકવાની કમાન (ધનુષ્) જેવાં છે. **શશિવદની**= ચંદ્રમુખી (બહુવ્રીહિ). **હીરા દંત સમાન**=દંત હીરા સમાન=દાંત હીરાકણી જેવા હતા. **પાન**=નાગરવેલનું. છેડે પાતળુ હોવાથી પાતળી કેડનું સૂચન કરે છે.

૭૮–૮૯. **પરવાળ**=(**प्रवाल**)પરવાળુ. અધર–નીચેનો હોઠ પરવાળા જેવો લાલ હતો. **પોપટવરણી**=પોપટની ચાંચના જેવા આકારની–

-એટલે ટોચેથી નીચે વળેલી-નમણી. ગજની ચાલ બહુ ધીમી અને રુઆબદાર હોય છે. **નાગ ફેણ શો**=નાગની ફણા જેવો લાંબો અને કાળો. **પયોધર**=(૧) મેઘ (૨) સ્તન. અહીં 'સ્તન' અર્થ છે. **પદ્મ**=અવિકસિત કમળ સમજવાનું છે. **સોળ કળા**=સંપૂર્ણ સૌન્દર્ય. **ચૌદ વિદ્યા**=ચાર વેદ+ ષડ્ વેદાંગ+ન્યાય+પુરાણ+ધર્મશાસ્ત્ર+મીમાંસા. **ચોસઠ કલા** = આમાં ઉપર્યુક્ત તેમજ લલિત કલાઓનો સમાવેશ થાય છે. તેની સંખ્યા વધારી બોતેર સુધી પણ કેટલાક લેઈ જાય છે. **ચોરાશી આસન**=આનો ઉપયોગ સ્ત્રીને નથી. યોગી લોકને યોગ સાધવા આસનો કરવાં પડે છે. **જોડ**= સાથે. **પરઠિયે**=(**प्रतिस्थीयताम्**) નક્કી કરીએ. **હોડી**=(**हुड्ड** કે **आडड्डिअ** દેશ્ય) ધુનમાં મૂકાતુ પણ. **ઘેઘાટ**=અત્યંત. જુઓ "ગહ ગહાટ ઊઘે છે." **કોડિ**=(**कौतुक-कोडुअ**) ઉમંગ, હોંસ. **ખરી**=સત્ય-મંજુર. **પરિ**=દૂર-મિથ્યા. **પેરસ્યું**=રીત રિવાજ મુજબ. **ઘાત**=ઘટના-કાર્ય. થોડા દિવસમાં ઘણું કરવાનું છે. **સાખિયો**=(**साक्षिन्**) સાક્ષી. **વચને કરી**= 'વચને' ત્રીજી વિભક્તિ. '**કરી**'=નામયોગી અવ્યય. **બાધા**=સઘળા-બધા. શામળને આ શબ્દનો વધારે શોખ છે.

૯૦-૧૧૩. **વિમાસી**=(**विमृष्**) વિચાર કરી **ઊચાટ**=વિશેષણ તરીકે પ્રયોગ છે,-દિલગીર. **દાહ્ડે**=દહાડે. **વાહણું જેટલો**=વાહણું વાતા વાત. **ખરા**=(**प्रखर**) અતિ ઉષ્ણ. **મધ્યાહ્ન**=બપોર. (પષ્ઠી તત્પુ૦) **દિશા**=દિવસ. (**श** ને બદલે **स्** જોઈએ.) **નમાવું**=નામું. **રાજરિધ**=રાજ્યની સમૃદ્ધિ. **હોંસ**=(**हवस्**-ઉમંગ-ઇચ્છા) **કેઈ**=કેટલીક. **નામ**=ખરેખર. **આપે**=પોતે. **ચોવટે**=(**चतुर्वर्त्म**) ચાર રસ્તાનું ચકલું. **ઘાટેઘાટ**=પ્રત્યેક જળાશયના ઓવારા. **બહુમુખી**=અનેક મોઢે-ઘણા પ્રકારની. **ઘેહેલો**=(**ग्रहित**) ભૂતના વળગણવાળો-ગાંડો. **બોલ લહ્યો**=બોલ વાગ્યો. **વાચા**=પ્રતિજ્ઞા. **મર્મ**= કપટ પ્રબંધ-છળભેદ. **ધર્મ**=પ્રતિજ્ઞા પાલનનો. **કંકણશું કરે**=રાજા શું કરશે તે બાબત તેના મનની વાત આપણે જાણતાં નથી, માટે તે સંબંધી કલ્પનાઓ કરવી વ્યર્થ છે. જેમ આંધળો માણસ કંકણરૂપી આરસીમાં જોઈ શકતો નથી, તેમ આપણે ટુંકી બુદ્ધિના લોક એ મહાન્ પુરુષના

વિચારને જાણી શકીએ નહીં. માટે તે વાતજ પડતી મૂકવી. **વહાણું**=(**विमानकं**) પરોઢ. **જૂથ**=(**यूथ**) ટોળાં. **ढुंके**=(**ढौकति**) પાસે જાય છે–આવે છે. ડોકીઆં કરે છે. **જાતિ**=ચાંચણની જાતમાં રહેલી ધૃષ્ટતા અને કુશળતા. **વાદ**=વિવાદ. **પાર**=અંત–છેડો. ( સઘળી વાત ) **સૂઝે**=(**सूच्यते**) સમજાય.

૧૧૪–૧૧૫. **મોટાનાં માન ભંગજ થાય**=જો મોટા મનુષ્યોનું માન પડે તો. **સર્વથી**=સર્વથા. **પાલો**=પગે ચાલતો. **ચાચર**=(**चत्वर**) ગામની મોટા ચોકવાળા મકાનમાં રહેલી. **મણા**=(**मनाक्**–ઓછું) **ઉણપ**–ખામી. **પોહોર**=( **प्रहर** ) ત્રણ કલાક. **કોટિ**=કોટ ઉપર–ડોક ઉપર. **આવાહન**=( **आ+ह्वे** ) બોલાવવું તે–સ્મરણ. **ડોકરી**=( દેશ્ય ) ડોશી. **પોહોંચાડો**=પૂરો કરો. (**प्र+भू** પ્રા. **पहुच्चइ**નું પ્રેરક) **દિગ્વિજય**=સંપૂર્ણ જય. **હાથ**=પ્રસાદ–કૃપા. **નોતમ**=( **न+उत्तम** ) જેનાથી બીજું કોઈ ઉત્તમ નથી–સર્વોત્તમ. **ધીર**=ધીરજ(**धैर्य** ઉપરથી **धीर** અને **धिज्ज** એ નામ) **રીઝયો**=(**ऋुध्यति** ઉપરથી) ખુશ થયો. **પદમની**=પદ્મનીને. **અમૂલક**=ઘણો કીમતી (બહુવ્રીહિ) **ઝાલ્ય**=ઝાલર–કુંડળ. **જેર**=(જેવર) ઝવેરાતયુક્ત. **નૂપુર**=ઝાંઝર. **ધેર**=(**ग्रहणं**) ધારણ. **સુર**=(**सूर्य**) સુરજ. **નવિ**=(**न+अपि**) નહીંજ. **શીખ**=રજાયગિરી. **રજા માને પાસ**=હાલ આપણે 'માની પાસે' એમ વાપરીશું. પણ આ જૂનો પ્રયોગ વ્યુત્પત્તિની દૃષ્ટિએ વ્યાજબી છે. **બાવન વીર**=સંખ્યા ઉદ્દિષ્ટ નથી. સૌથી ઉત્તમ વીર **મૂછે** ( **श्मश्रु**–**मस्सू** ) મૂછ. **જાહરી**=જારી–ચાલુ. **પાણી**=આબરૂ. તોલ. **તાછ**=સાધન. શોભા. (**तक्ष** ટાંકણાંરૂપી સાધન ઉપરથી ?)

૧૫૧–૧૮૫. **આલપંપાલ**=( **अलीक** ઉપરથી દ્વિર્ભાવ પામી ) અત્યંત ખોટું. **અદકી**=અધિક. **ઊંઠ**=ગપ. ઉટંગ. **હાસ્ય**=ઉપહાસને પાત્ર. (વિશેષણ.) **ઈંધાણ**=(**अभिज्ञान**-**अहिण्णाण**–અહિનાણ) એધાણી–ચિહ્ન. **વિમાસણ**=(**विमर्षणे**) ચિંતામાં. **વિહ્વલ**=(**विह्वल**) ઉદાસ. **ફેર**=યુક્તિ. કપટ. **જેર**=નૂપુર. નેઉર. **ફાલ**=ધ્રાસકો. **ઠાર**=( **स्थान**–**ठाण**–**ठार** )

સ્થળ. **પાણીથી થઇ પાતળી**=અતિ શરમાઈ ગર્વહીન થઈ ગઈ. **સાથ=( सार्थ )** સમૂહ. જનસમૂહ. **નીર**=પાણી–ટેક. આબરૂ. **ગાંધર્વ વિવાહ**=આઠ પ્રકારનાવિવાહમાંનો એક–વરકન્યા માબાપની સંમતિ લીધા સિવાય સ્વઇચ્છાથી પરણે તે વિધિ. **ક્ષણું**=ક્ષણ પણ. **તે નારિયે વિક્રમ વર્યો**=સંસ્કૃત કર્મણિ રચના. હાલ "તે નારી વિક્રમને વરી" એમ પ્રયોગ થશે. **ફરસુરામ**=પરશુરામ. જમદગ્નિના પુત્ર. એકવીશ વખત પૃથ્વી નિઃક્ષત્રીય કરનાર. **સોપારાગઢ**=મુંબઈની દક્ષિણે. **ઉલ્લાદ= ( आह्लादः )** આનંદ. **પરસાદ=( प्रासाद )** દહેરૂં. **કોચા**=ચાઠાંવાળાં. **દેહદામણા**=શરીર જોઈ દયા ઉપજે તેવા. **વામણા=(वामन)** ઠીંગણા. **પોળ=(प्रतोली.)** **લઘુલાઘવી**=નાના મોટા થવાની તથા અદૃશ્ય થવાની વિદ્યા. અહીં તેનું પ્રયોજન જણાતું નથી. **માનભાવ**=મહાનુભાવ. ઉદાર ચિત્તના. **મુહે**=મોહે–આનંદ થાય.

૧૮૬–૨૦૯. **જાતે જાત**=મનુષ્ય જાત માત્ર. વિક્રમના સિવાય બધા. **ધારણ=( ग्रहणं )** ઊંઘની લહેર. **હઈડુંજાગે**=હૃદય આનંદ ભેર જાગરૂક છે. **અરું પરું=(आरात्+परतः)** નજીક અને દૂર. આમતેમ–આઘુંપાછું. (અરાંપરાં–અરહુ પરહુ) **પહોલિ=(पृथुल)**. **ઉડિ ઉડિ**= આજ્ઞાર્થ–બીજા પુ. એક વચનનું અપભ્રંશરૂપ અને 'ઉડયા' હાલના રૂપનું જૂનું પ્રતીક. **ઉલલી**=ઊચળી–ઊપડી. **મસાણ=(श्मशान)** **દવ**= જંગલ કે જંગલનો અગ્નિ. એક વર લે છે, બીજી ભોગ કરે છે. **જુહાર = ( जयकार )** જય શબ્દથી પ્રણામ. **જૂઠી**=પ્રતિજ્ઞાભ્રષ્ટ. **દુઃખાડવા**=તું અહીં અમારું માથું પકવવા કેવળ આવે છે. **રોગ**=મનની વ્યથા. **બાકલા**=ઘઉં કે જુવારના ઠોઠા. **કણેર=( कर्णिकार )** કરેણો. **ભાણા=(भाजनकं)** થાળી. **ખંડ**=શ્રીખંડ કે તેવો ખાદ્ય પદાર્થ અથવા ચોખંડો બુટ્ટાદાર વસ્ત્રનો કકડો. **અદો અદો=(उद्दय उद्दय)** ઉદય થાઓ. (જુઓ "અદો ભવાની") **ઝાડજો**=વગાડજો. અફાળજો. **શીખ**=શિખામણ. **નાણી**=ન આણી. **આડ**=રજા–વિનય–આમન્યા. **ઘાટ ઘડવો= (घात)** નાશ કરવો. **વેઠું**=સહું. **(विष्टिः**=અદલા વિનાની મજુરી) નામ

ધાતુ છે. ઉગારું=બચાવું (उद्धृतनुं પ્રેરક) નાવણુ=(स्नपन) સ્નાન. પ્રશ્ન=જોષીને જ્યોતિષ્ શાસ્ત્ર પ્રમાણે તપાસી જોવાની વાત. ભે=ભય (નારી જાતિમાં વપરાયો છે.)

૨૧૦–૨૨૫. ગાલ=અયોગ્ય વચનો. ડીંગલ=ઉડતી વાત–ગપ. નિવેદશે=નિવેદન કરશે. કાલ ખૂટો=આવરદા પુરો થયો. અજાણ=મૂર્ખ. પાસ=પાસેનો–મિત્ર જેવો બાળક. કીનો=દંશ–દ્વેષ. વારૂ=ઠીક–હા. આશ=આશા. માષ=અડદ. રસોઇ=(रसवती) સંકલ્પ વાલવો= સંકલ્પ છોડવો–બાધા છોડવી. કણુયર = કરેણ. પ્રીશાં = પીરસ્યાં. નીચિંત=નિશ્ચિંત–સ્થિર મનથી.

૨૨૬–૨૫૮. ઉડાડિયા=ઉડાડ્યા. જુઇ=જુવે. કારિમૂં=(कृत्रिम) નત્રિ=(न+अपि) જૂનું રૂપ–નવ–ન. વીંચી=વહેંચી. પાંસઠ=ચોસઠ બત્રીસ લક્ષણો અને ઉમાદેવી મળી પાંસઠ. સાસસ્યૂં=શ્વાસભર્યાં. વિશેક =(विशेष) ખાસ. ફરીને=ટોળાબંધ. અથવા 'હવે'. નામ=માણસનું જણ્યું કોઈ ન મળે. માણસનું બીજ કે દીઠું. સૂનું=(शून्यक) પારખ= (परीक्षक) નાણાંની પરીક્ષા કરનાર પારેખ. સુખડિયો=મીઠાઈ વેચનાર તથા બનાવનાર હલવાઈ. સોનાર=(सुवर्णकार) સોની. પોળ=શેરી (प्रतोलि) પાડો=(पाटकः) મહેલ્લો. પરાં=નગર–સીમા બહાર વસેલો ભાગ. ઓટ=(अवसृत–ओहट्ट) ઓટ–તંગી. ધીર=ધીરજવાળો. અહીં વિશેષણ છે. અડયો=નીડર રીતે. અડગ. કારણરૂપ=કૃત્રિમરૂપ. આ કૃત્રિમરૂપની પાછળ કોઈ અલૌકિક રૂપ રહ્યું છે, એમ સૂચવતું. બલાડીઇ=બિલાડીએ. સાન=(संज्ञा–सण्णा–સાન) ઇશારો. કાજલ- કુંપલી=મેશની ડાબલી. ઊજડ=(उज्ज्वल) ખૂલ્લું–મનુષ્યરહિત. કૈં= કેટલાક. રાખી છું=મને રાખી છે. (સંસ્કૃત કર્મણિ રચના) કારાગૃહ= કેદખાનું. બીજે અંજન–એક અંજનથી બિલાડી, અને બીજી વખત આંજતાં નારી કરે છે. તંન=તનયા–પુત્રી. કેનો માર્યો=કર્તરિપદી. પેર=મારવાની તજવીજ. સૂઝ=બુદ્ધિ. ગુજ=(गुह्य) છાનો. ધરણ=ધરણી

ઉપર. **ધરી** દંડ=હાથમાં લઇને. **લીજીઇં**=(**लभ्यतां**) આપ લેઈએ. **ઓસિંકલ**=(**उच्छृंखल**) બંધનમાંથી છોડવેલો ઓશિયાળો થાય છે.

૨૫૯–૨૯૪. **મંનોહર**=પરોણાગત. (**मन्युहारी**–ક્રોધને હરનાર. શત્રુને પણ મનાવનાર સુંદર આગતા સ્વાગતા) **તેડિયો**=સાથે–તેડીને–લેઇ. **ખેડિયો**=(**क्रीड़–खेड़**) ચાલ્યો. **ત્રંબાવટી**=ખંભાત. **મહીસાગર**=મહી નદીના સંગમ આગળ. **નાંણિ**=ન+આણી–લાવ્યો નહીં. નિષેધાર્થ અવ્યય સહિતના એકરૂપ પ્રયોગ જૂની ગુજરાતીમાં અનેક થતા. **શીખ**=રજા. **રાતિ સમેં**=રાત્રિ સમયે. **વલ્યો**=(**व्युत्क्रान्त**) આગળ ચાલ્યો. **ઉર્ધ્વ**=ઊંચી. **જુઇ છે**=જુએ છે. **ઠાર**=ઠેકાણે. **બારિઇં**=બારીએ થઇ. અથવા બારીએ બેઠી હતી ત્યાં મુખ્ય બારણે થઈ આવ્યો. અથવા મુખ્ય બાર આગળ. **આશ**=આશીર્વાદ. **બારે**=સઘળા બારે માસ અથવા 'બાહરનું'. **રહિઇં**=રહિયે. વર્તમાન કાળ પહેલા પુ. બહુવ. નું-રૂપ સંસ્કૃત કર્મણિરૂપ ઉપરથી આવ્યું છે. **ઓટ**=ટૂંકો. (**अपसृत–अवहृ–**ઓહટ્ટ–ઓટ) નામ અને વિશેષણ બન્ને તરીકે પ્રયોગ શામળે કર્યો છે. **કાગળ ફાડી નાંખ્યો**=વાંચણ તરફથી આવેલો–રીસ જણાવે છે. **ભંગડભૂત**=ભંગડા જેવો મેલો ઘેલો અને ભૂત જેવો ભયાનક. **અસુરા**=(**उत्सूर**) સૂર્ય આથગ્યા પછી (મૂળ અર્થ) મોડો. **વડસાસો**=(**वर्षाशतकं**) વરસમાં વર્ષાઋતુ એક વખત આવે માટે 'સો વરસ' જેટલી લાંબી પ્રત્યેક ઘડી લાગે છે. વિરહવેદના સૂચિત છે. જુઓ "**शरदः शतं जीव**" **આપરણાં**=આપણાં. (૨ માત્રા માટે ઉમેર્યો છે) **પરચંડ**=પ્રચંડ–મ્હોટો. **આચર્યૂં**=વિચાર્યું. **વસ્ત**=વસ્તુ. **હરાખીખોર**=(**खुर्दन** ખાવું) હરામનું ખાનાર.

૨૯૫–૩૨૮. **બેઠી**=ક્રિયાપદ તરીકે પ્રયોગ. સાંઢ ઉપર બેઠી. **ધર્યું**=ઊચર્યો. **જુહારિ**=જુગારી (**द्यूतकारी**) **રિધડી**=(**रतिकेली–रइगेली**) રતિક્રીડા. બીજો પાઠ 'સાંકળાં' પણ છે. રત્નમંજરીને પોતાની સ્થિતિનો પ્રશ્ન હોવાથી પ્રથમ વિચાર પોતાને સ્ત્રી તરીકેનો ઉપજે, એ સ્વાભાવિક

છે, કારણુ તે સમજે છે કે જુગારીને સ્ત્રી પ્રત્યે સ્નેહ હોય નહીં. માંકડાના હાથમાં આવેલો હાર જેમ તે તોડી નાખે છે, ઘેલી સ્ત્રીના માથા ઉપરનું બેડું જેમ તેની ઘેલછાથી જલદી પડી જાય તેમ જુગારીનો સ્ત્રી પ્રત્યેનો સ્નેહ પણ કૃત્રિમ અને ક્ષણિક હોય છે. **કેતિ**=કેટલી. (અપ. **केत्तिअ**) **ભંગી**=ભાંગ પીનાર. **લંપટ**=વ્યભિચારી. **ન મેહેરો**= (**न**+ફા. **महर**) દયાહીન–નિર્દય. **દીન**=ગરીબ. **હીન**=નીચા કુલનો–હલકો. **કર્મ**=પાપકર્મનું ફળ. **ઘાત**=( **हन्** ઉપરથી નામ **घात** ) **ભંગ**-વિશ્વાસ-ભંગ. **આપ**=નિજ. **શ્રીવંત**=શ્રીમંત–લક્ષ્મી અને સૌન્દર્યયુક્ત. **મેલવ**= ( **मेलय** ) મેળાપ કર. **ઢિંચણ સુધી હાથ**=આજાનુબાહુ–વડહથ. **સાંચિયો (संचित**) એકઠો કર્યો–કબજે રાખ્યો. **રતનમંજરી રાજા વર્યો**=રત્નમંજરીને રાજા વર્યો (સંસ્કૃત કર્મણિ રચના) **મેટયા**=મટયા–નષ્ટ થયા. **વાટિમાં**=વાટમાં–રસ્તામાં આવતા નગરમાં. **દાઝ**=તાલાવેલી–તલસાટ. **જ્યામ**=જ્યાંસુધી–જે વખતે 'વેશ્યા કેરે બારણે,' એમ અન્વય છે. **ગુઝ**=( **गुह्य** ) ખાનગી વાત. ગુફતગુ. **પરવેશ**=પ્રવેશ–ગમન–જવું. **માટ**=માટે–લીધે. **ખેડુ**=( **खेटक** ) ગામ.

૩૨૯–૩૭૩. **બેસણ**=બેસવા માટે. ( અપભ્રંશનું હેત્વર્થકૃદંત ) **પરચંડ**=પ્રચંડ દંડ–અભયદંડ. **વર્ત**=( **वार्ता** ) વધામણીની વાર્તા. **અમુલખ**=અમૂલ્ય (બહુવ્રીહિ) **શાતા**=શાન્તિ. **ચિંત**=ચિત્તમાં. **લિજે**= લેઈએ. **માહરી ભાગ્ય**=આ પોપટની વાત સાંભળી, એ મ્હારૂં મોટું ભાગ્ય. **લાગ**=( **लग्न** ) મોખ. **ઘાટ**=ઘટના–યુક્તિ. **સાંઢિ**=સાંઢણી. **હેજ**= (**हृद्यम्**) હૃદયનું હેત–સ્નેહ. **જ્ઞાન**=વિવેક. **નવલા**=( **नव**+અપભ્રંશનો **ल्लु** પ્રત્યય લાગી ) નવીન–નવનવા. **રંગ**=આનંદ. **ઝાલ**=( **ज्वाला** ) ઝાળ–અગ્નિજ્વાળા. **ધારણુ**=હિંમત. **ખોલિયું**=ખોલ્યું. **સૂનુ પામી**= શૂન્યકાર લાગ્યું. અથવા ગણિકા બહાર જતાં સૂનું ઘર જોઈ. **કાષ્ઠભક્ષ કરવો**=ચિતામાં બળી મરવું–કાઠાં ખાવાં. **જિમ બપૈયા મેહ**=ચાતક જેમ મેઘને વાસ્તે તલસે છે તેમ રત્નમંજરી વિક્રમને વાસ્તે તલસતી.

**સલીતાતીર**=નદી કાંઠે. ( **र** નો **ल** થયો તે માગધી ભાષાનો સંસ્કાર ) **આપે**=( **आत्मना-अप्पाइ** ) જાતે-આફણીએ. વંત ( નરજાતિ માટે **वृत्तान्त** ) વૃત્તાન્ત. **वार्ता** ઉપરથી પણ નીકળી આવે. **વાધ્યો**=વધ્યો ( **वृध्** ) **નિલજ**=(**निर्लज्ज**) લજ્જાહીન. (બહુવ્રીહિ) **ખરવાહન**=ખરનું વાહન છે જેને (બહુવ્રીહિ) **રાડય**=( દેસ્ય **राडी** રણ-યુદ્ધ ) **નવારાં કાજ**=નિવૃત્તિ કરવા માટે. સંધિ કરવા. **ભજે**=સેવે-આરોગે. **પ્રતિગ્રહ**= દાનનો સ્વીકાર. જેવો માંસનો આહાર તેવુંજ રાજાના દાનનું પ્રતિગ્રહ- નરકગમન કરાવે. **કોડી**=( **कपर्दिका** ).

૩૭૪-૪૫૧. **જવ**=(**यावत्**) જ્યારે. **વીરધીર** બે=વીર વૈતાલ અને ધીર પોતે **વિસ્તરી**=થઈ, **ચોવટે**=( **चतुर्वर्त्म**) ચાર રસ્તા મળતા હતા તેવી જગ્યામાં-ચૌટામાં. **અરાંપરાં**=આમતેમ-આઘાંપાછાં. **કાંકણી**= કાંકણ. **મણેક**=આશરે મણ. **ઘણો**=ભલે. **કોણે**=કોઈએ. **હલ્યા**=અલ્યા. **કાયલૂ**=(**कल्ल**) કાલું. **વોલ્યા**=(**व्युत्क्रान्त**) અતિક્રમણ કર્યાં-ઓળંગ્યાં. **હાડ**=હાડકાં (**अस्थि**) **ઉલ્હાદ**=(**आह्लाद**) આનંદ-ઉમંગ. **કિન્નર**=માથું ઘોડાનું તો ધડ મનુષ્યનું, અગર ધડ ઘોડાનું તો માથું મનુષ્યનું એવાં મધુર કંઠનાં પ્રાણી. **જેડિ**=જોડ. **સૂપાં**=સોંપ્યાં (**समर्पित**) **ઝાકમઝોળ**= અતિઆનંદ. **ઘેહેંઘાટ**=આનન્દિત. **ભાણુ**=(**भानु**) સૂર્ય. **કરો બીજાસ્યું રાજ**=વર્યા તો મને પણ હુતો મજુર, એટલે તમે બીજા વરની સાથે જશો. સહુ વિસ્મય થયું=( ક્રિયા સંસૃષ્ટિ ) સહુને વિસ્મય થયો. મુખ્ય કન્યા કુંકુંમવતીને વિક્રમ પરણ્યો એટલે તેની ન્હાની બેન હતી તેને જાનવાળા વરની સાથે પરણાવી. **અનુપ**=(**अनु+उपमा**) જેની ઉપમા નથી. અનુપમ-અપ્રતિમ. **ઝરઝુરણ**=જરાજૂર્ણ=વૃદ્ધાવસ્થાથી જીર્ણ બનેલો-એંખલો **જોબન જિતિયું**=યુવાવસ્થા મૂર્તરૂપે તેના શરીરમાં જાણે ન વશી હોય. **તલાંસે**=(**तलस्पर्श**) પગનાં તળાંનો સ્પર્શ કરે. પગચંપી કરે. **અવિદ્યા**=કુલક્ષણ. **અતીત**=જોગી. **દીસ**=દીસતી-શોભતી. **અમૃતપે**= ( **पार्श्वोपस्पि-पार्हि**-પઈ-પે ) અમૃત કરતાં મીઠો. **ચાટિ**=ચાલો.

૪૫૨-૪૬૨. **જોડી**=જોડ્ય-બાંધ્ય. (અપભ્રંશમાં આજ્ઞાર્થ બીજા પુરુષ એક વચનના ત્રણ પ્રત્યયો इ, उ, અને ए હતા.) **પોહોંચે**= ( **प्रभवति पहुच्चइ**-પુરુ પડવું ) પૂરા થાય. પાછળથી **प्राप्त** ( અમુક જગ્યાએ પહોંચવું ) અને આ ( **प्र+भू** )ના ઉચ્ચારનું મિશ્રણ થવાથી **प्राप्त-पत्त**માં પણ **ह्** નો પ્રક્ષેપ થઇ 'પહોંચવું' બન્ને અર્થમાં વપરાવા લાગ્યું. 'મને કોણ પહોંચે એવો છે?' એ વાક્યમાં **प्राप्त** વાપરી શકાય નહીં, ફક્ત **प्र+भू** વાપરી શકાય. તેનો તો નિયમથી '**पहुच्च**' થાય છેજ. **કોડિ**=કોડ (**कौतुक**) **મનમૂકી**=નિખાલસ હૃદયથી-છૂટથી. **બ્રેહ**=વિરહ. **દાહિ**=દહાડિ-દરરોજ. **જોઈઈ**=~~**युज्यते-जुज्जइ**~~-જોઇએ. **માગ્ય**=(અપ્રભ્રંશ-'માગિ'નું પછીનું રૂપ) ચોર પણ કાંઇક ધર્મ સમજે છે, સતી કહેવાતી સ્યામ કુંવરને આટલું પણ ભાન જણાતું નથી. **દ્રષ્ટ**=દ્રષ્ટિએ. **કહીઈ**=કહેવાય(~~**कथ्यते-कहीअइ**~~); **પાપિષ્ઠ**=અત્યંત પાપી. **તળે**=અહીં 'ઉપર'ના અર્થમાં. **એક ખુની**=એકતો એ ખુની અને વળી પાછો જાર, અને ચોરઃ આ પ્રમાણે ત્રણ દોષ ભેગા થયા. આવા માણસને જતો કરવો તે રાજધર્મની વિરુદ્ધ છે, માટે તેને માર્યેજ છૂટકો. **અચરિજ**=હાલ નાન્યતર જાતિમાં વપરાય છે. જાતિમાં ઘણો ફેરફાર થયલો અનેક સ્થળે નજરે પડે છે. પ્રથમ બહુ વિવેક ન હતો. હાલ પણ એવા અનેક શબ્દો છે જે અનેક જાતિમાં વપરાય છે. **ધાયો**= ધાજો-કર્મણિરૂપ ઉપરથી આવેલું આજ્ઞાર્થ સાથે વિનય સૂચવતુ રૂપ.

૪૬૩-૫૦૨. **નાહો**=(**नाथः** પ્રાકૃત **नाहो** પ્રથમા એ. વ ) ધણી. **નિજ નારીનો નાહો**=નારીનો (મારો) નિજ (પોતાનો) નાથ. **દાનપાત્ર** =દાનને લાયક બ્રાહ્મણ વગેરે. **મેલ્યાં**=( **मेलित** ) એકઠાં કર્યાં; એકઠાં મેળવ્યાં. **ચિહુ**=ચારે. **માદલ**=એક જાતનું વાજીંત્ર.

**સુતનાં દુખીયાં**=વાંઝીયા લોક ("છઠ્ઠી" તૃતીયાના અર્થમાં એટલે કર્તરિષષ્ઠી) **સાંસતાં**=(**श्वसन्तः**) શ્વાસ લેતા-ધીમા-સબૂરવાળા. **મેદની**= ( **मेदिनी**-પૃથ્વી ) પૃથ્વીના લોક. બહુલોક. લોકોની ઠઠ. **હાથા**=થાપા.

( **हस्तकः** ઉપરથી ) **રોળ**=(**रुद्**) રડવું (કાગારોળ) મૃત્યુ અથવા નુકશાનથી રડવામાં આવે, માટે પાછળથી રુદનના કારણુ તરીકે રહેલું 'નુકશાન' પણ 'રોળ' શબ્દથી સૂચવવા લાગ્યું. **કુંકુમરોળ**=કંકુને વ્યય (બહોળો) **ખેલો**=( **क्रीड्** ઉપરથી ) આનંદ કરો. **રીઝું**=( **ऋध्यति-रिज्झइ**-રીઝે) પ્રસન્ન થાઉં. **ઉલખતો**=( **उपलक्षमान** ) પીછાનતો. **જોઇ**=જોઈએ. **આપે**=જાતે-સ્વયં. **સાંઝને**=સાંઝથી (પાંચમી વિ.) **કંત** =(**कान्त**) કંથ. **તે દિશ**=તે દિવસે-કાલે રાત્રે. તેને ઉદ્દેશીને-તેને લીધે. **ફેલ**=દંભ-ફંદ. **સ્રીને અંત**=સ્રીનો કેડો અથવા સ્રીચરિત્ર જાણી શકાય તેવું નથી. **વર્ત**=(**वार्ता**) વૃતાન્ત. **વિખ્યાત**=ખ્યાતિ. **સુજ**=(**सूच्यते सुज्झइ** ઉપરથી નામ. 'સૂઝ' શબ્દ પણ તેમજ વ્યુત્પન્ન થાય છે ) સમજણુ-બુદ્ધિ. **દાઝ**=પીડા. જાણવાની જિજ્ઞાસા.

૫૦૨-૫૨૨. **પારખું**=(**परीक्षा-परिकखउं**) પરીક્ષા. **વચન કરો**=પ્રતિજ્ઞા કરો-કોલ આપો. કવિના મનમાં 'કોલ' શબ્દ હોવાનું જણાય છે કારણુ 'વચન હાથમાં આપો' એમ કહેવાને બદલે અત્યારે તો 'મારા હાથમાં કોલ આપો,' એમ વપરાય છે. **બક્ષો**=(ફા. **बक्शीदन्**-આપવું) માફ કરો. **ગુહને**=ગુન્હો-અપરાધ. **તુમ સાથ**=તમને. **જોતે**=જોતાં. **કોયથી**=કોઇના ઉપર. **મજુસ**=(**मंजुषा**)પેટી. **પસાય**=(**प्रसाद**)કૃપા-માન. **હવડાં**=(**अधुना-अहुणा-हमणां**-હવડાં) **લાગ**=(**लग्न**) પ્રસંગ-મોખો. **આડે**=સમૂહથી-લીધે. **મેલ્યાની**=મળવાની. **વાત કર્ય**=તજવીજ કર. **રાણીપે**=રાણી પાસે. (અહીં '**पे**' એના મૂળ અર્થમા વપરાયો છે) (**पार्श्वे-पस्सिं-पासिं-पाइं-पई-पें-पे**) **પોહ**=પ્રભાત. **ભાવિક**= ભાવની-સ્નેહની. **વાચા થાપ્ય**=પ્રતિજ્ઞા ખરી પાડ્ય. **મનસા**='વ્હાલ' ના અર્થમાં અહીં વપરાયો છે. **નાવી**=ન આવી. **આંચ**=(**अर्चिस्**) 'ઉની આંચ' એમ પ્રયોગ થાય છે. નુકસાન-ઈજા-મહેનત. **એ વાત**= પંચદંડ લાવવાની. **જાંગીર**=નગારૂં. **કરકડા**=કડકા. **શાખો**=(**शाक**) શાલીવાહનનો 'શક' કહેવાય છે. વિક્રમનો તો **संवत्** ચાલ્યો. જોષી લોકો પૂર્વે શક વાપરતા હશે, એમ જણાય છે. **પાછલે**=પાછળ.

૫૨૩–૫૩૩. **એક એક પેં સાર**=અહીં 'પે' સાપેક્ષ તુલના બતાવે છે. નામયોગી અવ્યય છે. હાલ 'કરતાં' નામયોગી વાપરીશું. "એક એકના કરતાં ચડે તેવી". **દેવતાને દુર્લભ**=(છઠ્ઠી વિભક્તિ) **સિંહાસન**=સિંહનાં પૂતળાં યુક્ત આસન (મધ્યમ પદલોપી) **ગંજે**=ગાંજે–છેતરે. **સખા**=મિત્ર. (ધર્મ એજ સખા) **धर्मस्तमनुगच्छति ॥** **અષ્ટભોગ**=અણિમાદિ આઠ સિદ્ધિઓનો ભોગ. **ગણું**=(**गुण**) એકવાર. **સંગતે**=સત્પાત્રને અથવા (સોબતથી–એક બીજાની સ્પર્ધામાં). આ બત્રિશ વાર્તાઓના સમૂહને શામળ કોઈ વખત 'પરમાર્થ પુરાણ' કહે છે, તો કોઈ વખત 'રામકથા' પણ કહે છે. **રેવા**=નર્મદા નદી. **અષ્ટકથા**=આઠ કથા. હંસા પૂતળીની વાર્તા શામળના ક્રમ પ્રમાણે તો આઠમી છે.

---

## (૧) નરસિંહ મ્હેતો

### પદ (૧)

**અલ્પમતિ**=અલ્પ છે મતિ જેની (બહુવ્રીહી) થોડી બુદ્ધિનો. **સરે**=(**सृ**–ચાલવું) **નભે**=સિદ્ધ થાય. **વ્હાયે**=(**अतिवाहयति**–છેતરે છે) **પાર ન્હોયે**=પાર રહેતો નથી–અત્યંત (સુખ) થાય છે–શાશ્વત. **શ્રીકૃષ્ણનાં**=ચરણ બહુવચનમાં છે માટે 'નાં'. **પટક**=ફેંકી દે. **અટક**=સ્થિર (મન) રાખ. **વટકવું**=દૂર ભાગી જવું. સત્ય વાત શાન્તિથી સાંભળ–નાશી જઈશ મા. **આશાનું ભવન**=મોટી મોટી આશાઓ રાખવી તેજ ભવન–હવાઈ કિલ્લા. જુઓ "આશાનો મહેલ ઉંચોરે, નીચું આ કાચું કારભારૂં." ધીરો. **ભીંત કાચી**=આશા–મમતા એ માયા છે. મૂળમાં માયા હોય એટલે પછી જે જે કામ કરવામાં આવે તે નિષ્ફળ અને અકલ્યાણ–કારી નીવડે. **પલિત**=પળિયાંવાળુ–જીર્ણ. **પિંજર**=જીવાત્મારૂપી પક્ષીને રાતવાસો કરવાનું શરીર. **લ્હેતો**=(**लक्षयति** ઉપરથી વર્ત. કૃદન્ત) સમજતો–જાણતો. **ચારદિન**=મનુષ્ય જીવન કેટલું અલ્પ છે તે સૂચવે છે. **લાભના**=આ જીવનમાં પ્રભુભક્તિ કરી

મનુષ્ય ઇચ્છે તો જીવનનું સાર્થક્ય કરી શકે, માટે લાભ કહ્યો છે. લીંબુ લ્હેકાવવું=એ પણ જીવનનું અલ્પત્વ સૂચવે છે. ઊંચે ફેંકેલું લીંબુ નીચે પડે તેટલો અલ્પ જીવનકાળ. સુજસ=ભક્તોનું ગુણગાન. પ્રભુશું=પ્રભુ સાથે (સહ-સપ-સઇં ઉપરથી સઉં-શું-સું-શું). રાજ લેવું=મુક્તિ મેળવવી. પરીક્ષિતે સાત દિવસમાં તે કામ સાધ્યું હતું.

---

## (૨) ભાલણ

### દમયન્તી વિલાપ.

નળથી ત્યજાયેલી પ્રેમાનંદની દમયન્તી અર્ધઘેલી, વલવલતી, અને અનન્યભક્તા પોતાના કરુણ વિલાપથી વાચકના હૃદયને પીગળાવે છે. ભાલણની તે અવસ્થાની દમયન્તી પતિપરાયણ અને પતિને દુઃખે દુઃખી થનારી છે. પ્રેમાનંદે આ અવસ્થાનું વર્ણન કરતાં દમયન્તીના સ્ત્રીહૃદયને ખુલ્લું કરી તેની કોમળ લાગણીઓનો વાચકને પરિચય કરાવ્યો છે; આ પ્રમાણે પ્રેમાનંદે સ્ત્રીહૃદયની વિરહાવસ્થાની સ્વાભાવિક સ્થિતિ રજુ કરી છે. ભાલણે તે અવસ્થાનું વર્ણન "વાણીની દીનતા અતિ" અને "કુરરી પક્ષિણી જિમ દોડે, તિમ દોડે ત્યાંય," એમ કહી આટોપ્યું છે. કુરરી પક્ષિણીની માફક દમયન્તીને દોડાવવાને બદલે તેના સહજ કરુણરવથી દમયન્તીનું હૃદયદર્દ પ્રકટ કર્યું હોત તો આ પ્રસંગ હૃદયસ્પર્શી બનત. દમયન્તીનું ઉદાત્ત ચારિત્ર તો બન્ને કવિઓએ લગભગ એક સરખુજ ચિતર્યું છે. પ્રેમાનંદની દમયન્તી પોતાના ત્યાગમાં પણ સ્વામીનું ક્ષેમ જોવા આતુર છેઃ—

"તવ હરખ્યો પ્રમદાનો પ્રાણ, મારા પ્રભુને છે કલ્યાણ,
લક્ષ નારી કરો રાજાન, પણ મારે તો નળનું ધ્યાન."

આ પ્રમાણે તે સહિષ્ણુ અને મિથ્યા અન્યાસક્ત પતિ પ્રત્યે પણ અનન્ય ભક્તા છે. ભાલણની દમયન્તી પોતાના દુઃખનાં રોદણાં

શકતી નથી. તે તો તે અવસ્થામાં નળની શી સ્થિતિ થશે, અને પોતે મરતાં નળ કેવી રીતે પ્રાણ ધારી શકશે તેનીજં માત્ર ચિન્તા કરે છે:—

"નહિ દેહ કેરો શોક ને નહિ શોક રાજ્યાસન;
પણ શોક એક મનમાં ઘણો; મુજ વિણ દુઃખ સહશો રાજન !"

ટૂંકામાં પ્રેમાનંદે દમયન્તીને મુખ્યત્વે વિલાપ કરાવ્યો છે, ભાલણે તેને વિલાપ કરવા દીધો છે. પ્રેમાનંદનું આ ચિત્ર હૃદયજન્ય અને હૃદયગમ્ય છે; ભાલણનું બુદ્ધિજન્ય અને બુદ્ધિગમ્ય છે.

૧–૧૦. **કિમ**=કેમ. જુઓ નું ૨૫. **તમ્હિ**=તમે. **હુણ્યાઈ**=( **हन्** ) નાશ પામી–દુઃખ પામી–રીબાઈ. **ઈમ**=(**एवम-एम्ब**–ઇમ) આમ–આ પ્રમાણે. **ધર્મજ્ઞાતા**–સ્ત્રીને રક્ષણ, પોષણ, અને સંતોષ આપવો, એને ધર્મશાસ્ત્રમાં પતિની ફરજ ગણી છે. નિરાધાર અને ભૂખી સ્ત્રીને મૂકી નળ નાશી ગયો માટે તેને સ્વધર્મનું ભાન કરાવવા આ સંબોધન છે. **સત્યવાદી**=આ શબ્દ નળના સત્યવાદિત્વમાં દમયન્તીએ રાખેલા વિશ્વાસનો ઘાત સૂચવે છે. **ડીક**=સળક; છાતીનું તીવ્ર દુઃખ. **તિનો**=તેનો–જૂ નું ૨૫. **ભાવ**=મર્મ, રહસ્ય. **દક્ષ**=શું કરવું અને શું ન કરવું તે જાણનાર–કુશળ. **લોકપાળ**=દશ દિશાના રક્ષક દેવો–પરણતી વખતે હાજર હોય છે. તેમની સમક્ષ પ્રતિજ્ઞા લેવાની માટે તે સાક્ષીભૂત છે. **મહાભાગ**= ભાગ્યશાળી. **અકાળ મૃત્યુ ન થાય ?**=થાયજ–થશેજ. **ધરીશ મારી કાય ?**=નહીંજ ધરૂં. આ કાકુ પ્રશ્નનું ઉદાહરણ છે. નિશ્ચયાર્થ વાક્યો પ્રશ્નાર્થ બનાવવાથી વાક્ય વિશેષ સચોટ બને છે. **વિહોણી**=(**विहीन**) વગરની–રહિત–તમારા સિવાય.

૧૧–૧૫. **પુષ્ટ**=(**पुष्**નો ક. ભૂ.કૃ.) પોષણ પામેલો–જાડો. ઘણો–બહુ.

**પ્રતિમા**=મૂર્તિ–મૂર્તસ્વરૂપ–શરીર, 'કાપી' એને બદલે 'કાપિ' પાઠ કલ્પ્યો છે. "કષ્ટ કાપીને પ્રતિમા દાખવો" એવો અર્થ નથી. નળને જુએ તોજ દમયન્તીનું કષ્ટ કપાય. માટે પૂર્વકાલીન ક્રિયા 'મુખ દાખવવાની' છે. જો 'દાખી' એમ લઈએ તો 'દાખી' એ પૂર્વકાલીન ક્રિયા

સૂચવે. પણ અર્થ તેમ નથી. એટલે 'દાખિ' એ અપભ્રંશનું આજ્ઞાર્થ બીજા પુરુષ એ. વ. નું રૂપ. **કાપ્ય**=કાપ. આગલા ચરણમાં 'દાખવો' માનાર્થે બ. વ. માં છે, અહીં એ. વ. માં છે. "હું જોઉં છું–પેઠા" આ દમયન્તીનું વચન છે. નહીં જોયા છતાં જોયો કહેવાથી નળ છૂપાયો હોય તો પ્રકટ થાય, એ હેતુ છે. **ભેદ**=મન ભેદ–હૃદય પલટો. **નવિ**= (**न अपि**) નજ. "**નહિ દેહ કેરો રાજન**=આ ઉક્તિમાં દમયન્તીનું ઉદાત્ત ચારિત્ર દેખા દે છે. પોતે પતિને દુઃખે દુઃખી થાય છે. પોતાના ત્યાગનું દુઃખ તેને નહીં જેવું છે. પણ પોતાના ત્યાગમાં નળને કેટલું દુઃખ થતું હશે તે વિચાર તેની આગળ પ્રત્યક્ષ ખડો થાય છે. આવી અવસ્થામાં સાધારણ સ્ત્રીને પતિ પ્રત્યે અભાવ થાય; પણ દમયન્તીનો ભાવ તો અવિચળ અને અવિકૃત રહે છે તે જણાય છે. **રાજ્યાસન**= રાજ્યાસનના નાશનો. **ઠેઠ**=અત્યંત=(વિશેષણ) 'નિર્દય'નું આ વિશેષણ છે.

૧૯–૨૦. **આકળી** (**आकुलिता**) બાવરી. "સ્વામી નાશી ગયું" આ નળને પ્રકટ કરાવવા દમયન્તીની પ્રતારણા (છેતરપંડી) છે. **બાળી**= બાળા. યુવતી. **જે દુઃખથી–પામ્યો**=જે=જેના (કળિના) છઠ્ઠીના પ્રત્યયનો લોપ છે. જેના (જેણે દીધેલા) દુઃખથી. આ કર્તરિષષ્ઠીનું ઉદાહરણ છે. સરખાવો ભાલણનું પ્રથમ નળાખ્યાન. "જેણે દુઃખીઓ કીધો રાય તેહને શાપ દઉં છું કાય." **ઉદાસ**=નિરાશ–હતાશ. એનો હેતુ નિષ્ફળ થજો. **સર્વશુ**=(**सर्वशः**) સર્વથા. બધી રીતે. **પૂંઠિ**=(**पृष्ठे**) પૂંઠે–પાછળ. **નિઃસંદેહ**=નિડર રીતે. સંસ્કૃતમાં **સંશય**નો એક અર્થ "ભય કે જોખમ થાય છે." 'સંશય' અને "સંદેહ" અન્ય અર્થમાં સમાન હોવાથી તેનો અર્થ 'ભય' થાય.

---

## (૩) મીરાંબાઈ

મીરાંના આ કાવ્યમાં યોગમાર્ગની છાંટવાળી પ્રેમભક્તિનું સુંદર અને મોહક ચિત્ર આલેખાયું છે. પ્રેમપાત્ર કૃષ્ણ મીરાંનો પ્રાણસ્વરૂપ

છે અને મીરાં તેને માટે નાનપણથી જોગણ બની છે, તેને કૃષ્ણ ઉપર અત્યંત રતિ છે, અને કૃષ્ણને પોતાના હૃદયસિંહાસન ઉપર પધરાવી તેની અનેક પ્રકારની હાર્દિક સેવા કરવા આતુરતા દર્શાવે છે. કૃષ્ણભક્તિ સિવાય તેને માટે હૃદયમાં અન્ય પ્રકાશજ નથી. સઘળું શૂન્ય લાગે છે. ઘરેણામાં પણ પ્રભુની ભક્તિ અને તેનું અહોનિશ સ્મરણ છે. મીરાંને કૃષ્ણનું સગુણ સ્વરૂપ બહુ મનોરમ લાગે છે. મીરાંનો સ્વામી કૃષ્ણ સદા પ્રેમભક્તિની વરમાળથી અને તેના રંગથી બંધાયશે અને રસભીનો છે. રાધા સાથેનો કૃષ્ણનો વિહાર તેની મોરલીના નાદ સાથે ભક્ત હૃદયમાં તાજો થાય છે, આવી મર્માળી મૂર્તિ જોયા સિવાય મીરાંની તાલાવેલી ભાગે તેમ નથી.

**પ્રાણ**=પ્રાણાધાર–પ્રાણને ધારી રાખનાર પ્રેમપાત્ર (કૃષ્ણ) **જનમ જોગણ**=જન્મથી કૃષ્ણમાં તલ્લીન બનેલી–અન્ય માયિક પદાર્થો ઉપરની આસ્થા વિનાની. **સુરતા**=તે નામની નાડી બ્રહ્મરંધ્રમાં જીવાત્માને લઈ જનાર. તેનો ઉદય નાભિમાંથી થાય છે. **તખત**=સિંહાસન–(હૃદય કે બુદ્ધિ) **રાસ**=પ્રેમભક્તિનો ઉત્સવ–લીલા. **સુખમના**=(**સુષુમણા** એ નામની નાડી. બન્ને નસકોરાંમાંથી શ્વાસ ચાલે ત્યારે તે નાડી ચાલે છે, એમ યોગી માને છે. આ નાડીમાં શ્વાસ ચાલે છે ત્યારે અન્ય વસ્તુનું–સુખ દુઃખનું વિસ્મરણ થાય છે. આનંદ અનુભવાય છે. આજ સેજ અને તેજ રાસધારી કૃષ્ણ સાથેનો રંગવિહાર. **અંધારૂ**=કૃષ્ણભક્તિ વિના મીરાંનું હૃદય શૂન્ય ભાસે છે. એને બીજામાં કશો આનંદ નથી. **કુંવરબાઇ...**=વણિકરૂપે લક્ષ્મીજી સાથે મામેરામાં પધારેલા કૃષ્ણની મોહકમૂર્તિ જોવાને મીરાં ઇચ્છે છે. સગુણરૂપે જોવાની તેની તાલાવેલી પ્રકટ થાય છે. **સાવ**=(**સર્વ**) કેવળ–બિલકુલ–તદ્દન. **વાઘા**=અંગરખી–કસબી તારથી ભરેલું અંગરખું. **વરવાને આવ્યા**=રૂક્મિણીને વરવાનો પ્રસંગ જણાય છે. પ્રેમને વશ થઇને રૂક્મિણી હરવા આવ્યા હતા. તે દિવસથી તેમનો ભક્ત પ્રત્યેનો સ્નેહ તેવો ને તેવો છે. જે સ્નેહથી રૂક્મિણીને વરવા આવ્યા હતા તેજ સ્નેહથી દરેક પ્રેમીભક્તને

તે વરેલો છે. મસ=(૧) ધણી (૨) મશી. શાહી. લખવાનું સાધન ન હતું કે મોંઘું હતું. માટે અન્ય ભક્ત વિદુર સાથે તે સંદેશો કહાવે છે. મીરાં પ્રભુના ભક્તની દાસ છે–દાસાનુદાસ, એમ જણાવે છે. સુરતીયામાં=સ્મરણમાં. સ્મૃતિપટ ઉપર. મોરલીના નાદથી કૃષ્ણનો રાધા સાથેનો વિહાર સ્મરણપટ ઉપર ફરીથી આલેખાય છે. છેલ્લી પંક્તિમાં કૃષ્ણદર્શનની તાલાવેલી છે.

---

## (૪) અખો

" દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરુ થયો ત્યાં મણમાં ગયો."

આ પ્રમાણે ગુરુનું કે આચાર્યનું પદ ધારણ કરતાં મનુષ્યને દેહાભિમાન ઉત્તરોત્તર વધે છે, અને એવું દેહાભિમાન ધરાવનાર ગુરુના સંબંધી અખો લખે છે આ છપ્પાઓમાં અખાએ દેહાભિમાની ગુરુ અને તત્ત્વદર્શી પુરુષનો વિવેક કર્યો છે, તેમજ તે બન્ને વચ્ચે કેવો ભાવ હોય છે, તથા તેમનો આચાર કેવો હોય છે તે અખે બતાવ્યું છે. પુષ્ટિમાર્ગીય આચાર્યોના અનુભવ પછી અખો આ પ્રમાણે લખવા પ્રેરાયો છે. "ધન હરે ધોખો નવ હરે તે ગુરુ કલ્યાણ શું કરે ?" એવા ગુરુનું આમાં સૂચન થાય છે. અખાને ગુરુમાત્ર પ્રત્યે કાંઈ અભાવ નથી. તેને પણ ગુરુ હતા, પણ તે આ છપ્પાઓમાં વર્ણવેલા તત્ત્વદર્શી જ્ઞાની. એવા જ્ઞાની તો બ્રહ્મા વિષ્ણુના પણ ગુરુ થવાને ખુશી ન હોય, તો લોકોને ત્યાં હડીઓ તો કાઢેજ શેના ! એતો "સેજ સ્વભાવે" વાત કરે. આવા ગુરુને અખો પરમાત્માસ્વરૂપજ માને છે. "ગુરુ ગોવિન્દ, ગોવિન્દ ગુરુ, નામ યુગલ રૂપ એક."

છપ્પો ૬૪૩–શિષ્યો રાખવાની ઉપાધિ છે,' એટલે સ્વામીપણું એક જાતની લપ છે. તેનાથી મનમાં શિષ્યો પ્રત્યે આસક્તિ રહે છે, એટલે વૈરાગ કેવળ દેખાડવા પૂરતો હોય છે. તે ઉપરાંત આચાર્યને શિષ્યો

પાસેથી લક્ષ્મીની તેમજ માનની આશા રહે છે. આ આશા કાળે કરી દ્રઢ થતાં તેને પાશની માફક બાંધી નીચે ફેંકી દે છે. આવો મનુષ્ય નિઃસ્પૃહી જ્ઞાનીના આશયને ન સમજી શકે તે સ્વાભાવિક છે.

**આપ=આત્મા–અપ્પા–આપ)** જાતે–પોતે (સ્વવાચક સર્વનામ). **પાપ**=સ્વામીપણાને ઉપર વ્યાધિ કહી છે, અહીં એને પાપ કહ્યું છે. **લપ**=ખોડ–ઉપાધિ. આ લપ શરીરની નથી. શરીરની હોય તો બહુ ચિન્તા નહીં, પણ આ તો મનને વળગ્યું છે. એટલે આત્મઘાતી છે– આત્માની અધોગતિ કરે છે. **ભાર**=બોજો–ઉપાધિ. **પ્યાર**=સ્નેહ–આસકિત. **ત્યાગ**=વૈરાગ. "ઉપર તજે ને અંતર ભજે" નિષ્કુળાનંદ. **આશા રજ્જુને પાશ**=આશારૂપી પાતળી દોરડી જે વધતાં વધતાં જાડા પાશનું રૂપ ધારણ કરે છે. 'પાશ' શબ્દ તૃતીયા વિભકિતમાં છે–પ્રત્યયનો લોપ છે. આશારજ્જુને પાશે બંધાયલો. **આશ**=આશય. છેવટનો ય અસ્વરિત હોવાથી અસ્પષ્ટ બોલાય છે, અને પરિણામે ન લખાય. પરંતુ "જ્ઞાનીની આશ" એ ઉપરથી 'આશ' શબ્દ નારીજાતિનો સમજાય છે એટલે 'આશા' એમ બીજો અર્થ લેઇએ તો 'જ્ઞાનીની આશા' એટલે કેવળ નિરાશા–આશાનો અભાવ–નિઃસ્પૃહતા, એમ અર્થ થાય. નિઃસ્પૃહિ માણસને કામનાવાળો મનુષ્ય પારખી ન શકે.

૬૪૪–જ્ઞાની પુરુષ બ્રહ્માદિનો પણ ગુરુ થવા ન ઇચ્છે તો કામી ક્ષુદ્ર જીવોનો તો તે ગુરુ થાયજ કેમ ? તે જાતે નિઃસ્પૃહી હોવાથી તેને કોઇની પરવા નથી, અને તેમને બોલાવવા પણ જતો નથી. જો કોઈ મુમુક્ષુ આવે અને પૂછે તો નિઃસ્પૃહાથી વાત કરે, અને હું ગુરુ છું, એવો ખ્યાલ સરખો પણ તેને ન આવે.

કેનો=કોઇનો પણ. **અન્યજીવ**=બીજા જીવ–બ્રહ્માદિથી હલકા. આ ઉપરથી એમ નથી સમજવાનું કે જ્ઞાનીઓને બીજાની કશી પડી નથી, તેમને જીવો પ્રત્યે સ્વાભાવિક દયા હોય છે. **શી પડી**=પરવા નથી. આશા નથી- પોતે નિઃસ્પૃહ હોવાથી. **હડી**=દોટ. **સેજ સ્વભાવે**=

–સહજ સ્વભાવથી–પોતાના નિજ સ્વરૂપમાં વિકાર લાવ્યા સિવાય–આ–શાથી અલિપ્ત રહીને–નિઃસ્પૃહાથી.

૬૪૫–દંભી ગુરુ જાતે મૂર્ખ રહે છે, અને જ્ઞાનીની નિન્દા કરે છે. **ભૂતકાળમાં**=પૂર્વે જે રામકૃષ્ણાદિ પુરુષો થઈ ગયા તેમની તે કૃપા ઇચ્છે છે, અને તેમનાં આખ્યાન વાંચે છે. આ બધી મુડદાંની કથા છે. કથા તો મરે નહીં અને અવતરે પણ નહીં તેવાની લાભદાયક. –આમ મડદાંની કથા તેજ વેલ. એનાથી તો ઉલટો માણસ માયા–જાળમાં ગુંથાય છે.

આથી કદાચ કોઇના મનને ક્ષોભ થશે, પણ અખાનું બીજું અવતરણ જુઓઃ—

"ગુરુ મારો નવ અવતરે, અને નવ ધરે ગર્ભવાસ;
ઉપજે તે વણશે ખરો, એ તો માયાનો વિલાસ."

**બ્રહ્મવેત્તા**=બ્રહ્મને જાણનાર. **ब्रह्म**=શાશ્વત અને વિભૂ પરમાત્મ તત્ત્વ. **મયા**=માયા–સ્નેહ–કૃપા. **વેલી**=વેલાનું જાળ–ગૂંચળું.

**વ્યથા**=દુઃખ–જન્મમરણનું. **મડદાં**=મરી ગયેલા મનુષ્યો (**मृतक**) મરણાધીન જનો.

૬૪૬–આમાં ગુરુના ચરણશરણની હકીકત છે. જે પગલાંને અગ્નિ બાળી શકે છે તેને શરણે જવાથી મૃત્યુનું નિવારણ શી રીતે થાય? ખરૂં શરણ તો તેજ કે જે પોતે સુરક્ષિત હોય અને બીજાને તેવા રાખે, દાખલા તરીકે આકાશ તે પક્ષીનું ખરૂ શરણ, કારણ ત્યાં જતાં પક્ષી નિર્ભય અને સુરક્ષિત બને છે. આવી રીતે રક્ષણ આપે તે ખરાં પગલાં. માટે અખો ઉપદેશ કરે છે કે આવાં નશ્વર પગલાંને તેવા પગવાળા મર્ત્ય મનુષ્યને કે આચાર્યને છોડી પરમાત્મા જે અપાણિપાદ કહેવાય છે તેને શરણે જા. તેમ કરતાં જન્મમરણની દુગ્ધા મટશે. **પગલાં**=મર્ત્ય મનુષ્ય. (લક્ષણા વ્યાપારથી) **કાળ**=જન્મમરણ. **રાખે**=(**रक्षति**–બચાવે)

**પડતું રાખે**=પડતાં બચાવે, ન પડવા દે. **વાસ**=શાશ્વત અને નિર્ભય સ્થિતિ–મુક્તિ. **નહિ પગલાને**=પગલાં નથી જેને તેવો પરમાત્મા. એને ઉપનિષદોમાં **अपाणिपाद्**: કહ્યો છે. હાથ પગ વગરનો. **ભવ**=સંસાર –જન્મમરણ. **અજા**=**न जायते सा अजा**) માયા એ અનાદિ છે, એટલે તેનો જન્મ નથી. અહીં ઉપાધિ–પીડા. **ભવની અજા**=જન્મ-મરણની પીડા.

૬૪૭–જે ચરણ ચીતામાં બળવાનાં છે કે ભૂમિમાં દટાવાનાં છે, કે શિયાળવાં જેને ખાઈ જનાર છે તેવાં નશ્વર પગલાંને શરણે જવાથી કલ્યાણ થાય નહીં, માટે ચરણશરણ એ તો ખોટું, અને વળી પરમાત્માને ચરણજ ક્યાં છે? માટે અખો અને તેના જેવા વિચાર ધરાવનાર ચરણશરણ લેતા નથી. તેઓ તો પરમાત્માના કેવળ નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન ધરે છે, અને તેને શરણે જાય છે.

**શરણ**=આ શબ્દ અખે નારીજાતિમાં લીધો છે. **ખોટી કરી**=મિથ્યા માન્યું. **વણ ચરણોનો હરિ**=પરમાત્મા અપાણિપાદ છે. તે ઉપર જણાવ્યું છે. **કરડે કાટ**=કાપી કરડીને ખાઈ જાય છે. **દાટય**='દટાય' કે આજ્ઞાર્થ બી. પુ. એકવચન 'દાટ'. **જળે**=(૧) બળે, (૨) પાણીમાં.

૬૪૮–હવે દેહાભિમાની ગુરુના સંબંધી કહે છે. ગુરુ પોતે ગુરુપણું સ્વીકારે છે તેથીજ ગધેડાની માફક ઘેર (સંસારમાં) બંધાઈ રહે છે. જો ગુરુ થયો ન હોત તો મિથ્યાભિમાન ન વધત, અને સંસારબંધન પણ પાતળું રહત. એટલે ગુરુનો બંધ પોતે વહોરી લીધો છે. **વાતનું મૂળ**=મૂળ કારણ. મૂળ કારણ તપાસતાં પેટ ચોળીને જાતે શૂળ (પીડા) ઉભી કરેલી જણાય છે. તેનું ઉદાહરણ ગધેડાનું આપે છે. ગધેડો પોતે કાંદા ચરવા રહ્યો હોત તો બહુ વાંધો ન હતો, પણ ઘોડાને પોતાની સાથે કાંદા ચરવા જવા સમજાવ્યો એટલે કુંભારે તેને ઘેરજ બાંધી રાખ્યો. આ રીતે ગુરુ બીજાને ઉપદેશ આપે તેથી પોતાને બંધન સજડ થય છે. **ગળિયો થયો**=આગળ ચાલવું ન ગમ્યું. **કાંદા**=લીલું.

ઘાસ. (જમીન ઉપર સ્હેજ દેખાતું) **તેજી**=ઘોડો. **પેર**=તે કાંદા ચરવા જવાની ખબર. **જુતો**=( **युत** ) બાંધ્યો (દામણથી).

૬૪૯—સાચા ગુરુનો આચાર કેવો હોય, તે જણાવે છે. ખરી કથા તો શુકદેવે કરી કે શ્રોતા પરીક્ષિત્‌ને હરિ મેળવી આપ્યા, અને પોતે બદલામાં કશું ન લેતાં કથાના રહસ્યમાં રહેલી નિઃસ્પૃહતાનો સ્વીકાર કરી નાગા થઈ જંગલમાં પશુવૃત્તિથી રહેવા લાગ્યા. સાચો ગુરુ તેજ કે જે પોતે જ્ઞાની હોય, પોતાના જ્ઞાનને પોતાના જીવનમાં મૂર્તિમન્ત કર્યું હોય, અને કેવળ નિઃસ્પૃહી હોય અને સંસારમાં રહેવા છતાં ઉદાસીન વર્તે.

**શુકદેવ**=ભાગવતની કથા કહેનાર. વ્યાસના જ્ઞાની પુત્ર. **પરીક્ષિત્**=જનમેજયના પિતા અને અભિમન્યુના પુત્ર. ભાગવત સપ્તાહ કરી સ્વર્ગે જનાર-તક્ષક નાગનો દંશ પામેલા ચંદ્રવંશી રાજા. **શીખ**=બદલો-સમજણ-સાચી સમજ-વિદાય. **વ્યથા**=ઉપાધિ. **શીખ થઈ ત્યારે આપ્યું શું ?**=પરીક્ષિત્‌ને શુકદેવજીના ઉપદેશથી ખરૂં જ્ઞાન થયું ત્યારે શુકદેવને શું આપ્યું ? કશુંય નહીં, માત્ર નગ્નાવસ્થા. પરીક્ષિત તો ઘણું આપત, પણ શુકદેવને જોઇતું હોય ત્યારે ને ! **નિસ્પૃહી**=એ તો ઉલટું વસ્ત્ર હતું તે પણ ફેંકી દીધું.

૬૫૦—**રઘુ**='રાઘવના' અર્થમાં વપરાયો લાગે છે. **જદુરાજ**=યાદવોના રાજા-કૃષ્ણ. **દત્ત**=દત્તાત્રય. **ભરત**=જડભરત. **ઓઠું**=બહાનું-આશરો-નામ. (**उपस्थ**) રામ, કૃષ્ણ, દત્તાત્રય, અને જડભરત, વગેરે એ આમ કર્યું હતું તો આપણે કેમ ન કરી શકીયે ? પણ આપણી વૃત્તિ અને તેમની વૃત્તિમાં કેટલું મળતાપણું છે તેનો વિચાર કરી, તેવી વૃત્તિ ધારણ કર્યા સિવાય તેમનું નામ લેવું કેવળ નિરર્થક છે. તેઓ આકાશવૃત્તિ રાખતાઃ જે આવી મળતું તે ખાતા, અને યોગક્ષેમને વાસ્તે પ્રયાસ કર્યા સિવાય અજગરની માફક પડ્યા રહેતા. લોકોને ઉપદેશ આપવા ઘેર ઘેર ભટકતા ન હતા. તેવા આપણા સરખા શી રીતે કહેવાય ?

**અજગરવરતી**=અજગર વૃત્તિ—અજગર મુખ વિકાસી પડયો રહે છે. અને વાયુ ભક્ષણુ કરે છે. તે પણુ તેના મુખમાં પ્રવેશ પામે તેટલો. આ પ્રમાણે અનાયાસે આવી મળતી વસ્તુનોજ ભોગ કરનારા 'અજગરવૃત્તિ' કે 'આકાશવૃત્તિ' કહેવાય છે.

૬૫૧—મનુષ્યને જન્મથી દેહાભિમાન થોડા ઘણા પ્રમાણુમાં હોય છે. વિદ્વાન્ થાય છે એટલે તે વધે છે. અને પછી જ્યારે વિદ્વાનોની સાથે વાદવિવાદ કરે છે ત્યારે વિશેષ વધે છે, અને જ્યારે તે ગુરુપદ સ્વીકારે-છે ત્યારે તે અભિમાન પરાકાષ્ઠાએ પહોંચે છે. આ રીતે તે ઓછા ભારવાળો હતો તે આગળ જતાં વધારે ભારવાળો થયો. પરિણામે સંસાર–સાગરમાં ડુબ્યો. તુમડું પોલું છે માટે તરે છે, જો તેમાં ભાર ભરવામાં આવે તો બુડે. દેહાભિમાન એજ મોટું વજન છે. તેને ફેંકી દે અને પોલો થાય તોજ તરે, નહિં તો શરૂઆતમાં જે કાંઈ આત્મજ્ઞાન હતું તે પણ મૂડી ગુમાવી બેશીશ. **દેહાભિમાન**=પોતાના દેહને વિષે મમતા. અનાત્મા ઉપરની ખોટી આસ્થા. **તોલુ**=૧૦ શેર. **મૂળગું**=(**मूलगतः**) પ્રથમનું. **આત્મજ્ઞાન**= 'દેહાભિમાન'થી ઉલટો. સત્યવસ્તુ કેવળ આત્મતત્ત્વ છે, એ સિવાય સર્વ નશ્વર છે એ વિચાર. **હલકો**=થોડા દેહાભિમાનવાળો. **ભારે**=બહુ દેહાભિમાનવાળો.

૬૫૨—ત્રણે કાલમાં જે વસ્તુ અસંભવિત અને મિથ્યા છે તે વસ્તુના ઉપદેશથી કોઇપણ જાતનો ફાયદો સાંભળનારને થતો નથી. **સસાસિંગ**=સસલાનું શિંગડું. સસલાને શૃંગ હોયજ નહીં. (અસંભવિત) **મૃગતૃષ્ણા**=ઝાંઝવાંનું જળ (અસંભવિત) **વંઝયાસુત**=વંધ્યાસુત. વાંઝણીને છોકરો હોય જ નહીં, હોય તો તે સ્ત્રી પછી વાંઝણી ન કહેવાય. **ખપુષ્પ**=આકાશનું પુષ્પ—આધાર સિવાય પુષ્પ ઉગેજ નહીં. (અસંભવિત) **વસાણાં**=તેજાના–કરિયાણાં. શેખશલ્લીના વિચારો પણ અસંભવિત અને નિરાધાર. **હમણાં આગળ એવા હતા**=વર્તમાન, ભૂત અને ભવિષ્ય ત્રણે કાળમાં મિથ્યા. **आदौ अंते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा॥**

૬૫૩—**કૂડેકૂડ=(कूट)** કપટનું કપટ=માત્ર કપટ. **ઘૂડ=( घूकः )** ઘુવડ. **ચાંચજ ધરે**=વારે, મના કરે. વિરોધ ઊભો કરે. **જાણુ=( ज्ञान -जाण )** જ્ઞાન—સમજ. **મોટા**=કહેવાતા મોટા. **પાણુ**=પાષાણુ—પત્થર. ઘુવડના જેવા જ્ઞાનરૂપ પ્રકાશનો અનાદર કરનાર અને કેવળ કપટ વચનો સાંભળી રાચનાર મનુષ્ય આગળ કોઈ સત્યજ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ ધરવા જાય તો તેને પોતાના મિથ્યા લવારાથી રોકે છે, અને અમારા કરતાં તું વધારે ડાહ્યો ક્યાંથી આવ્યો, એમ કહી તેનો અનાદર કરે છે, અને પોતે પકડેલા મિથ્યાજ્ઞાનમાં મઝા કરે છે.

૬૫૪—પારધી જેમ લીલા વૃક્ષ તળે રહીને પક્ષીને પકડે છે (પક્ષીને પકડવા સારૂ જ તે લીલા વૃક્ષ નીચે ઊભો રહે છે, કારણુ ત્યાં પક્ષી છાયા, ફળ, વગેરેથી આકર્ષાઈ આવે છે) તેમ ઈશ્વરના બહાના વડે મિથ્યા ગુરુઓ લક્ષ્મી એકઠી કરે છે, અને પોતાની વિષયવાસના તૃપ્ત કરે છે. આવા જ્યાં કુંભાર જેવા ગુરુ હોય, અને ગધેડા જેવા તેના શિષ્યો હોય ત્યાં કોણુ કોનું કલ્યાણુ કરે? **ઓઠે**=આશરે—નીચે. **(उपस्थ) પારધી=(पापर्द्धि)** "અત્યંત પાપ"—પછી "અત્યંત પાપ કરનાર" એમ અર્થ આવ્યો છે. **ધૂતા**=ધૂત્યા—છેતર્યા. **ઉપાય કરે**= મેળવવા પ્રવાસ કરે. **કનક**=સુવર્ણ—લક્ષ્મી. **કામિની**=કમનીય સ્ત્રી—સુંદરી (વિષય તૃપ્તિ) **પાર મૂકે**=મોક્ષ પમાડે. કલ્યાણુ સાધે. **ગર્દભ**=ગધેડો.

---

## (૫) પ્રેમાનંદ—નળાખ્યાન

૧. **ગર્વઘેલડી**=રૂપના ગર્વથી ઘેલી બનેલી. તૃતીયા તત્પુ. **અલ-બેલડી=(अद्वितीयका)** અનુપમ—અપ્રતિમ—જેની (રૂપમાં) જોડ મળી શકે તેમ નથી તેવી. બેલુ—શબ્દ 'બે'ના અર્થમાં વપરાય છે. તેમ તેને પુત્રની "બેલ" આપી. અહીં પણુ 'જોડ' એમ અર્થ છે. તે ઉપરથી 'અલબેલો', 'અબેલો' શબ્દ થયા છે. જુઓ:—"અનુપમ એ **અલબેલો** રસિયો, જીવનમૂળી દયારામની." તેમજ, "સખીરે એની **અબેલી**

આંખ અણિયાલી." **કદળીસ્થંભ**=કેળનાં થડ. **જુગલ**=(**युगल**) બે. આજુબાજુ ઊભેલી કેળના સ્થંભ જેવી સખીઓને અવલંબન કરીને દમયન્તીરૂપી સુવર્ણની લતા રહી છે. અહીં કવિએ દમયન્તીનું સૌન્દર્ય અને નાજુકતા બન્ને વર્ણવ્યાં છે.

૨. **વેલ**=(**वल्ली**) આ લીટીમાં ઉપરનું રૂપક પૂર્ણ થાય છે. **હેમ**=(**हेमन्**) સોનું. **અવેવ**=(**अवयव**) અંગ પ્રત્યંગ. **य** નો **इ** થઈ **ए** થયો છે. 'ઉભય'ને બદલે આગળ 'ઉભે' પણ વાપર્યું છે, તેમજ 'મેગળ'માં પણ '**ए**' તેવીજ રીતે થયો છે. **ફૂલે ફૂલી**=અવયવોને ફૂલ ફળ્યાં છે. તેનાં સઘળાં અવયવો સંપૂર્ણ વિકાસ પામ્યાં છે. આથી તેનું યૌવન સૂચિત થાય છે. **ચક્તિ**=ચમકેલું. એનું ચિત્ત ઠેકાણે ન રહ્યું, મુગ્ધ બન્યો, પરિણામે દૂત તરીકે તેને કરવાનું કામ તે વીસરી ગયો. **દૂતત્વ**=દૂતપણું–તેનું કાર્ય.

૩. **સામસામા**="ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્યજામની;" આ પ્રમાણે પ્રેમાનંદે હંસ અને દમયન્તીનો પ્રથમ મેળાપ પૂર્ણિમાની રાત્રે કરાવ્યો હોવાથી આકાશમાં તો ચંદ્ર પ્રકાશીજ રહ્યો હતો, તેમ નીચે દમયન્તીનું મુખચંદ્ર શોભી રહ્યું હતું. આ બે સામસામા સોમઃ એક હતો આકાશમાં અને બીજો હતો ભૂમિ ઉપર. **વ્યોમ**=(**व्योमन्**) આકાશ. **ભોમ**=**भूमि**–પૃથ્વી. **સોમ**=ચંદ્ર. પૂર્ણિમાની રાત્રિ હોવાથી તારાઓ આછા પાતળા દેખાતા હતાઃ ઘણા જતા રહ્યા હતા. શાથી ? "ઇન્દુમાં બિન્દુ બિરાજેઃ" ચંદ્રમાં કલંક હતું તેથી. મૂળતો અભાવ હતો, પણ નીચે બીજો ચંદ્ર જોયો એટલે નીચે ઊતર્યા. ઉતરીને ક્યાં રહ્યા ? દમયન્તીની બે સાહેલડીઓના મુખ ઉપર. નીચેના ચંદ્રમાં કલંક નહતું માટે "જાણે ઉડગણ ભોમ" તારાઓ જાણે ભૂમિ ઉપર ઉતર્યા હતા વચમાં દમયન્તીનું મુખ તે ચંદ્ર, અને આજુબાજુ બે સખીઓનાં મુખ તે ઉડુગણ. **ઉડગણ**=(**उडुगण**) તારાઓનો સમૂહ. **બિરાજવું**=(**विराजते**–શોભે છે) શોભવું એમ અર્થ થાય છે. પણ "આપ ક્યારના

બિરાજ્યા છો ?" એમ 'આવવું', 'રહેવું'ના અર્થમાં ગૂજરાતી ભાષામાં પાછળથી વપરાવા લાગ્યું. જુઓ તૂક. ૨૩મીનું ટિપ્પણ.

૪. **ઉભે**=( **उभय** ) બન્ને. એ. **અમિનિધિ**=અમૃતનો ભંડાર–ચંદ્રને 'સુધાકર' કહે છે. સુધાનો તે આકર–નિધિ છે. તેની શીતળતા સુધાના જેટલી ચેતનપ્રદ છે. માટે તેને "ઓષધિનાથ" કહ્યો છે.

**કળા**=ચંદ્રની દરરોજની વૃદ્ધિ. આજે પૂર્ણિમા હોવાથી ચંદ્ર સઘળી કળાથી પ્રકાશતો હતો. વૈદર્ભીનું મુખચંદ્ર પણ નળનું વર્ણન સાંભળી આનંદથી પ્રકાશતું હતું. આ બન્ને ચંદ્રોમાંથી જે તેજનાં કિરણ નીકળ્યાં તેનો જાણે (વણાઈને–એકઠાં થઈ ને) મોટો જાડો થાંભલો ન થયો હોય, અને આકાશ તે વડે અધર ન રહ્યું હોય, એમ કવિની કલ્પના છે. શું, શકે, વગેરે ( ઉત્પ્રેક્ષાવાચક ) સંભાવનાવાચક ક્રિયા વિશેષણ અવ્યયો છે.

૫. **કામની**=( **कामिनी** ) સ્ત્રી. અહીં દમયન્તી. દમયન્તીના શરીરનો પરિમલ (સુગંધ) મગમગતો હતો, (કારણ ઉપર 'અનેક ફૂલે ફૂલી' એમ કહ્યું છે) અનેક પ્રકારે પ્રકાશતી હોવાથી જાણે તેના ચોટલા-રૂપી નાગ તેના ચંદન જેવા વૃક્ષ ઉપર ચડયો ન હોય તેમ દેખાતું હતું. **પરિમલ**=(**परिमल**) સુગંધ–પીમળ. **બહેકવું**=મહમહવું–ફોરવું. **કલા**-(**कला**)=શરીરની કાન્તિ. **લક્ષ**=લાખ પ્રકારે–અનેક રીતે. આ શબ્દ અહીં ક્રિ. વિ. તરીકે વપરાયો છે. **ધરાધર**=ધરા–પૃથ્વી, તેને ધારણ કરનાર શેષનાગ–અહીં સામાન્ય સર્પ. (ઉપપદ તત્પુ.) **શકે**=(**शकनोति सक्** ઉપરથી ) **શક્ય છે** કે–રખે–જાણે. સંભાવનાવાચક ક્રિ. વિ. અવ્યય. તેની પીઠપર લબડતી વેણીમાં સાપની ઉત્પ્રેક્ષા છે. દમયન્તીના શરીરને પૂર્વે ' કનકવેલડી ' કહી છે. અહીં નાગનો સંબંધ બેસાડવા 'ચંદન વૃક્ષ' કલ્પ્યું છે.

૬. **કુરંગ**=હરિણ. **મીન**=માછલું. **ચપળતા**=ચંચળતા–લૌલ્ય. **ખંજન**=એક જાતનું બુલબુલના જેવું નાનું પક્ષી છે. તેની લાંબી

પૂંછડીની ચપળતા પ્રખ્યાત છે. **જાળે**=જાળમાં–શિકારીની–અથવા કેવળ બંધનમાં. **નેત્રઅણિઅગ્રે**=અહીં 'અગ્ર' શબ્દ નકામો છે, કારણ તેનો અર્થ 'અણિ'માં આવી જાય છે. અથવા શબ્દની પુનરુક્તિ કરી આંખની લંબાઈ અને તેની તીક્ષ્ણતામાં વધારો કર્યો છે. તેની આંખની અણી એટલી બધી લાંબી હતી કે જાણે સોય થઇને કાનને વીંધતી ન હોય.

દમયન્તીનાં લોચન હરિણની આંખ અને મીન (માછલાં) જેવાં ચંચળ હતાં, તેથી જાણે જાળમાં ખંજન પક્ષી ન પુરાયાં હોય તેમ ભાસતું. તેની આંખ એટલી લાંબી અને તીક્ષ્ણ હતી કે તે સોયનું કામ સારતી હતી; એટલે કાનને વીંધતી હતી–કાન સુધી તેની આંખ લાંબી હતી.

૭. **ખેત્ર**=( **क्षेत्र** ) જગ્યા–સ્થળ **મોહ**=કામદેવ, મોહનશક્તિ–મોહ પમાડવાની શક્તિ. **ડોડાળાં**=(**द्विदल**) બે દલવાળાં–બે પત્રવાળાં–બે પાંદડી ( Petal ) વાળાં–બે પોપચાં તેજ દળ. **અંબુજ**=કમળ. બે પાંખડીનાં કમળ. **ભ્રુવ**=( ભ્રૂ ) ભવાં. **શરાસન** (**शराः अस्यन्ते अनेन**) ધનુષ્. **દૃષ્ટિ**=નજર. **શર**=બાણ. **હાવ**=હસ્તક્ષેપ–હાથનું આમ તેમ ફેરવવું અગર અંગવિક્ષેપ. **ભાવ**=હૃદયનો ભાવ જેથી જણાય તેવી ચેષ્ટા આ હાવભાવ તે દમયન્તીના બે ભુજ છે. બે પાંખડીનાં કમળ જેવાં દમયન્તીનાં નેત્ર જાણે મોહનશક્તિનું નિવાસસ્થાન ન હોય, તેમ લાગતું. વળી તે મોહનશક્તિને મદદભૂત થનારાં કામદેવનાં **ધનુષ્ બાણની** ગરજ તેનાં ભવાં અને દૃષ્ટિ સારતાં હતાં, તેમજ હાવભાવનું કામ તેના હાથ કરતા હતા. ભવાં વક્ર હોવાથી તેમાં ધનુષ્ની, અને નજર તીક્ષ્ણ હોવાથી તેમાં શરની, અને હાથ વિક્ષેપમાં હાવભાવની કલ્પના કરેલી છે.

૮. **ગળસ્થળ**=( **गल्लस्थळ** ) ગાલપ્રદેશ–ગાલ. **ફળ શા**= (**फलकीवृक्ष**) ફળ જેવા. **અંકોટી**=સ્ત્રીનું કર્ણભૂષણ. **પ્રવાળી**=પરવાળું.

**કનકરેખા**=સુવર્ણની રેષા. **કસોટી**=સુવર્ણનો કષ કાઢવાનો ન્હાનો કાળો લીસો પત્થર.

તેના ગાલ નારંગીના જેવા (લાલ ?), બે કાનમાં પહેરેલી અકોટી સૂર્યચંદ્ર જેવી ઝળહળિત, અધર પરવાળા જેવા લાલ, દાંત સુવર્ણની રેખા જેવા, અને જીભ કસોટીના જેવી દળદાર અને લીસી હતી. (કસોટીના રંગ તરફ દૃષ્ટિ કરવાની નથી) જાણે–સંભાવનાવાચક ક્રિ. વિ. અવ્યય.

૯. **કીરઆનન**=પોપટનું મુખ–પોપટનું નાક. દમયન્તીનું નાક પોપટના જેવું 'રાતુ નમણું' હતું **શ્રીખંડ**=ચંદન, પણ અહીં તે શબ્દ **शिखण्डी**ને બદલે અપભ્રષ્ટ થઇ વપરાયો છે. **શિખણ્ડી**=મોર-- દમયન્તીની વાળીનો મોર અથવા મીનાકારીયુકત વાળી. **અણછતી**= (નઞ્ તત્પુ.) નહીં હોતી–ગુપ્ત. **વનલતા**=સ્વાભાવિક સૌન્દર્યવાળુ દમયન્તીનું શરીર.

દમયન્તીના નમણા રાતા નાક ઉપર તેની વાળીમાંનો મોર જોઇને તથા લતાકુંજમાં ગુપ્તરીતે બોલતી કોયલને સાંભળીને મને પણ ત્યાં બેસવાનું મન થયું. **કોયલ**=દમયન્તીનો કોયલના જેવો મધુર સ્વર. સ્વર તો સંભળાયજ, દેખાય નહીં માટે "અણછતી કોયલ."

૧૦–૧૨. **અધરરસ**=અધરસુધા–અધર એટલે નીચેનો હોઠ. સુધાને કવિઓ શ્વેત કલ્પે છે. તે અધર–સુધાનું એક બિન્દુ હંસની દૃષ્ટિએ પડતાં તેને મોતી ધારી હંસને તે લેવાનું મન થાય છે. 'બિન્દુ'નો અર્થ "વાળીનું મોતી" લેતાં મોતીને હંસ મોતી ધારે, એમાં ચમત્કાર નથી. **ઉદર**=પેટ. પેટને કવિ સરોવર કલ્પે છે. **અંબુજ**=અંબુમાં (પાણીમાં) જે જન્મે તે–કમળ (ઉપપદ તત્પુ૦) **આભરણ**=(**आवर्तनं–आवर्त**–વમળ–આવરણ–આભરણ) અહીં ગોળ નાભિ. નાભિને કમળનું રૂપક આપ્યું છે. (આભરણનો સામાન્ય અર્થ 'અલંકાર') જેમ સરોવરમાં

કમળ હોય છે તેમ દમયંતીના ઉદરરૂપી સરોવરમાં વચ્ચે (વળદાર) નાભિરૂપી કમળ હતું. તે કમળ હંસને એટલું સુંદર લાગ્યું કે તેને તેમાં જઇને વસવાનું મન થાય છે. હંસ નાભિકમળમાં જઇને રહે તો શું થાય? નાભિની પાસે કેડ ઉપર દમયન્તીએ મેખલા (કંદોરો) પહેર્યો છે. આ મેખલા દમયન્તી જ્યારે ચાલે છે ત્યારે હંસના જેવો કલરવ કરે છે. (**કલરવ**=મધુર અને અવ્યક્ત સ્વર.) માટે હંસ કહે છે કે "ગમન સાથ અમારો" ચાલતી વખતે અમારે સંધાત થશે. બંન્નેના કલરવને લીધેજ ચાલતી વખતનો સંધાત મેખલામાં રહેલા કલરવને લીધે તે પણ બીજો હંસજ છે એમ કહેવાનો ભાવ છે. ઉદરને સરોવર કલ્પ્યું માટે સરોવરને આવશ્યક અંગોનું કવિ હવે વર્ણન કરે છે. **રોમાવલિ**=રોમની આવલિ (હાર) શરીર ઉપરનાં રૂંવાડાં તેમાં વનસ્પતિની કલ્પના કરી છે, કારણ સરોવરને કાંઠે પણ વૃક્ષો હોય છે. **કુચ**—સ્તન. **ટોડા**=ઓવારાને મોખરે રહેલી ઉંચી ભીંતો. દમયન્તીના ઉન્નત સ્તનમાં સરોવરના ટોડાની કલ્પના કરી છે. ટોડા મૂકી નીચે જતાં ઓવારો આવે. તે ઓવારો દમયન્તીનું ઉર (છાતી) **મંડળ**= =પ્રદેશ. **ઉરમંડળ**=છાતીનો ભાગ-વૃક્ષઃસ્થળ. **ઉપારો**=(**अवतारकः**). જળાશયમાં નીચે ઉતરવાનું સ્થળ. **શું**=સંભાવનાવાચક ક્રિયાવિશેષણ અવ્યય. અલંકાર ઉત્પ્રેક્ષા. **રંગ**=આનંદ (આનંદસાગર) તેનું શરીર આનંદસાગર જેવું છે. જેનાં આનંદ ઉપજે છે. સાગરમાં તરંગો (મોજાં) હોય છે, એટલે અહીં મોજાં ક્યાં? દમયન્તીનું ખીલતું યૌવન તેજ તરંગ. આવા તરંગવાળા સમુદ્રને જોતાં આશ્ચર્ય અને આનંદ થાય છે, તેમ દમયન્તીના યૌવનયુક્ત શરીરને જોતાં તૃપ્તિ થતીજ નથી. સમુદ્રને જોતાં તૃપ્તિ થાય, પણ આ શરીરસમુદ્રને જોતાં તૃપ્તિ થતી નથી. **રૂપસુધા**=સૌન્દર્યરૂપી અમૃત-લાવણ્યસુધા. સામાન્ય સુધાને તો પીએ ત્યારેજ ક્ષુધા તૃષા પીડે નહીં, પણ દમયન્તીની લાવણ્યસુધાને તો જોવાથીજ જોનારને ક્ષુધા અને તૃષા પીડે નહીં. એનું લાવણ્ય સુધા કરતાંય સારૂં છે. ચોખ્ખા શબ્દોમાં કહેતાં દમયન્તીનું સૌન્દર્ય એવું

સરસ છે કે તેને જોતાં જોનાર ભૂખ અને તરસને વીસરી જઈ જોયાંજ કરે. **રૂપસુધા**=કર્મધારય સમાસ. **રહિયે**=જો રહિયે તો–વાક્ય સાંકેતિક છે.

૧૩. 'કુચભૂપણ' પાઠ બંધ બેસતો નથી. "કચભૂષણ" એમ પાઠ હોય તો અર્થ બેસે તેમ છે. કુચ (સ્તન) ઉપર કોઈ ભૂષણ હોતું નથી. **કચભૂષણ**=કચ (માથાના કેશ–વેણી) વેણીને છેડે ગોફણો સ્ત્રીઓ ગૂંથે રાખતી હતી. વેણી લાંબી હોવાથી પીઠ ઉપર તે ગોફણો કેડ સુધી પહોંચતો હતો. હરતાં ફરતાં ગોફણો કટિ સાથે અથડાતો. આ ગોફણાથી થતા અવાજમાં સિંહની ગર્જનાની કલ્પના છે. ત્યાં સિંહ ક્યાંથી આવ્યો? સિંહની કેડ બહુ પાતળી હોય છે. દમયન્તીની કટિ પણ તેવીજ પાતળી હોવાથી કેડમાં સિંહ છે એમ કલ્પી ગોફણાનો પ્રહાર થતાં કવિ તે સિંહને ગર્જના કરાવે છે. **પંચાનન**=( **पंच** વિકાસેલું+**આનન**=મુખ ) જેનું મુખ બહુ વિકાસેલું હોય છે, તે સિંહ ( બહુવ્રીહિ ) **'પ્રહાર'**=આ પ્રહાર પંચાનનનો નથી, પણ ગોફણરૂપી મેગળનો છે. **મેગળ**=(**मद्‌कल–मयगल**–મયગળ–મેગળ) હાથી. જાણે સિંહની પાછળ હાથી પડયો ન હોય તેમ કેડ ઉપર ગોફણો ટીચાતાં અવાજ થાય છે. **કદળીપત્ર**=કેળનું પાન–સુંવાળું અને લાંબુ હોય છે. અહીં દમયન્તીની તેવી પીઠ–વાંસો. જુઓ "ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખલાશું પડે વઢી." અહીં પણ કટિમેખલાને અને ગોફણાને વઢવાડ છે. સિંહ હાથીને હરાવે કે હાથી સિંહને હરાવે તેનો ઉંડો વિવેક કરવાની જરૂર નથી. તેમ ગોફણાને મૂકી દમયન્તીની ગતિમાં હાથી છે, એની સાથે લડે છે, તેમ પણ કલ્પના પ્રસન્ન નથી.

૧૪. **કેળશાખા**=કેળને શાખા ( ડાળ ) હોતી નથી. પણ દમયન્તીના શરીરને કેળ જેવું કલ્પ્યું છે, માટે સામાન્ય કેળને ભલે શાખા ન હોય, પણ આ દમયન્તીરૂપી કેળને તો ભુજરૂપી બે શાખાઓ છે. આ ભુજને છેડે બે હસ્ત છે. તે હસ્તને કમળ કહ્યાં છે. **જલજ**= જલમાં જન્મે તે. ઉપપદ તત્પુ૦ કમળ. દમયન્તીના બાહુરૂપી કેળશા-

બાએ બે હસ્તરૂપી કમળ ઊગ્યાં છે. પછીના ચરણમાં માત્ર બાહુજ ઉદ્દિષ્ટ છે, કારણ હાથીને કમળ જોઈ ખેદ પામવાને કારણ નથી. તેને કારણ માત્ર બાહુ છે. હાથીની સૂંઢ લાંબી, ગમે તેમ વળે તેવી, અને ભરાવદાર હોય છે. દમયન્તીના બાહુ તેવી સૂંઢ કરતાં પણ ચડી જાય તેવા હોવાથી હાથીને અદેખાઇ થાયજ. ખેદ=શોક–પીડા–અદેખાઈ. હસ્તને બે કમળ કલ્પ્યાં છે તે છ કમળોની સંખ્યા પૂરી કરવા માટેજ. આ બે કમળ સિવાય ઊંચે આંખરૂપી "યુગ્મ અંબુજ" બે કમળ પણ છે. આ બે નયનકમળનું સૌન્દર્ય અને સૌરભ ભોગવવા ચાર ભ્રમરો એકઠા થઈ ગુંજારવ કરે છે. વેદ=ચાર, કારણ વેદની સંખ્યા ચારની છે. **મધુકર**=મધને કરનાર-ભ્રમર (ઉપપદ તત્પુ૦) આ ચાર ભ્રમર કયા? બે ભવાં અને બે પાંપણો. એક નયન કમળ ઉપર આમ બે ભ્રમર બેઠા છે. બે ભ્રમરને એકઠા કરી કવિએ દમયન્તીનાં નયનનું સૌન્દર્ય અને સૌરભ વધાર્યું છે, (બે હસ્તકમળ અને બે નયનકમળ મળી ચાર કમળનું વર્ણન થયું. હવે બીજાં બે કમળ વર્ણવી કવિ છ કમળની સંખ્યા પૂરી કરે છે.)

૧૫. **સ્કંધ**–ખભો–થડ. **પદના સ્કંધ**=પગનો જાડો ભાગ–સાથળ –જંઘા. દમયન્તીની જંઘા કેળના થડ જેવી જાડી અને સુંવાળી હતી. હવે 'પદ' શબ્દનો અર્થ (Foot) કરી તેમાં કમળની કલ્પના કરી– 'ચરણકમળ' મનમાં કલ્પી કવિએ છ કમળની સંખ્યા પૂરી કરી. "ખટ તોયજ તોય પાખે" **ખટ**=(**षट्**=છ) **તોય**=પાણી. **તોયજ**=પાણીમાં જન્મે તે–કમળ–ઉપપદ. તત્પુ૦. **પાખે**=(**पार्श्वे** યા **पक्षे**) સિવાય. કમળ તો પાણીમાં ઉગે, પણ આ કમળો તો પાણી સિવાય કદળીવૃક્ષ ઉપર ઊગ્યાં છે. આમ અસંભવિતતા બનાવી ચમત્કાર આણ્યો છે. **અભિલાખે** =( **अभिलाषः** ) ઉત્કટ ઇચ્છા. આવું દમયંતીનું લાવણ્ય જોઇને હંસ પોતાનું ભાન ભૂલી ગયો. પક્ષી પણ દમયન્તીના સૌન્દર્યથી મુગ્ધ બન્યો, એ ચમત્કાર.

---

## (૬) રત્નેશ્વર

**નિશદિન**=રાત દિવસ. **અભયપદ** = મોક્ષપ્રાપ્તિ. **વિધાતા**= **વિધાતૃ**=કરનાર, આપનાર. શામ ધામ-શ્યામ (કૃષ્ણ)નું ધામ (તેજ). પરમાત્માનું જ્ઞાન એજ મોક્ષપદ આપનાર છે. **યદુપતિ**=યાદવોનો પતિ-કૃષ્ણ. **કામદામ**=કામનારૂપી દામણુ. મનુષ્ય અનેક પ્રકારની કામનાઓ રૂપી દોરથી બંધાયલો છે. તે દામણુને કાપી મનુષ્યને મુક્ત કરનાર કૃષ્ણની ભક્તિ છે. **પ્રભુ પદરતિ**=પરમેશ્વરના ચરણકમળ ઉપરનો પ્રેમ. તેને છોડીને વ્યર્થ મનોરથ પાર પાડવા અનેક પ્રયાસ શા માટે કરે છે? **નિજ કરમ**=પ્રારબ્ધમાં લખેલું હોય છે તેટલુંજ મનુષ્યને મળે છે. સાવ સોનાના પર્વતની ગુફામાં માણસ રહે તો પણ તેમાંથી તેના નશીબમાં હોય તેટલુંજ તેને મળે, વધારે પ્રયાસ કરવા છતાં પણ વિશેષ ન મળે. પશુ પક્ષી જંગલમાં સુખેથી જીવી શકે છે તેવી રીતે મનુષ્યે પણ અનાયાસે આવી મળે તેટલાથી સંતોષ માનવો, એમ રત્નેશ્વર કહે છે. 'કોણુ' અને 'કેવો' બન્ને શબ્દ 'લાભ'નાં વિશેષણ છે. **અશન**= ખોરાક. **વસન**=કપડાં. આયુષ્યમાં અન્ન વસ્ત્રનો લાભ આપણે પણ અનાયાસે આવી મળે તેટલા પ્રમાણમાં ભોગવવો. **અજગર**=વાયુ ભક્ષી રહેનાર પ્રાણી, **ઇશ**=પરમેશ્વર પર. **સાથે**=માટે. તેને ઉદરભરણનો આયાસ હોય છે, અન્ય વસ્તુનો પરિગ્રહ કરતો નથી. તેની પેઠે મનુષ્ય પણ અન્ય સંકલ્પો છોડી મનને કબજે રાખતાં શીખે. કૃષ્ણનું સ્મરણ એજ ઉત્તમ રસ છે. **નિગમ**=વેદ. **નિખિલ**=સઘળા. **તોલે**=બરોબર. **સહકૃતિ ફલ ભોગે**='સ્વકૃતિ' પાઠ હોય તેમ લાગે છે. પોતપોતાની કૃતિ પ્રમાણે સૌ ફળ ભોગવે છે. **આંકનાં**=લખેલો આંક=આંકડા (મહાન્ પ્રયાસ કરવા છતાં લખ્યો લેખ મટનાર નથી.) **મદન મદથી**= કામવાસનાના તોરથી. **માતો**=મત્ત બનેલો-છકેલો. **અંગના**=સ્ત્રીમાં. **રંગ**=આનંદ સ્ત્રીમાં મુગ્ધ બને છે. જન્મ લેવો તેજ ધૂળ ખાવી છે. **સુરનદી**=ગંગા. **સીધે**=પ્રાપ્ત થાય. મળે. **સુકૃત**=સુકૃતિના પરિણામરૂપ પુણ્ય. હરિનું નામ લીધાથી વિના પ્રયાસે કર્મબંધથી મનુષ્ય છૂટે છે.

રત્નેશ્વર આ વૈરાગ્યભાવનાના કાવ્યમાં પરમેશ્વર ઉપર પ્રેમ રાખી તેની ભક્તિ કરવાનું કહે છે. દુનિયામાં રહ્યો છતો મનુષ્ય અનાયાસે મળી આવતી વસ્તુઓનો ઉપભોગ કરે, અને તેને માટે હાયવરાળ ન કરે, અને પોતાના કર્મ પ્રમાણે વધારે નહીં તેમ ઓછું નહીં સૌને મળે છે, એમ સમજી સંતોષ રાખી જીવન ગાળે તથા કામવાસનાથી મુક્ત રહી કઠિણ વ્રત ન કરવા જતાં કેવળ હરિસ્મરણ કરી ભવબંધનથી મુક્ત થવા પ્રયાસ કરે.

---

## (૭) પ્રેમાનંદપુત્ર વલ્લભ

### શરપતન

વલ્લભના "કુન્તીપ્રસન્નાખ્યાન"માંથી આ ખંડ લીધો છે. મયદાનવની રચેલી અલૌકિક સભામાંના ઐરાવત હાથીના ચિત્રને જોઈ પંચ વીરપુત્રોની માતા કુન્તીને ઇન્દ્રનો ઐરાવત હાથી પ્રત્યક્ષ જોવાનું મન થાય છે. વીરપુત્ર અર્જુન તેને વાસ્તે બાણના ફળ ઉપર, ઐરાવત મોકલવા વિનંતિભર્યો એક પત્ર પાડવે છે. આ પત્રયુક્ત શર ઇન્દ્રની સભામાં સુસવાટ કરતું આવી પડે છે. માટે "શરપતન" એમ આ ભાગને નામ આપવામાં આવ્યું છે. કવિનો આશય અદ્દભુતરસ વર્ણવાનો હોવાથી તે રસના સ્થાયીભાવ તરીકે વિસ્મય આમાં પ્રત્યક્ષ થાય છે.

**૧૦૬–શક્ર**=ઇન્દ્ર. **શચી**=ઇન્દ્રાણી. **કવીશ કહે સાંભળું !**= કવીવર વલ્લભ કહે છે કે એ વાત મેં સાંભળી છે. અથવા આ વાત કવિકલ્પિત હોવાથી મહાભારતમાં નથી, માટે "શર સુસવાટ" હું જાણે અત્યારે સાંભળતો ન હોઉં તેમ મને લાગે છે. આ અર્થ સારો છે. ભૂતકાલીન વસ્તુને હાલ પ્રત્યક્ષ થતી કલ્પવામાં ભાવિક અલંકાર રહ્યો છે. **ઉદય શર**=શરનો ઉદય–એકાએક આવી પડયું. શરપતનને જોઈ દેવોને વિસ્મય થયો. **વિબુધો વિસ્મય હવા (થયા)**=આમાં ક્રિયાસંસૃષ્ટિ રહેલી છે. 'હવા' ક્રિયાપદને જાતિ 'વિબુધો' પ્રમાણે લાગી

છે. હાલ આપણે " વિબુધો વિસ્મિત થયા " કે " વિબુધોને વિસ્મય થયો" એમ વાપરી શકીએ. **વિબુધ**=દેવ. **કીર્તિ**=સ્તુતિ, વર્ણન. **ઇંદ્રાક**= ઇન્દ્રનો ખોળો. **દેવ દૈન્યમાં વળું**=દેવતાઓની દીનતા વર્ણવા તરફ વળું.

**૧૦૭**–હવે "અજબ ગજબ"માં અનુભાવ તરીકે રહેલો ગભરાટ વર્ણવ્યો છે. **શિલીમુખ** બાણ. **નેહ**=સ્નેહ. ( શરનમન કરે છે ) શર-સંધાણ–શરનું સંધાણ–પણછ ઉપર ચડાવી ફેંકવું તે. **વિષય**=લખાણ. **મન અનુરાગતું**=જાણવાને મન આતુર થાય છે. **વેગે**=સહચારીભાવ ત્વરાનું સૂચન છે. **અવનવું**=(**अभिनवकं**) બિલકુલ નવીન. **અસ્ત્ર**= મંત્રપ્રેરિત બાણ. **ઊભુ જાગતુ**=સજીવ મનુષ્યની માફકસામો જવાબ માગતું ઉભુ છે. **પ્રકટ**=બધાના સાંભળતાં. **વેણુબાણુ**=ઇન્દ્રના ખાંડવ-વનને અર્જુને બાળ્યું હતું, માટે ઇન્દ્ર તેને શત્રુ માનતો, એટલે શત્રુના નામનું ઉચ્ચારણ અને તેનો સંદેશો તેને અસહ્ય થઈ પડે છે.

**૧૦૮–વાંકી**=ઉકેલી. **પઠાવો**=પાઠવો ( **प्रस्थापय–पट्ठावय** ) ઉપરથી–મોકલો. **ઐરાવણ**=ઐરાવત નામનો ઇન્દ્રનો હાથી. **इरावत्**= સમુદ્ર. તે હાથી ચૌદ રત્નોની સાથે સમુદ્રમાંથી નીકળ્યો માટે ઐરાવત, '**ण**' ખોટો છે. **સુધા**–અમૃત. **માનવાનું માન રાખ્યે**=આપણું માન રાખે તોજ તેની વિનંતિ માન્ય કરીએ. આમ બાણદ્વારા પત્ર પાઠવવાની પ્રગલ્ભતા કરે–અને તે વળી આપણા જેવા આગળ તેની વિનંતિ આપણે પત ન કરીએ. માર્ગ. **સુધા**=પાંશરા ' સુધા ' શબ્દથી ઝમક અલંકારનો પ્રયોગ કર્યો છે. **વ્યર્થ**=નકામા–નિર્માલ્ય. **એથી અધિકું**= ઇન્દ્રની દૃષ્ટિએ એથી અધિક તો ઇન્દ્રાણી હોય. **ન માનો ભલે બુધા**= હે દેવો ! હું બિનપરવાનગીથી બોલ્યો છું, માટે કદાચ તમે મારી વાત નહીં માનો, પણ તે સત્ય છે.

**૧૦૯–ખાંડવ**=એ નામનું ઇન્દ્રનું વન. અગ્નિને અજીર્ણ થવાથી તેણે અર્જુનને વિનંતી કરી, તેથી અર્જુને આ વન બાળ્યું હતું. **સર્વશુ**=સર્વ સાથે યા સર્વથા. **જાણતો**=મોટા ન્હાનાનો ભેદ

સમજતો નથી. **માની**=માન–ગર્વભર્યો ઇન્દ્ર. **મરોડવું**=ભાગવું. **ઓડતાં**= (**उपढौक्**–પાસે જવું) પ્રેરકરૂપ, પાસે મોકલવું–પાઠવતાં. **અહમેવ**= અહંકાર. **અવહાસ**=ઉપહાસ–મશ્કરી. **એવને**=(**एवं**) નિશ્ચયપૂર્વક, અથવા 'એને'. **અંશાવતાર**=અર્જુન ઇન્દ્રપુત્ર હતો માટે. **ભાર**= અભિમાન. **વારુ**=ઠીક. **સેવ**=સેવા–પુષ્પાંજલિ-શિક્ષા.

**૧૧૦–ત્રિદશા**=દેવો. **ધનંજય**=અર્જુન. **વંઠી**=(**विनष्ट**) નષ્ટ થયો–ગર્વિત થયો. હાથમાંથી ગયો. **ધારું**=સાંખુ. **સ્વયં**=જાતે=વગર પૂછ્યે. કૂટણાં કૂટે–વિના પૂછ્યે પોતાના વિચાર મમત્વથી જણાવે.

---

## (૮) શામળ

૧. **કેસર કયારો**=કેસરની માટી જેમાં પૂરી છે તેવો કયારો. વળી કેસરની માટી ઉપરાંત તેમાં સુગંધિ બરાસ કસ્તુરી પણ ભેળવી હોય. **પાળ**=કયારાની ચારે બાજુએ પાળ–તેમાં પણ માટીને બદલે સુવર્ણજ વાપરેલું હોય, અને પાળમાં અનેક રચનાથી મોતી ગોઠવેલાં શોભતાં હોય. **લહેકે**–શોભે–લળકે. **ગંગા ગોમતી નીર** સાધારણ કૂવા કે તળાવના પાણીને બદલે પવિત્ર ગણાતી નદીઓનાં પાણીનું તેમાં સિંચન થતું હોય. **ઝવેર–ઝારી**=પાણી તો પવિત્ર ખરૂં, પણ માટીના કે સામાન્ય ધાતુના વાસણમાં ભરી રેડ્યું હોય તો તેને કદાચ દોષ લાગે, માટે રત્નોથી જડેલી સુવર્ણની ઝારીમાં ભરી પવિત્ર નદીઓનું પાણી પાવામાં આવે. **સોળ કળા શુભરૂપ—નારી**=આ બધુંય હોય છતાં સામાન્ય ગંદી ગોબરી માલણ પાણી સિંચે તો તેના હાથનો કદાચ દોષ લાગે, માટે સંપૂર્ણ લાવણ્યયુક્ત રાજાની રાણી તે કયારામાં પાણી સિંચે. **એમ કરતાં**=આટલી આટલી કાળજી રાખીને તે કયારામાં લસણનો છોડ રોપવામાં આવે તો પણ કદાચ પ્રદેશનો દોષ લાગે, માટે તેની પણ કાળજી રાખતાં સ્થળદોષનું નિવારણ કરવા "ગંગાતીરે," એ પાઠ લેવો ઉચિત લાગ્યો છે. 'ગંગાનું તીર' તેની પવિત્રતા માટે પ્રખ્યાત છે. એવા

સ્થળમાં, એવા ક્યારામાં, એવું પાણી છતાં, એવી સિંચનારી હોવા છતાં, એવાં વાસણ હોવા છતાં લસણ પોતાની દુર્ગંધ ન તજે, એજ સ્વભાવ. **બદબોઇ**=બદબૂ-ખરાબ વાસ-કર્મધારય. **લાખે લટે**=અનેક મૂળસહ.

૨. **ઇન્દ્રવારણું**=એક જાતનાં કોહમડાં કરતાં મોટાં ફળ. દવાના કામમાં આવે છે. રંગે સુશોભિત પણ અંદરથી કડવાં, અને લાંબે કાળે ગર્ભનો નાશ થઇ રાખોડી થઇ જાય તેવાં. **ખાંતે**=(**कान्तिः शोभेच्छयोः**) 'કાન્તિ' શબ્દનો એક અર્થ 'ઇચ્છા' થાય છે. 'ખાંત' 'કાન્તિ' ઉપરથી નીકળ્યો છે, માટે 'ઇચ્છા-પ્રેમ-ઉમંગ' એમ અર્થ છે. **આવળ**=જંગલી છોડ, ફૂલ પીળાં, દાતણના કામમાં આવે છે. ફૂલ રંગે સારાં પણ સુગંધ નહિં. હંસને કામ ન લાગે=(૧) હંસના કામમાં ન આવે-તે એની મૈત્રી થઈ શકે નહીં. (૨) હંસનું કામ કરી શકે નહીં-જળ અને દૂધનો વિવેક તો હંસજ કરે, બગલાથી ન થાય. કેવળ 'રૂપ' જોવાનું નથી, મહત્ત્વની વસ્તુ તો 'ગુણ' છે. **કરા**=હીમના કડકા. **મોતીસમા**=મોતીના જેવા ઉજ્જ્વલ (રૂપ). **આભ્રણ=आभरण**-અલંકાર. મોતીથી અલંકાર શોભે, પણ કરામાં મોતીનું રૂપ હોવા છતાં તેનાથી અલંકારો બનતા નથી. **સાંખી જુઓ**=તુલના કરી નિર્ણય કરો. **અશાં**=(**ईदृश**) 'અશું'નું બહુ વ. મૂળ વિશેષણ, પણ અહીં પ્રયોગ 'ક્રિયા વિશેષણ' તરીકે થયો છે. 'ઓપે'ના અર્થમાં વધારો કરે છે. 'આવી રીતે' એમ અર્થ છે. મોતીથી શોભે તેવી રીતે. **કશાં**=(**कीदृश**) 'રૂપ'નું વિશેષણ છે. બહુ વચન. કેવાં ગુણ સિવાય રૂપ કેવાં હોય? (નકામાં) **ઓપે**=દીપે.

---

## ( ૯ ) કાલિદાસ

કાલિદાસે સરસ્વતીનું સ્તોત્ર પ્રહલાદાખ્યાનમાં પણ લખ્યું છે, પણ આ સ્તોત્રમાં સરસ્વતીના રૂપવર્ણનની ઝીણવટથી કવિએ પોતાની રસિકતા

અને ભાવ પ્રકટ કર્યાં છે. આ પંક્તિઓમાં સરસ્વતીનું રૂપ વર્ણવતાં કાલિદાસ ચિબુકથી નીચે ઊતર્યો નથી. સચ્ચિદાનંદ બ્રહ્મનું ચિત્ત હરે તેવા સરસ્વતીના મુખ–લાવણ્યથી કવિ પણ મુગ્ધ બની જાણે તેની અલકાવલિમાં ગુંચાઈ ન જતો હોય, તેમ મહાપ્રયાસે તેમાંથી મુક્ત થઈ જરા ક્રમેક્રમે નીચે ઊતરતો જાય છે. વર્ણનના શબ્દો અસામાન્ય છે. તેમ ઉપમા અલંકારથી વર્ણન મોહક પણ છે. કાલિદાસ ગણપતિ, અંબા, અને સરસ્વતીનું સ્તવન પોતાનાં કાવ્યોમાં કરે છે, અને પોતાને 'દેવીદાસ' પણ કહે છે. "ઈશ્વર વિવાહ" પણ કાલિદાસનીજ કૃતિ છે. 'દેવીદાસ' નામનો ગાંધર્વ કવિ થયો છે, પણ તે સોજીત્રાનો વતની હતો. કાલિદાસ વસાવડનો વતની હતો, તેમ "ઈશ્વર વિવાહ"માં તેણે સ્પષ્ટ જણાવ્યું છે.

**મન**=મનમાં. **દુહિતા**=દિકરી–પુત્રી. **ચતુરાનન**=ચાર આનન (મુખ) છે જેને તેવા (બ્રહ્મા). પાઠમાં 'ચતુરાન' શબ્દ છે, પણ '**आन**' શબ્દ વપરાતો નથી, તેમજ માત્રાની કસર પણ પડતી હોવાથી **आनन** શબ્દ લીધો છે. સરસ્વતી બ્રહ્માની પુત્રી છે. **કવિતા**=(**कवितृ**) કવિ. (નરજાતિ) **कवित्री** (નારી જાતિ). કવિને બદલે 'કવિતા' શબ્દ શામળે પણ અનેક વખત "સિંહાસન બત્રીશી"માં વાપર્યો છે. **ગણેશ**=ગણનો ઈશ–ગણપતિ. (ષષ્ઠી તત્પુ.) **દિનેશ**=દિન (દિવસનો) ઈશ–સૂર્ય. ગણપતિ અને સૂર્ય અનેકના ઈષ્ટદેવ હોવા છતાં તેઓ પણ સરસ્વતીને ભજે છે. આથી સરસ્વતીનું માહાત્મ્ય કવિએ સ્થાપિત કર્યું છે. **શેષ**=શેષ નાગ–ધરાધર. **વિશેષ**=સવિશેષ–ખાસ કરીને. **સુરેશ**=સુર (દેવ)નો ઈશ–ઈન્દ્ર (ષષ્ઠી તત્પુ) **યજે**=યજન કરે છે. પૂજન કરે છે.

**અંત**=છેડો–હદ–અવધિ. **કોટિઅંતથી**=કોટ્યંતથી=કરોડ કરતાં પણ વિશેષ–અથવા કરોડની સંખ્યા સુધી. **રતિ**=કામદેવની સ્ત્રી–લાવણ્યની મૂર્તિ. તેવી કરોડ રતિના સૌન્દર્ય જેટલું સરસ્વતીનું લાવણ્ય છે, અથવા તે કરતાં પણ વધારે. **ચવ્યું**=(ચવ=કહેવું) આ શબ્દ સિંધી ભાષામાં પણ આ અર્થમાં વપરાય છે. અખા ભક્તે પણ આ શબ્દ તેજ અર્થમાં–

વાપર્યો છે, અને ઈ. સ.ના બારમા શતકના ચંદ કવિએ પણ વાપર્યો છે. **ચચ્યું જાય**=કહ્યું જાય–કહી શકાય. આ કર્મણિ પ્રયોગ છે. **ચતુરાઈ-પણું**=આ શબ્દમાં 'પણું' ભાવવાચક નામનો પ્રત્યય નિરર્થક ઉમેરાયો છે, કારણ 'ચતુરાઈ' જાતેજ ભાવવાચક નામ છે–ચાતુર્ય. **મુખલાવણ્ય**= મુખની કાન્તિ. લવણના જેવું જે લગભગ પારદર્શક રૂપ તે લાવણ્ય. 'સલૂણી' શબ્દ પણ 'લવણ' ઉપરથી આવ્યો છે. ત્યાં રૂપ અને માધુર્ય ઉદ્દિષ્ટ છે. **લખી ન શકે** લક્ષમાં (ધ્યાનમાં) લાવી ન શકે. સામાન્ય લોકોને તેના મુખની કાન્તિ લક્ષમાંજ ન આવી શકે. **સમતા કવિતા... થકે**=કવિ કહે છે કે બુદ્ધિ અને મનનું સમતોલપણું તેનું લાવણ્ય વર્ણવતાં હારી જાય છે. **અપરાજિત**=કોઈનાથી હારે નહિ તેવું–અસા-માન્ય ( રૂપ ). **રાજિત**=શોભિત–અસામાન્ય પરમરૂપથી સુશોભિત. **નહિ બાળ વપુ ને જુવાન જરા**=અર્થ કાંઈક ક્લિષ્ટ છે. તેના શરીરને બાલ્યાવસ્થા તેમજ જરા (વૃદ્ધાવસ્થા) નથી, પણ સતત યૌવન માત્ર છે તેવી. **જુવાન**=( **યૌવન** ) 'જોબન'ના અર્થમાં વપરાયો છે. **મણિઝાલ**=મણિજડિત કાનની ઝાલર. **ઝબુકતી**=ચમકારા કરે છે. **ગોરે**=ગોરા (સાતમી વિભક્તિ) ગોરા ગાલ ઉપર કાનની ઝાલર ઝબુકે છે. **સચ્ચિદાનંદ બ્રહ્મ**=સત્, ચિત્, અને આનંદ જેનું સ્વરૂપ છે તેવું જગત્‌નું મૂળ કારણ, અને વ્યાપક પરમાત્મતત્ત્વ–તેનું પણ ચિત્ત સરસ્વતી હરી લે છે. આમાં અતિશયોક્તિ જણાય છે. કોઈ અવતારી પુરુષનું ચિત્ત હરે તો ગેરવ્યાજબી ન કહેવાય. **યુત**=જોડાયલાં. કાને ઝાલ અને કુંડળ બે હોય તેમ સંભવિત લાગતું નથી. માટે રત્નની શોભાથી વિરાજિત કુંડળમાં જોડેલી ઝાલ ગોરા ગાલ ઉપર ઝબુકતી હતી, તેમ અર્થ ઠીક લાગે છે. 'ઝાલ' નારીજાતિવાચક શબ્દ છે. તેથી 'ચપળા' પણ નારીજાતિવાચક શબ્દ વાપર્યો છે. જો ' કુંડળ ' લઇએ તો તે નાન્યતરજાતિવાચક શબ્દ છે, તેમ 'યુત'નો અર્થ ' યુગ્મ ' એમ લેવો પડશે. **શીશ હેમ...મણિ**=માથે મણિથી જડેલો સુવર્ણનો મુગટ છે.

**કિરીટ**-મુગટ. તે મુગટને અનેક શિખર છે. તે શિખર નાગની ફણા જેવા લાગે છે. **અલકાવલિ**-(**अलक+आवलि** (હાર) વાળનો સમૂહ-ખાસ કરીને કપાળ ઉપરનો વાળસમૂહ **નીલ**=કાળી. **કુટિલ**= વાંકી. **લટી**=લટ. ગુંછળાંદાર કાળી વાળની લટો છે. **નકલંક**= કલંકરહિત **મયંક**=(**मृगाङ्कः मयङ्को**) ચંદ્ર. ચંદ્ર તો શશના કે મૃગના લાંછનવાળો છે, પણ સરસ્વતીનું કપાળ તો બિલકુલ કલંક વિનાનું છે. તેના ઉપર કોઈપણ જાતનો ડાઘો નથી. **લલાટ-પટી**=આ શબ્દથી બીજ ત્રીજના નૂતન ચંદ્રનું સૂચન થાય છે. કપાળની પટ્ટી કલંકરહિત ચંદ્ર જેવી પ્રકાશમાન હતી. **કસ્તુરી...ઇન્દ્રધનુ**=કસ્તુરી, કેસર અને કુંકુમના રસનું કપાળમાં કરેલું તિલક ઇન્દ્રધનુષ્ય-મેઘધનુષ્યના જેવું શોભતું હતું. આ તિલક ત્રિપુંડ હશે, તેમ લાગે છે. **ત્રિકુટી** બે ભવાં વચ્ચેની જગ્યા. **ત્રિકુટ**=ત્રણ શિખરવાળો. બે ભવાં અને વચ્ચે પણ રોમ હોવાથી ત્રિકુટી. **જટિલી**=રોમવાળી. **જટી**=આ શબ્દ પુનરુક્ત છે. તેનો અર્થ 'જટિલી'માં આવી જાય છે. **જ્યોત**=(**ज्योतिस्**) પ્રકાશ-રાગ. **તગે**=ચળકે-પ્રકાશે. '**तिग्म**' ઉપરથી આવ્યો લાગે છે. **ભૃગુજ્યોતિ**=શુક્રના તારાનો પ્રકાશ. શુક્રના તારા જેવું પ્રકાશિત. 'ભૃગુલાંછન' એમ અર્થ લઇએ તો કૃષ્ણની છાતી ઉપર જે લાંછન છે તેવું દીપતું. પ્રથમ અર્થ સારો છે.

**ભૃકુટી**=ભવાં. **ઝગે**=પ્રકાશે-દીપે. **દલરાજીવનેત્ર**=રાજીવ (કમળ) ના દલ (પત્ર) અથવા પાંદડી) જેવાં નેત્રવાળી (સરસ્વતી) કૃપા કરવાવાળી છે. દૃગ (**दृश्**) નયન, આંખ. આંખનું સૌન્દર્ય મનોહર છે. **હરણી**= હરણની સ્ત્રી. તેનાં નયન બહુ ચંચળ અને કાળાં હોય છે. તેવી જાતનાં સરસ્વતીનાં નયન પણ ચંચળ અને કાળાશને લીધે સુંદર હોવાથી મનોહર લાગે છે. **નકવેસર**-નાકની વાળી. તે વાળી હાટક (સુવર્ણ) ની બનાવેલી તથા હીરાથી જડિત છે. **કીર**=પોપટ. પોપટની ચાંચમાં ફળ પકડેલું હોય અને તે જેવી દેખાય તેવી સરસ્વતીની નાસિકા વાળીરૂપી ફળને લીધે ભરાવદાર તથા સ્વાભાવિક રીતે નમણી હોવાથી સુંદર

લાગે છે. **દશનાવલિ**=દંતપંક્તિ. દાંતની ઉપરનીચેની બે હારો દાડમના બીજ જેવી સુંદર છે. રતાશ અને ધોળાશના ભાગને લીધે દાડિમબીજની ઉપમા સાર્થક છે. **જવી**=જેવી. **અધરારૂણ**=અધર+અરુણ. લાલ (નીચેનો) હોઠ. **બિંબક**=એક જાતનું પાકે ત્યારે લાલ થતું ફળ છે. કદાચ ઘીલોડા જેવું તે હશે, અથવા 'અરૂણ' શબ્દ 'બિંબક' જોડે લેઈએ તો "લાલ બીંબફળ જેવો અધર છે." **છબી**=(**छवि=कान्ति**) પાકા બિંબકના ફળની કાન્તિ જેવી તેના હોઠની શોભા છે. બિંબફળના જેવા તે લાલ છે. **બિંબ**=(બિંબફળ) અથવા પ્રકાશ-કિરણ. **અનુપમ**= જેને કોઈ ઉપમા નથી તેવું. અપ્રતિમ. સર્વોત્કૃષ્ટ. **ચિબુક**=હડપચી. તે હડપચીની વચ્ચે એક બિંદુ-છુંદણું છે તે કમળમાં નિરાંતે સૂતેલા ભ્રમર જેવું લાગે છે. હડપચીમાં કમળની અને છુંદણામાં ભ્રમરની કલ્પના છે. ભ્રમર અને છુંદણું બન્ને કાળાં હોય છે માટે.

---

## (૧૦) ધીરો

ઈશ્વરસ્મરણને માટે યોગ્ય કાળ વૃદ્ધાવસ્થા નથી, પણ મન, ઈંદ્રિયો, વગેરે મજબુત હોય તે વખતે સ્મરણ કરવું. આખા જન્મારા સુધી વ્યવહારમાં મચ્યો રહે, અને છેવટે શરીર જીર્ણ થાય ત્યારે ભક્તિનો ડોળ કરે તે ધીરાને મન સોયના દાન જેવું નિષ્ફળ છે. પ્રભુભક્તિ ઉપર ઉપરથી કર્યે કશું વળે નહીં, પણ "હરિશું ખાયા તે બહુ કમાયા" એ પ્રમાણે ભક્તિભાવ ઘણો ઉત્કટ હોય, આઠે પહોર ઈશ્વરનું સ્મરણ રહે ત્યારે ઇશ્વર મળે.

**અંતે**=મરણ સમયે. **ન્હાનપણે**=ભરજુવાનીમાં-શરીર મજબૂત હતું ત્યારે. **લાગતું ઘર**=મરણનો સમય. **કૂવો ખોદવો**=ઇશ્વરસ્મરણ કરવું. **ઓલવાય**=બુઝાય (**आर्द्र-ओल्ल** ઉપરથી કર્મણિ રૂપ) **જીતી** બાજી=મનુષ્યદેહ એજ જીતી બાજી. અનેક દાવ રમતાં છેવટે આ દાવ ( મનુષ્ય જન્મ ) આવ્યો. **પત્થરનું નાવ**-( ડુબાડે માટે ) ધરધીંગ.

**એરણ=(अधिकरण)** જેના ઉપર તપેલું લોઢું મૂકી લુહાર ટીપે છે તે. ઘણી ભારે હોય છે. ઘર ધંધો પણ મનુષ્યને માથે બોજરૂપ છે- સકામ કર્મ આગળ અલ્પ ભક્તિ સોયના દાન જેવી છે. **ચરવા ગઈ=** સ્થિર ન રહી-નષ્ટ થઈ. **એળે=**ફોગટ **अलीकं-अलिक** તૃતીયામાં એળે) **વર વરવા=**મુક્તિ મેળવવા. **ભૂખ=**મોક્ષની ઇચ્છા. 'ભય' પાઠ લેઈએ તો 'જન્મ મરણનો ભય." **નિરંજન=(निस्+अञ्जन)** ઇશ્વરનું અલિપ્ત નિર્ગુણ સ્વરૂપ. **ચોરાશી=**ચોરાશી લાખ યોનીના ફેરા. **હરીશું ધાયા=** પ્રભુ પ્રત્યે અત્યંત પ્રેમ રાખી તેનું આઠે પ્રહર સ્મરણ કર્યું તેવા.

---

## (૧૧) દયારામ

(દયારામ અને અખાના મતની તુલના કરવી જરૂરની છે)

મનને બોધ આપનારા બાવન કુંડળિયાના સમૂહને "પ્રબોધ બાવની," એવું નામ દયારામે આપ્યું છે. ચોથા કુંડળિયામાં દયારામ પ્રેમલક્ષણા ભક્તિનું સમર્થન કરે છે, અને તત્ત્વજ્ઞાની પુરુષના જ્ઞાનમાર્ગને નિકૃષ્ટ સમજે છે." "પ્રકટ પીએ નહીં ગંગ, વંશ શ્રીવલ્લભ કેરો." શ્રીવલ્લભાચાર્યના વંશજોને પોતે પ્રત્યક્ષ ગંગા જેવા માને છે, તેમના ઉપર પ્રેમ કરવાથીજ સ્વર્ગપ્રાપ્તિ થાય છે એમ પોતે ધારે છે. વળી જુઓ-

"દયાનો પ્રીતમ પ્યારો પ્રેમરસ ભોગી રે,
તેહને વશ કયમ કરે જ્ઞાની મુનિ જોગી રે."

આ પ્રમાણે જ્ઞાનયોગથી પ્રભુ વશ થતો નથી, પણ તે પ્રભુ પ્રેમભક્તિથી વશ થાય છે, એમ દયારામ ચોક્કસ માને છે, છતાં "ધ્યાનમાં જુવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટ થકી દૂર" એમ તેમણે ગાયું છે. યોગી ફક્ત ધ્યાન કરતી વખતે તેને જુએ છે, પણ પ્રેમભક્તિથી તો ઇશ્વર પ્રત્યક્ષ મૂર્તિમાન્ જણાય છે.

**કુંડળિયો ૪**-જ્ઞાની મનુષ્ય આ પારસમણિ જેવા શરીરથી અથવા પ્રેમભક્તિવડે પ્રભુપ્રાપ્તિ ન કરતાં જ્ઞાનની શોધમાં બીખતો

ફરે છે. શ્રીહરિનું નામસ્મરણ એ ચિંતામણિરૂપ હોવા છતાં તેણે શા માટે ભીખ માગવી? નામસ્મરણથી સઘળા મનોરથ સિદ્ધ થાય છે, અને તેમાં કોઇપણ જાતની કરી પાળવાની હોતી નથી. આ સરળ રસ્તો મૂકી યોગ, તપ, વ્રત, યજ્ઞ, વગેરે કઠિણ પ્રયાસો શા માટે કરવા? જ્ઞાની પ્રભુસ્મરણરૂપ માખણને તજીને શા માટે છાશ જેવાં નીરસ યોગયાગાદિમાં મગ્ન થતો હશે? આ તો અવળી સમજ કહેવાય. પોતાનામાં વિવેક કરવા જેટલી બુદ્ધિ નથી, અને પાછો શાસ્ત્રનો ઉપદેશ માનતો નથી, માટે તેના નશીબમાં મરતાં સુધી આ ભીખ માગવી રહે છે.

**પારસમણિ**=જેને જેને સ્પર્શ કરે તેને પોતાના જેવું કરનાર મણિ. અહીં (૧) મનુષ્યદેહ. (૨) પ્રેમભક્તિ. **વાડકે**=(૧) વાડકાવડે (૨) વાડકો છતાં–સતિ સપ્તમી. **ભટજી**=તત્ત્વજ્ઞાની અથવા કેવળ ઉદર નિમિત્તે કથા કરનાર વ્યાસ. તેને દ્રવ્યનું લક્ષ્ય હોય છે, પ્રભુપ્રત્યે ખાસ પ્રેમ હોતો નથી. **હરનું**=હરિનું. બીજી પંક્તિમાં 'કરિનું' છે એટલે હરનો અર્થ મહાદેવ ન લેતાં 'હરિ–વિષ્ણુ' એમ અર્થ ઠીક છે. હરિસ્મરણ એજ ચિન્તામણિ છે. **ચિન્તામણી**=ચિન્તાપૂરક મણિ. (મધ્યમપદલોપી સમાસ). **સે'જ**=થોડા પ્રયાસે–અનાયાસે. **સિદ્ધ ઔષધ**= અકસીર દવા. (હરિસ્મરણ) સામાન્ય ઔષધમાં ખાદ્યાખાદ્યનો વિવેક કરવો પડે છે, કરી ન પાળે તો નુકશાન કરે; પણ આ હરિસ્મરણ તો એવું કે પ્રભુને પ્રેમથી સ્મરો અગર વૈરભાવે સ્મરો તો પણ ફળદાયક થાય, માટે કરી વિનાનું ઔષધ તેને કહ્યું છે. **મખ**=યજ્ઞ. **દીક્ષા**=જૈનો વગેરે સાધુ–સાધ્વીઓ થાય છે તે. અથવા 'મખદીક્ષા' એમ સમાસ લેઈ યજ્ઞ કરતાં જે વ્રત પાળવું પડે છે તે. **ત્યાગી**=ત્યાગ કરી. **નવનીત**=માખણ–બહુ મહેનત લીધા સિવાય ભોગવી શકાય તેવું–હરિસ્મરણ. **શુક્લ**=શુક્લ યજુર્વેદી બ્રાહ્મણ–અહીં–જ્ઞાની. **શ્રુતિ**= શાસ્ત્ર–અણુભાષ્યાદિ વલ્લભ સંપ્રદાયના ધર્મપુસ્તકો. **શીખ**=**શિક્ષા**–શીખામણ–ઉપદેશ.

૫૬

આ પદમાં દયારામ મનને (જીવાત્માને) ઉપદેશ આપે છે. અનેક યોનિમાં જન્મ લેતાં છેવટે મનુષ્યયોનિ મળી છે. તેમાં રહી આત્મ-કલ્યાણ સાધી શકાય તેમ છે. માટે એનો સદ્ઉપયોગ ઇશ્વિરસ્મરણથી કરી લે. કામ, ક્રોધ, મત્સર, વગેરે મનોવિકારને વશ કરી, દયા, સત્ય, શીલ, પ્રેમ, વગેરે મંગળ ગુણોનું સેવન કરી આત્માને ઉન્નત બનાવ. જે કાંઈ કામ કરે તેમાં નિષ્કામ વૃત્તિ રાખ. કર્તા હર્તા ઇશ્વર છે, મનુષ્ય માત્ર નિમિત્ત છે, એમ સમજી કામ કરતાં તે બાધક થશે નહીં. આ કળિયુગ છેઃ મહા અનર્થ કરનાર છે. તેમાં સાચવીને ચાલશો તો "નિજ દેશમાં"–ઇશ્વિરસ્વરૂપમાં જઈ શકશો.

**મનજી મુસાફર**–ઉચ્છૃંખલ મનવાળો જીવ. જીવમાત્ર અનેક જન્મમાં ભટકે છે, માટે મુસાફિર. **નિજ દેશ**=પોતાનો દેશ–સ્વાભાવિક દેશ–પોતાનું મૂળ 'શિવ' રૂપ સ્વરૂપ. **મુલખ**=અનેક યોનિઓમાં જોયલા પ્રદેશ–અનુભવ. **ઘણી મુસાફરી**=આથી જન્મમરણ ટાળવાની ઉત્કટ ઇચ્છાનું સૂચન થાય છે. **સ્વપુર**=" નિજદેશ ". **પંથ**=રસ્તો–મનુષ્યજન્મ. **અવળાઇ**=કુટિલતા. **ઘુંચ**=આંટીઘુંટી. ચોરાશી લાખ યોનિમાં ફરવું તેજ ભૂલભૂલામણી. **સુધા**=પાંશરા–સરળ રસ્તે–આત્મ કલ્યાણ સાધવું છે, એમ નિશ્ચય કરી **મનો** વિકારને આધીન ન થઇને. **ફાંશીયા**=ગળે ફાંસો નાખનારા–આત્માની અધોગતિ કરનારઃ કામ, ક્રોધ, લોભ, વગેરે. **વળાવા**=રસ્તે સાંચવનારા–પ્રેમ, સત્ય, શીલ, દયા, વગેરે. જુઓ ધીરોઃ

"પાંચ પ્યાદલ તારી પૂઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ;
લોભ મોહ ને માયા મમતા, એવા જુલમી જોરાવર જોધ."

આ બધા વાટપાડુ ફાંસીઆ–વળાવા નીચે ધીરાએ જણાવ્યા છે.

"પ્રેમ પલાણ ધરી જ્ઞાન ઘોડે ચડી, સદ્ગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાણે ચડવું છે."

**એકભેદી**=ગુરુ કે આચાર્ય. **ગતિ**=વસ્તુસ્થિતિ. **માલ વહોરવો**=સંસારમાં રહી કામ કરવું. **શેઠના નામનો**=“ હું કરું છું ” એવું અભિમાન રાખ્યા સિવાય. “ હું કરું હું કરું એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે.” આ અભિમાનથી અટકાવ થાય છે—આત્મ કલ્યાણથી વંચિત રહે છે. **ધણીનો દાવ**=શિક્ષા કરવાનો પ્રસંગ. અભિમાન રાખી કર્મ કરે તો મનુષ્યને તેના ફળરૂપ પાપપુણ્ય ભોગવવાં પડે. સુખ દુઃખની વેતરણ ઇશ્વરના હાથમાં છે. દયારામનું માનવું એમ થાય છે કે જો મનુષ્ય ઇશ્વરની ભક્તિ ન કરે તો તેનાં કર્મનું ફળ તેને મળે, પણ જે પ્રભુભક્ત છે તેની બાબતમાં ઇશ્વર “સ્વતંત્ર” છે, એટલે તેનાં કર્મ સામું જોતો નથી. **વોહોરત**=વહોરેલો માલ—કર્મ પ્રત્યેનું કર્તૃત્વ ન રાખવું. **જુગ થકી**=અહીં કલિયુગ સમજાય છે. તેનું બળ ઘણું છે, એમ ચેતવણી આપે છે. કલિયુગમાં અવળે રસ્તે જવાના ઘણા પ્રસંગો બને છે માટે ચેતવણી. **પોતાને ગામ**=“નિજ ધામ”, “સ્વપુર”. **અવધ=अवधि**-કાળ—છેડો—અંત. મનુષ્યજન્મ એજ છેડો.

---

## (૧૨) નરભેરામ

‘પ્રેમ’ શબ્દથી ‘પ્રેમભક્તિ’ ઉદ્દિષ્ટ છે. જુઓ:—

“છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે,
કહે નરભેરામ ગુરુથકી, પ્રેમે પ્રગટજ થાય છે.”

**છપ્પો ૧—વાડીમાં**=પ્રેમ પુષ્પવૃક્ષની પેઠે પાણીનું સિંચન કરવાથી ઉછરતો નથી. પ્રયાસથી તે પ્રાપ્ત થતો નથી, એવું સર્વત્ર સમજવાનું છે. **દોશી**=(**दूष्य**-વસ્ત્ર)+**इन्**=વસ્ત્ર રાખી વેચનાર. **હાટે**=(**हट्ट**) દુકાને. **ઘાટે**=જળાશયના ઓવારા પર. **ગુજરી**=વેચવા કાઢેલી અનેક વસ્તુઓનો એક સ્થાને સંગ્રહ કર્યો હોય તેને ગુજરી કહે છે. **તાતાં**=(**तप्त-तत्त**-તાતુ) નાન્યતર બહુવચન ‘તાતાં’. **કૃપા હોય શ્રીરામની**=પ્રેમભક્તિ મળવામાં પણ ઇશ્વરપ્રસાદની અપેક્ષા રહે છે.

સમગ્ર છપ્પામાં જણાવ્યા પ્રમાણે તે પ્રયાસથી મળી શકતી નથી, પણ જેના ઉપર ઇશ્વરની કૃપા થાય તેનેજ તે મળે છે. ઉપનિષદોનો પણ એ સિદ્ધાંત છે કે જેને પરમાત્મા ઉંચે લેઈ જવા ઇચ્છે છે તેનેજ પોતાનું સ્વરૂપ બતાવે છે.

છપ્પો ૨—**મગન**=રસમગ્ન, પ્રેમલક્ષણા ભક્તિમાં લીન. **ભાન ગઈ દેહનું ભૂલી**=સાચી પ્રેમભક્તિનું આ લક્ષણ છે. ઇશ્વરસ્વરૂપમાં અવિચ્છિન્ન લ્હે લાગે એટલે ઇતર વસ્તુઓનું ભાન રહેતું નથી. **જદુરાઇ**=યાદવોના રાજા શ્રીકૃષ્ણ. નગ્નસ્વરૂપનું ભાન નહોય, તથા ખાવાનું શું અને ફેંકી દેવાનું શું, એટલું પણ વીસરી જાય અને પોતાના પ્રેમ-પાત્રમાં તલ્લીન થવાની સ્થિતિએ જે પહોંચે તેની પ્રેમભક્તિની બીજી પરીક્ષા એ કે પ્રભુ તેની એ ઘેલછાથી ખુશી થાય છે. અહીં કૃષ્ણ પ્રેમપૂર્વક છોડાં ખાય છે. **છબિલો**=(**छवि**-સૌન્દર્ય+**इल्ल**=વાળો) સૌન્દર્ય-વાળો-સુંદર (કૃષ્ણ.)

છપ્પો ૩—**તુલશીદળ**="**पुष्पं पत्रं फलं तोयं**" પ્રેમપૂર્વક અર્પેલા તુલસીના પત્રથી પણ ઈશ્વર પ્રસન્ન થાય છે. **ખીચડી=કરમાંબાઇની** ખીચડી પ્રભુએ ખાધી હતી. **ભાજી**=વિદુરની ભાજી પણ કૃષ્ણે દુર્યોધનના મેવા તજીને ખાધી હતી. આ બધું બતાવે છે કે પ્રભુ પ્રેમના ભૂખ્યા છે, પ્રેમથી આપેલી ગમે તેવી વસ્તુ પણ પ્રભુ પ્રથમ સ્વીકારે છે. **જેને પ્રગટ્યો પ્રેમ**=પ્રેમભક્તિનો રસ તો તેના ભોગી હોય તેજ જાણે, બીજા તો "દેખનારા દાઝે" એની માફક તેનાથી દૂરજ ભાગે. સરખાવો "જે કોઈ પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે." **બલિહારી**=(**बलीकारी-बलिआरी-बलिहारी**=પૂજન) "આનંદ," "ધન્યવાદ," વગેરે અર્થ પાછળથી આવ્યા. મૂળ અર્થ 'પૂજન.'

## (૧૩) દલપતરામ

### સજ્જન વિષે

૧-૫- સજ્જનનો નિઃસ્વાર્થ સ્નેહ દુષ્ટ ઓળખી શકે નહીં, માટે દુષ્ટ પુરુષ તેવા સજ્જનને પોતાનો વિરોધી (શત્રુ) માને છે. સર્પ આખા

જગતને પ્રકાશ આપે છે, છતાં ઘૂવડને તે ભયાનક લાગતો હોવાથી પોતે સંતાય છે. વિના કારણે જે બીજાને ઉપદ્રવ કરે તેને પોતાને કષ્ટ થાય તો તે કષ્ટનું કારણ અન્ય નથી, પણ પોતેજ છે, એમ જો સમજાય તો સર્જન દોષારોપણથી બચે. સર્જન બીજાને દ્વેષ રાખી કદાપિ નુકસાન કરતો નથી. કદાચ કોઈ સર્જનને ટંટો થાય તો તે મર્યાદા છોડતો નથી, કુલીન સ્ત્રીનું સ્મિત પણ તેવુંજ મર્યાદિત હોય છે. **હોઠે હસવું**=મંદ હાસ્ય. દાંત દેખાડીને ખડખડાટ ન હસે. સર્જનના ટંટામાં પણ સૌજન્ય સચવાઈ રહે. વિદ્યા, વાણી, અને લક્ષ્મીનો સર્જન પુરુષ હમેશાં વિવેકભેર મિતવ્યય કરે છે. સર્જન પુરુષને પ્રત્યક્ષ રીતે કહેવુંજ ન પડે. બીજાને આપેલી શિખામણ ઉપરથી તે સમજી જાય. નકોર ટટ્ટુને માર પડે તે ઉપરથીજ પાણીદાર ઘોડો ધણીની મરજી સમજી ઉતાવળો ચાલે. **તેજણ**=તેજી ઘોડો. **કુચાલ**=અતિ ધીમી ચાલ અથવા ઊછાંછળી ચાલ.

૬–૮. **નિર્મળ જનને**=(૧) તૃતીયા વિ. નિર્મળજનથી–નિખાલસ મનુષ્યથી. **કેમ કરી**=ગમે તેમ કરતાં પણ–ઇચ્છા હોય કે ન હોય તોપણ. **ગુપ્ત ભેદ કહેવાય**=છાની રાખવા જેવી વાત પણ કહેવાઈ જાય છે. દાખલા તરીકે કાચના કમાડમાં ચીજ ગુપ્ત રહી શકે નહીં. સર્જનનું હૃદય કાચના કમાડ જેવું પારદર્શક હોય છે. **નિર્મળ**=નિખાલસ–મેલ વિનાનો (બહુવ્રીહિ) (૨) **જનને**=બીજી વિભક્તિમાં લેઇએ તો ભેદ કહેનાર પણ નિર્મળ છે, એમ સમજવું પડે. **પરયશ**=પારકાની આબરુ–કીર્તિ. **આભાસ**=અલ્પ પ્રકાશ. સર્જન મનુષ્ય પારકાની નાનીસુની કીર્તિને પણ પ્રકટ થવા દે છે, અને પ્રકટ કરવામાં મદદભૂત થાય છે. પારકાની નામનાથી પોતે ખુશી થાય છે. બધાના ભલામાં રાજી હોય છે. **ઠરવા કેરુ ઠામ**=જેમ ઠરી બેસવાનું ઠામ વિરલ હોય છે તેમ સર્જન પુરુષો પણ વિરલ હોય છે. જેમ પૃથ્વીનો અને જળનો ઘણો ભાગ ક્ષારવાળો હોય છે, તેમ દુર્જનોની સંખ્યા જગતમાં મોટી છે. **પૃથ્વીજળ**=પૃથ્વી અને જળ (૯૬)

## (૧૪) નર્મદાશંકર

"સુરત સોનાની મૂરત" આ પ્રમાણે સુરતની ધનાઢ્ય સ્થિતિ સંબંધી લોકોક્તિ હતી. સુરતની મૂર્તિ જાણે સોનાની બનેલી ન હોય તેવી તેની સ્થિતિ હતી. ઇ. સ. ની શરૂઆતથી તેની વ્યાપારી સ્થિતિ ઊંચી હતી, અને વ્યાપારને લીધે લક્ષ્મી પણ પુષ્કળ હતી. **બેહાલ**=ખરાબ દશા–અવનતિ. ( કર્મધારય ) **સૂરત**=ચહેરો–મુખાકૃતિ. શહેરની અને લોકોની તેવી દશા. **હસી હસીને રડી**=સમૃદ્ધિ ઘણી જોઈ અને પછી દુર્દશા પણ જોઈ. ચડતી પડતીના ચક્રમાંથી તે શી રીતે મુક્ત હોય ! **બાંકી**=સુંદર–ભવ્ય. **કુંદન**=ઊંચા પ્રકારનું સોનું. સારા લોકો વસતા ત્યાં સુધી તેની સ્થિતિ સારી હતી, પણ ફકીરના હાથમાં પડતાં સહેલાણી સુરતીઓએ "વાડી–લાડી અને ગાડીમાં" તેની દુર્દશા કરી. **કંચનમણિનો દેવ**=છેલ્લા બાજીરાવની પાસે એક નંગથી જડેલો સુવર્ણનો ગણપતિ હતો. તે અંગ્રેજોના હાથમાં આવ્યો, અને જ્યારે વેચવા કાઢયો ત્યારે તેની ભારે કિંમતને લીધે કોઈ એક ગૃહસ્થથી તે ન રખાયો. તેથી તેના કકડા કરી તે વેચવામાં આવ્યો. તે પ્રમાણે તેની પડતી દશામાં સુરતની વસ્તી જુદે જુદે સ્થળે વિખરાઈ ગઈ. **ભડકો**=દુર્દશા. **ઉર**= છાતી–કોટ. સુરતને સ્ત્રી તરીકે કલ્પ્યું છે. **રંગે**=ચોળીનો ઊડી આંખે બાઝે તેવો રંગ કે જુદા જુદા રંગના અંગ્રેજ અને ફ્રેંચના વાવટા. **બુરજ ઢળી પડયા**=બુરજ ઉપર જે વાવટા ફરકતા હતા તે પડી ગયા અથવા તેની ચોળીનો લાલ રંગ ઊડી ગયો. સુરખી જતી રહી. **નુર**=તેજ. **ક્ષોભ**=દિલગીરી. **ઢંગે**=આવી દુર્દશાની સ્થિતિથી. **નેન**= નયન–આંખ. **ફૂલાં**=આંખમાં પડતા મોતીયાના જેવું દરદ. **ઠાઠ**=શોભા. સુરતની પ્રજાના ગાલ ભરાવદાર હતા. તે આજે બેસી ગયા છે. **લાજે**= શરમથી. **ઠર્યા**=શાન્ત. **દાંત તણાતા**=નાની ઉમરમાં દાંત પડી જાય છે. **ચાઠાં**=ખાડા-ગોબા. **નાક**=આબરૂ–ટેક. **નિરાસે**=નિરાશાથી. **સૂરજં**= સૂર્યના જેવું ઓપતું–ચળકતું. **ઘૂવડ તેવું**=ઘુવડના જેવું બીહામણું. **ગોરૂં**=( गौर ). **કારમું**=અલૌકિક–ભવ્ય. **ખમાં**=આકાશમાં–આકાશમાં

પૂર્ણિમાના ચંદ્ર જેવું પ્રસન્ન. **ધૂપ**=તડકો–હાડમારી. **અમાવાસ્યાયે તેવું**=અમાસની રાત્રિ જેવું અંધકારમય–કાળું. નૂર ઉડી ગયું તેથી. **સુરખી** (ફા.)=લાલી. તેજ. **ઉડી રહેતી**=પ્રકાશી ઉઠતી. **ધૂળ ઉડે છે**= શરીર ઉપર છાર પડે છે. અથવા દુર્દશા જોઈને આંખમાં કાંકરીની માફક મને ખૂંચે છે. **દુઃખદા**=દુઃખકર.

આ કાવ્યમાં સુરતની જાહોજલાલી તથા તેની પડતીનું ચિત્ર સ્વદેશપ્રેમી કવિના હાથે દોરાયું છે. તેની ચ્હડતી દશાનું નર્મદને અભિમાન છે, અને પડતી જોઈ તેને અસહ્ય પીડા થાય છે. પ્રેમશૌર્યના મંત્રો પૈકીનો પ્રેમમંત્ર (સ્વદેશ–પ્રેમ) કવિનો વ્યક્ત થાય છે.

---

## (૧૫) મણિલાલ

### અમર આશા

આ કાવ્યનો સાર છેવટની બે પંક્તિઓમાં સમાયલો છે. આ કાવ્ય 'ઐહિકપ્રેમ' અને 'પ્રેમભક્તિ' એ બન્નેના અર્થમાં ઘટાવી શકાય છે. પુરુષ જેમ માશુકની શોધમાં અનેક સંકટ અને નિરાશાઓ ભોગવે છે, અને છેવટે તેની પ્રાપ્તિમાં મરી પણ જાય છે, તેમ મનુષ્યને સત્ય-સ્વરૂપ પરમાત્મપદ પ્રાપ્ત કરતાં અનેક કસોટીઓમાં પસાર થવું પડે છે. અનેક જન્મ વ્યતીત થાય છે, નિરાશા પણ થાય છે, છતાં તે પદ જ્યારે મળે છે ત્યારે પ્રથમ તેની શરીરહાનિ થાય છે. પ્રથમ તેણે દેહ-ભાવ તજવો જોઇએ. એ તજે તો સત્ય–જ્ઞાન–સ્વરૂપ પરમાત્મા મળે. ઐહિક પ્રેમમાં પણ તેમજ છે. ખરો ઇશ્ક ત્યારેજ પ્રાપ્ત થાય કે જ્યારે આશક માશુક માટે તલપી રહે, અને પોતાનું ભાન ભૂલી માશુકમાં તદ્રુપ થાય. જેઓ આ ઇશ્કને મેલવતા નથી તે મુઆ જેવા છે, કારણ તેમની જીંદગી વ્યર્થ ગઈ; તેમજ જેઓએ તે મેળવ્યો છે તેઓ પણ મુઆ છે, કારણ

"મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને" પ્રીતમ. "મરીને જીવે" તેમને મરજીવા, કહે છે. દેહભાવનો ત્યાગ તેજ મરણ. તેવા મરજીવા મહાપદ (આત્મૈક્ય) પામે છે. આની સાથે "હરિનો મારગ છે શૂરાનો" એ કાવ્ય વાંચવા યોગ્ય છે.

૧. **અમરઆશા**=દુઃખ પછી સુખ, નિષ્ફળતા પછી સફળતા, ક્રોધ પાછળ રહેલી છૂપી દયા જોવાની; અને છેવટે દૈવી ન્યાય અટળ છે, એવો ભરોંસો તેને "અમર આશા" કહી છે. **ખફા**=છુપુ-ગેબી. **ખંજર**=કટારી. **સનમ**=(૧) મૂર્તિ (૨) પ્રિયા. 'સનમનામાં' આ શબ્દમાં 'જે માં' પ્રત્યય છે તેને 'ખંજર' સાથે જોડવાનો છે. 'સનમના ખફા ખંજરમાં,' એ પ્રમાણે. પ્રિયાના ક્રોધરૂપી છુપી કટારીમાં ઊંડી દયા રહેલી છે. **રહમ**=(અ.) દયા. 'ઊંડી દયા' તેજ 'અમરઆશા.' પ્રભુ ભક્તો ઉપર સંકટો નાખી તાવે છે તેમાં પણ પ્રભુનો દયામય હેતુ હોય છે. હિરણ્યાક્ષના મરણની પછવાડે મુક્તિ રહેલી હતી.

૨. **જુદાઈ**=વિયોગ-જીંદગીભરનો વિયોગ રડી રડીને વીતાવ્યો. **વસ્લ**=મેળાપ-દેહૈક્ય-આત્મૈક્ય. **ગરદન**=ડોક. **અગર**=જો-જોકે. છેવટે જો કે ડોક કપાઈ ગઈ છતાં સનમનો સંયોગ થયો નહીં; પણ તેની આશા તો હજુ રહી છે. આજ 'અમરઆશા.' આખો જન્મ સેવ્ય કે **સખાભાવે** પ્રભુભક્તિ કરી, પણ મૃત્યુપર્યન્ત આત્મૈક્ય પ્રાપ્ત ન થયું, છતાં બીજા જન્મમાં તે થશે એમ આશા રહે છે.

૩. પ્રિયસમાગમની વખત આવી નહીં, અને પ્રિયા છેતરીને ચાલી ગઈ. તેની સાથે વાતો કરવામાં અનેક રાતો ગાળી. પણ કેવળ વાતોની અપેક્ષા નહોતી; અપેક્ષા માત્ર વસ્લની હતી. તે વસ્લનો પ્રસંગ આવ્યો નહીં માટે અનેક રાતો વાતોમાં ગાળી તે ગુમાવ્યા બરાબર છે. પરંતુ તેમને ગુમાવવામાંજ કમાણી છે. કોઈક દિવસ વસ્લની ઘડી આવશે-આજ 'અમરઆશા'. ઈશ્વરસ્મરણમાં નથી. કથાવાર્તામાં અનેક

વર્ષો ગાળ્યાં; છતાં પ્રભુસમાગમ થયો નહીં. પરંતુ આ પ્રમાણે જે પ્રભુ સાથે પ્રીતિ લાગી છે તેનું ફળ છેવટે સાયુજ્ય મુક્તિમાં પરિણમશે.

૪. **જબાનો**=જીભ (બ. વ.) (લક્ષણા વ્યાપારથી) **લવારો**=નિન્દા–બગદોઈ તેના જખમ અને લોકોના તરફથી મારા શરીર પ્રત્યે આવી પડતા ભયની કટારીની મુસીબતો મેં વેઠી. **ખોફ**=ભય. **મુસીબત**=અડચણ–સંકટ–દુઃખ. લોકોની નિન્દાને પાત્ર બન્યો, તેમજ લોકોના તરફથી મારી જાનને લેવા થતા પ્રયાસોના સંકટમાં હું ઉતર્યો- આ નિન્દા અને સંકટ તેજ કતલ. આવી કતલને પણ મેં પ્રિયાના ચરણનું ચુંબન કરતાં થતા સુખના જેવી સુખકર માની. **કદમ**=પગ. **બોસી**=ચુંબન ક્રિયા (ભાવવાચક નામ) **કદમ બોસી**=પગ ચુંબન (૫. ત. સ.) આ બધું વેઠયું તે એટલાજ હેતુથી કે અહીં ગમે તેટલાં સંકટ અને નિરાશાઓ આવી પડે, પણ પરલોકમાં તો દૈવી ન્યાય મળવાનો છે: મને પ્રિય વસ્તુની પ્રાપ્તિ થશેજ. આ 'અમરઆશા'. **ઉપર**=સ્વર્ગમાં–પરલોકમાં. **ક્યામત**=ન્યાયનો દિવસ. (Resurrection-Day of Judgment) **ખુદાઈ**=ખુદાની (વિશેષણ) દૈવી. ભકતની લોકો નિન્દા કરે છે, તેને દુઃખ પણ આપે છે, છતાં ભકત તો તેમાં પણ આનન્દ માને છે, કારણ તે સમજે છે કે તેની આન્તર વૃત્તિને જોનારો તો પ્રભુજ છે.

૫. શમા (અ. **شمع**) દીવો. **પર**=(૧) પીંછું (૨) પાંખ. **વાના**=વાળુ. **પરવાના**=પતંગિયુ. 'પંકજ'ની માફક આ શબ્દ પણ યોગરૂઢ છે. **ફરહાદ અને શીરીન્**=આ બે આશક માશુક હતાં. ફરહાદ પોતાની પ્રિયા શીરીન્ માટે મરી ગયો હતો. ફરહાદ ગરીબ માણુસ હોવા છતાં રાજકુંવરીનું પાણિગ્રહણ ઇચ્છતો. રાજાએ તે ગાંડાને કુંવરીની યાચના કરતો જોઇ પર્વતમાં મહેલ બનાવવાનું કામ તેને સોંપ્યું. તે દિવાનો અનેક જોખમે તે કામ પૂરુ કરવા આવ્યો ત્યારે રાજાને ચિંતા થઈ કે જો કામ પૂર્ણ કરશે તો શીરીન્ આપવી પડશે. રાજાએ શીરીન્‌ના મરણની જૂઠી ખબર ફરહાદને પહોંચાડી. તેનું મરણ સાંભળી

તે પણ પાલખ પરથી પડી મરી ગયો. પતંગિયુ પણ આ પ્રમાણે દીવામાં પડી મરી જાય છે. **અગમ=(अगम्य)** દુર્લભ. **ગમની=** દિલગીરી વડે. જુઓ 'ગમગીન'. છઠ્ઠી વિ. તૃતીયાના અર્થમાં છે. દુર્લભ વસ્તુ ન મળવાથી નીપજતા શોક વડે જે વિનાશ ઉત્પન્ન થાય છે તેમાં પણ પ્રેમના દિવાનાઓ લખલૂંટ આનંદ માણે છે. **મઝેદારી=** સ્વાદ—આનંદ. પ્રિય વસ્તુની પ્રાપ્તિ અર્થે જાતભોગ આપ્યા સિવાય તેવા પ્રેમીઓને આનંદ પડતો નથી. 'લે-લે મજનુની' વાર્તા પણ આવીજ છે. ઇશ્વિરભકતને પણ ઇષ્ટપ્રાપ્તિ સારૂં મરજીવા થવું પડે છે. બન્ને જણને પોતાના નાશમાં પ્રિય વસ્તુની પ્રાપ્તિનો માર્ગ ચોખ્ખો સૂઝે છે. તેજ 'અમરઆશા'.

૬. **ફના કરવું**=નાશ પામવું-પ્રિય વસ્તુને પોતાનામાં મેળવી એકતા સાધવી. **ફના થાવું**=પોતે મરીને પ્રિય વસ્તુમાં એક થવું. **શાહ**=બાદશાહી—ઇષ્ટપ્રાપ્તિ. જુઓ 'શહનશાહ.' પ્રિય વસ્તુની પ્રાપ્તિ સારૂ જાતભોગ આપવો પડે છે. આ જાતભોગમાં ખરી બાદશાહી—ઇષ્ટપ્રાપ્તિ રહી છે. **દુહાઇ**=(અ. **दुआ**) (૧) મદદની પ્રાર્થના—યાચના. (૨) આજ્ઞા. **દીલબર=(दील+बुर्दन्-**લઇ જવું) હૃદયને ખેંચનાર—સનમ—પ્રિયા—પરમાત્મા. પ્રિયાની પોતાના પ્રિય પ્રત્યે એવી આજ્ઞા છે કે તેણે પોતાનું ભિન્ન વ્યકિતત્વ ખોવું, અને તેમ કરશે તોજ તે ખરો પ્રેમ ચાખી શકશે. જુઓ—

"પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને." પ્રીતમ.

૭. **રફાઈ**=રફાઇલ નામની પ્યાલી પીવાની ક્રિયા. તે રફાઇલ ઝેરી પદાર્થ છે. તેમાં કયું ઝેરી તત્ત્વ રહેલું હોય છે તેનું નામ જાણવાનું છે. તે ઝેરનું નામ શોધી લેઈ તે બનાવી પી લો, **હકીકત=(हक**—સત્ય) સત્ય વાત—સત્ય જ્ઞાન. તે રફાઇલનો પ્યાલો સનમના હાથની છેલ્લી રફાઈ તરીકે પી લે કે જેથી તને સત્ય જ્ઞાન મળે.

૮. **તડપવું**=તલસવું–આતુર બનવું. **રાહ**=રસ્તો. **રોશન**=(વિ.) પ્રકાશિત. જુઓ 'રોશની.' પ્રિયાને વાસ્તે જ્યારે હૃદય તલસી રહે છે ત્યારે તેને મેળવવાનો રસ્તો સૂઝે છે. હૃદયની તે વસ્તુ પ્રાપ્ત કરવાની ઉત્કટ ઈચ્છા–તેમાંજ તેની પ્રાપ્તિનો રસ્તો જડી આવે છે. તે તલસાટ એટલો બધો ઉદ્દામ થાય કે હૃદય ચીરાઈ જાય તો પછી હૃદયમાં તે પ્રિયા ગુરૂ તરીકે ઊભી જણાય છે. "હૃદયગ્રન્થિ તૂટતાં તે પરાવર દેખાય છે," એમ ઉપનિષદો કહે છે.

૯. **ચમન**=વાડી. બાગ. **ગુલ**=ફૂલ કે ગુલાબનું ફૂલ. **આફ્રીન્**= ફીદા. અંત્ય **न्** ની પૂર્વે **आ, ई**, કે **ऊ** આવે તો **न्** નો અનુસ્વાર લખવાનો રિવાજ અરબી ભાષામાં હોય છે. ઉચ્ચારની સ્પષ્ટતા ખાતર **न्** રાખ્યો છે. **ખાર**=કાંટા. **બદનગુલ**=(કર્મધારય.) બદન ગુલ જેવું– ગુલાબના જેવું કોમળ શરીર. ગુલાબનાં પુષ્પો ઉપર ફીદા થઈ હું વાડીમાં આવી ઊભો છે, પણ જેવી રીતે કાંટા વચ્ચે રહેવા છતાં ગુલાબ પોતાની કોમળતા સાચવી રહે છે, તેમ તારે પણ અનેક સંકટોમાં હૃદયની અને શરીરની કોમળતા છોડવી નહીં. આમ કાંટાં વચ્ચે રહેતાં બદનને ગુલ જેવું રાખવું તેમાંજ ખરી નવાઈ રહેલી છે. **બચતાં**=બચવામાં.

૧૦. **ઓલીયા**=' વલી 'નું બહુવચન. Saints. મહાત્માઓ. **મુરશિદ**=વડા નિશાળીઓ–ગુરુ–પ્રભુનો માર્ગ બતાવનાર. **માશૂક**='ઇશ્ક' નું કર્મણિ ભૂત કૃદન્ત. Loved–પ્રિયા. **ફૂલવું**=નાશ પામવું. **કલામો**= (**कलम**–વાણી) વાણી–વચનો. હજારો મહાત્માઓ અને ધર્મોપદેશકો પ્રિય વસ્તુની પ્રાપ્તિ માટે દેહભાવ તજી નાશ પામ્યા છે, અને જેઓ નાશ પામ્યા નથી તે મુવા જેવા છે, ( તેમનો જન્મારો વ્યર્થ ગયો ) એવાં શાસ્ત્રોએ સખત વચનો ટાંક્યાં છે.

---

## (૧૬) બાલાશંકર

### અમો મસ્તાન

મસ્તાન—પ્રેમરૂપી મસ્તીવાળો. પ્રેમનો નીશો જેને ચડ્યો છે તેવો—જુઓ કલાપી:—

"માયિક પ્રેમ તરછોડી અનલ્ હકનો તું કર દાવો:
બન્યું રહે મસ્ત મસ્તાનું: મસ્તીનો તું લે લ્હાવો"

**૧—૩. જીગર**=હૃદય. **યાર**=મિત્ર—પ્રેમી—સ્નેહી. **બેદરકાર**=નિષ્કાળજીવાળો. બહુવ્રીહિ. સ્નેહના પાત્રને જો મારા સ્નેહની અપેક્ષા ન હોય તો સઘળો સંસાર મારા પ્રત્યે બેદરકાર રહે, તેમ તે યાર પણ સંસારથી જુદો છે. **અખ્ત્યાર**=કાબુ. સત્તા. આણ. **પ્યારી**=સ્નેહપાત્ર—પ્રભુ. પ્રેમી પોતાની મસ્તીમાં કોઇને ગણતો નથી, છતાં પોતાના પ્રેમપાત્રમાં તેની વૃત્તિ અવિચળ હોય છે—તેને વશવર્તી રહે છે. **જુદો**-અનોખો—અસામાન્ય. આસક્તિ ન રાખવા સંબંધી મંદિરોમાં હજારો બોધ આપનારાં પ્રવચનો ભલે થાય, છતાં અમારો, પ્રેમમાં પારંગત થયલાઓનો, દરબાર તેથી ભિન્ન પ્રકારનો છે. અમને તે પ્રવચનોની કંઇ પડી નથી. **ઉસ્તાદ**=ગુરુ—મુરશિદ.

**૪—૬. પરકાર**=હોકાયંત્ર (Mariner's compass) આ હોકાયંત્રનો કાંટો સાધારણ સમયમાં ઉત્તર તરફ અવિચલ રહે છે, પણ જ્યારે સમુદ્રમાં તોફાન થાય છે ત્યારે એનું ઠેકાણું રહેતું નથી. પરંતુ અમારા હૃદયનું લક્ષ તો ગમે તેવા સંજોગોમાં અચલ રહે છે. સ્નેહ—પાત્રની ઉપેક્ષામાં પણ અમારી હૃદયવૃત્તિ ડગતી નથી. આ પ્રમાણે અમારા ચિત્તનો પરકાર જુદા પ્રકારનો છે. **નિશાન**=લક્ષ્ય. **યારુ**=સુંદર.

૫. **બેશ**=( **બીશ** ) ઘણું, ઉત્તમ. **યાર**=સંબોધન વિભક્તિ. **બાઝાર**=બજાર—ગુજરી—દરબાર—સમાજ.

૬. **પૂરો**=શરીરનો સ્થૂળયોગ ન હોય છતાં પણ હૃદયનો યોગ ઉપેક્ષામાં પણ અવિચલ રહે તેવો. પોતાના પ્રેમપાત્રમાં અવિચ્છિન્ન પ્રેમ-

રહે તો ત્યાં અદ્વૈત–અભેદ–હૃદયઐક્ય અનુભવાય છે. જ્યાં આવો પૂરો પ્રેમ નથી ત્યાં હૃદયઐક્ય હોતું નથી. પ્રેમ સિવાયનો સ્થૂલ સંબંધ તે સંસારનો રિવાજ છે. આ તૂકમાં 'જ્યાં' બે વખત છે. તેને બદલે બીજા 'જ્યાં'ને બદલે 'ત્યાં'ની જરૂર જણાય છે?

૭–૮. આવો મ્હારો રસ્તો બીજાથી નોખો છે, અને બધા લોકો તેને દુઃખદ ગણે છે, પણ મને તો આ મસ્તીમાં પરમાનંદ અનુભવાય છે. પ્રેમી પોતાના ધ્યેય પાછળ દિવાનો બને છે–આત્મભાન ભૂલી પ્રેમ-પાત્રમાં એકતાર થાય છે. લોકો તેની નિન્દા કરે, અને તે રસ્તે તેને દુઃખી માને, પણ દિવાનાને તો તેમાં લ્હેજત પડે છે. બ્હાર=લ્હેજત–આનંદ. મૂળ અર્થ 'વસંત ઋતુ' છે. તે ઋતુમાં પ્રકૃતિ આનંદ ભોગવે છે, અને આનંદ આપે છે. ૮. જે પ્રેમમાં મસ્ત બને છે તે સઘળા વ્યવહારથી મુક્ત હોય છે: તે કશાની દરકાર કરતો નથી. (એની પણ કોઈ દરકાર કરતું નથી.) આ પ્રમાણે જ્ઞાની મસ્તાનના મગજનો તાર (બંધારણ) અનોખો હોય છે. તાર=તન્તુવાદ્યમાં બધા તાર સમસ્વર હોય છે. તેમાંનો એકાદ તાર વિષમસ્વર હોય તો જેમ તેનો સ્વર જુદો નીકળે છે તેમ આ મસ્તાનનું વર્તન પણ ભિન્ન હોય છે.

---

## (૧૭) મલબારી

૧. શેના=શા માટે. **વિસાત**=મિલ્કત. કિંમત. **કૂદકા મારવા**=ગર્વથી ઘમંડ રાખવો. **સરવાળે**=એકંદરે–છેવટે. છેવટે કરોડો રૂપિયા પણ મૂકી જવાનું છે. **સૂકા ઘાસ બરાબર**=વાયુને વશ. ઉડી જાય તેવું આકડાના તૂલ જેવું. **બળી–બાળે**=સત્તાધારી પોતે નાશ પામે છે, અને બીજાને પણ પાયમાલ કરે છે માટે. **ચક્રવર્તી**=એક ચક્રે રાજ્ય કરનાર–અનેક નાનાં મોટાં (ચક્ર) રાજ્યનો સાર્વભૌમ ધણી. **સગાં–આલમનાં**=આગ્રા તરફ મી. મલબારીના જોવામાં એક મુસલમાન ગરીબ

બાઈ આવી હતી. તે શાહઆલમની ઓલાદની હતી તેમ કહેવાતું. ચીંથરે-હાલ હોવા છતાં તેની સુકુમાર કાન્તિ ખાનદાનીનો પુરાવો આપતી હતી.

૩. **જમસેદ**=ઈરાનનો મહાન્, લોકપ્રિય, અને ન્યાયી રાજા હતો, પણ પાછળથી ઘણો અભિમાની થયો હતો; પોતેજ ઇશ્વર છે એમ પ્રજા અને અમલદાર પાસે કહેવડાવતો; દુનિયામાં દારૂનો પ્રચાર તેણે કર્યો, તથા વીંછીની દવા તેણે શોધી કાઢી હતી, એમ કહેવાય છે. **ફરીદૂન**=ઈરાનનો પ્રતાપી અને ન્યાયી રાજા: ઈરાનને ઝુહાકના ત્રાસમાંથી છોડાવનાર. **અર્દશેર બાબકાન**=ઈ. સ. ના ત્રીજા સૈકાનો ઇરાનનો રાજા. બાબકનો છોકરો. પોતાના દિકરાને, ચૌદ વર્ષ રાજ્ય કરી, ઈ. સ. ૨૩૮માં ગાદી આપી ચાલ્યો ગયો. છોકરાને સુવર્ણના અલંકારો કરતાં સદ્‌ગુણરૂપી અલંકારોથી શોભતાં જોવા ઇચ્છનાર. **ખુશરો પરવીઝ**=ઇ. સ. ના પાંચમા છઠ્ઠા સૈકાનો રાજા. શીરીંનો ધણી. સીરીયા પેલેસ્ટા-ઈન જેરૂસલેમ વગેરે લૂંટનાર-બાળનાર-છેવટે રોમન બાદશાહ હેરેક્લી-અસનો ભોગ થયો, પ્રજાનો અપ્રિય બન્યો-કેદમાં મરાયો. **યુનાની સિકંદર** ગ્રીસનો મહાન્ એલેકઝેન્ડર. વિજયવાયુથી બ્હેકી ગયલો પંજાબના પોરસ રાજા સાથે લડનાર અને વિજયઝેરને લીધે આખરે ન્હાની ઉમરમાં એસિયામાં મરનાર ઈ. સ. પૂર્વના ચોથા સૈકાનો રાજા. **રૂમી સીઝર**=રોમનો મહત્ત્વાકાંક્ષી રાજા-પ્રજાદ્રોહનો ભોગ થઈ બ્રુટસને હાથે મરાયલો, અને શેક્ષપીઅર કવિની સંજીવિની વિદ્યાએ કરી **યશઃશરીરથી** અદ્યાપિ જીવતો પરાક્રમી પુરુષ. **સારો ભવ**=આખો જન્મારો. **મર મારે બૂમ**=બૂમો મારીને મરી જાય તોપણ. **કહિંક**=પરલોકમાં. **હાથ જોડી**=જન્મભરનાં દુષ્ટ કૃત્યોને લીધે પ્રભુની ક્ષમા યાચતા કંગાલ ભીખારી જેવા.

૮. **અયોધ્યા**=રામચંદ્રની રાજધાની. રામાનંદીઓનું તીર્થ. **બેટ દ્વારિકાં**=કૃષ્ણભક્તોનું તીર્થ. **નાથદ્વાર**=વલ્લભસંપ્રદાયનું મેવાડનું તીર્થ. **હરદ્વાર**=ગંગાતટે સાધુ-સંન્યાસીનો અખાડો. **ઘરને આંગણે**=

"સોદાગરસંસ્થાન તું સુરત ! શું વેનીસ, શું ઇસ્તમબોલ !" આ તેની વ્યાપારી સ્થિતિ સૂચવે છે. તેમાંથી "વાડી, ગાડી, લાડીમાં તેં જીંદગી કાધી ધુળધાણી" આ પ્રમાણેની સુરતી લાલા સ્હેલાણીઓએ તેની દુર્દશા કરી. **ગુર્જરગિરિ સૌરાષ્ટ્ર**=ગુજરાતના સુંદર ગિર પર્વતથી સુશોભિત સૌરાષ્ટ્ર. **કેર**=ત્રાસ. **દખ્ખણ**=દક્ષિણની પૂર્વની જાહોજલાલી (રાજકીય) નાશ પામી ત્યાંની ખેડુત વસ્તી દેવામાં સપડાઈ, પરિણામે સરકારને ખાસ ખેડુત–ઋણમુક્તિનો કાયદો કરવો પડ્યો.

---

## (૧૮) નરસિંહરાવ

### પ્રેમજ્યોતિ

આ કાવ્ય "કાર્ડિનલ ન્યુમેન"ના "kindly light" નામના કાવ્યનું ભાષાન્તર છે. તેમાં મનુષ્ય કેવળ પોતાના પુરુષાર્થમાં વિશ્વાસ રાખી, પ્રભુપ્રસાદની ઉપેક્ષા કરી, અભિમાનપૂર્વક આડે રસ્તે ચડી અન્તે પસ્તાય છે, અને પછી "હે પ્રભુ ! હું તારો શિશુ છું." એમ કહી પોતાને સીધો રસ્તો બતાવવા પ્રભુને વીનવે છે. પ્રભુ તો જાતે જ્ઞાન-સ્વરૂપ, અને કૃપાળુ હોઈ આવા રખડી પડેલા ઘેટાને છેવટે બચાવે, એ તો તેમનો સ્વભાવ છે. માટે કાવ્યનું નામ "પ્રેમળ જ્યોતિ" આપ્યું છે.

૧–૨. **પ્રેમળજ્યોતિ**=પ્રભુની કૃપા અને તેના માર્ગદર્શક જ્ઞાનનું આ શબ્દથી સૂચન થાય છે. દાખવી. **દાખવી**=(**दर्शयित्वा**) બતાવીને. **જીવનપન્થ**=જીવનનો રસ્તો–કેવી રીતે શુદ્ધ અને પ્રભુપરાયણ જીવન ગાળવું તે બનાવો. **ઉજાળ**=ઉજ્જ્વલ કર–પ્રકાશિત કર–બતાવ (નામધાતુ) **દૂર પડ્યો**=આડે રસ્તે લાંબા વખત સુધી રખડ્યો. **નિજ ધામ**=મારો મૂળ મુકામ–મારૂં બાળ પ્રભુમય જીવન. મોટો થતાં હું પ્રભુને વીસરી ગયો એટલે તેનાથી દૂર ગયો. **ઘેરે**=ચારે બાજુ વીંટાઈ વળે છે. **ઘન અંધાર**=જાડું અંધકાર–અજ્ઞાન અને અભિમાનનાં પડળો. **નિજ શિશુ**=પ્રભુને પિતા ગણી પોતે બાળક છે, એમ માને છે. પિતાનો

બાળક પ્રત્યેનો સહજ પ્રેમ સૂચવાય છે. "હે પ્રભુ! હું તારો છું" એમ અન્તે પ્રભુનો પ્રસાદ યાચે છે. ડગમગતો=સ્થિર નહીં રહેતો. પગ હવે અટકી પડયો છે-ધૈર્ય ખોઇ બેઠો છું. આગળ કે પાછળ એક ડગલુ પણ ભરવાની હવે હિંમત રહી નથી, કારણ તિમિર ગાઢું છે. **મુજ દૂર નજરે—જાય**=મને બહુ દૂર સુધી જોવાની ઇચ્છા હવે નથી રહી. હતી તો ખરી પણ આડે રસ્તે ચડયો અને હવે પસ્તાયો. **એક ડગલું બસ થાય**=હાલ તો મારા પગ આગળજ એકાદ ડગલું ભરાય તેટલી જગ્યામાં તારો પ્રકાશ પાડ. એમ કરતાં કરતાં છેવટે હું જ્યાંથી નીકળ્યો હતો તે સ્થળે તારા પ્રકાશની મદદથી જઈ શકીશ.

૩. આજ સુધી તેણે જીવન કેવી રીતે ગાળ્યું તે બતાવે છે: મને મારા જ્ઞાનનો ગર્વ હતો, તેમાં વિશ્વાસ હતો, અને પરિણામે મેં તારી મદદની ઉપેક્ષા કરી; પણ આમ કરવામાં મારી મૂર્ખતા હવે મને પ્રત્યક્ષ અનુભવથી જણાય છે. હવે તો હે પ્રભુ! હું તારોજ આધાર ઇચ્છું છું, અને માગું છું.

૪. **ભભકભર્યા તેજથી–લોભાયો**=ઉપર ઉપરથી આંજી નાખે તેવી મનુષ્યશકિતથી (પુરુષાર્થ બળથી) તારી મદદ સિવાય મારો નિભાવ કરવા લલચાયો. તેમાં ભય છે એમ સમજાયું, છતાં અભિમાને મને ધસડયો. **વીત્યાં વર્ષોને**="Remember not past years." એનું આ ભાષાન્તર છે. મેં ગત વર્ષોમાં–પાછલા જીવનમાં જે પાપ–કર્મ કર્યાં છે તેને તું ભૂલી જા. જો તું તેમ ન કરે તો મને દયા નહીં બતાવી શકે, માટે મારાં કર્મ સામું તો જોઇશજ નહીં. **વીત્યાં વર્ષોને સ્મરણથી લોપ્ય**=ગયાં વર્ષોનો સ્મરણથી લોપ કર–ભૂલી જા. '**લોપ્ય**'=આજ્ઞાર્થ બી. પુ. એકવચન. બીજા શાનો લોપ કરવાનો? "સ્ખલન થયાં જે સર્વ." પાછલાં વર્ષોમાં કરેલી મારી સઘળી ચૂકો તેને પણ ભૂલી જવાની છે. "Past years" નો અહીં પાછલા જીવનમાં કરેલી ભૂલો–પાપકર્મ, એવો અર્થ થાય છે. **મારે આજ–પર્વ**-હવે મારે

જીંદગી નવેસર શરૂ કરવી રહી–ફરીથી એકડો ઘૂંટવાનો. આજ સુધીનું જીવન વ્યર્થ, પણ તેમ છતાં તારો પ્રસાદ પામું એટલે સપરમો દિવસ–લીલા લહેર.

૫. **પ્રભાવ**=દયામય શક્તિ. **નિભાવ્યો પ્રેમભેર** (Blest)= આજ લગી તારી દયાળુતાએ કરી તેં મને પ્રેમપુર્વક સાચવી રાખ્યો છે. હું તારી કૃપાને લાયક તો ન હતો, પણ જેમ ભરવાડ રખડેલ ઘેટા ઉપર નિર્દય ન થતાં તેને શોધી કાઢી ટોળા ભેગું લાવી મૂકે છે તેમ તું પણ કરે છે. એ તારી દયામય વૃત્તિમાં હજુ મને શ્રદ્ધા છે. **સેર**= ઝરણુ–પાણીનું નાનું ઝરણુ–અહીં પ્રકાશનું ઝરણુ–કિરણુ.

૬. **કર્દમ**=કાદવ કર્દમભૂમિ (moor) વિષય. **કળણુ ભરેલી**= પગ કળી જાય તેવી (Fen). **કરાડ**=(Crag) પુરુષાર્થ શ્રદ્ધા. **ધસમસતા જળના પ્રવાહો**=(Torrent) પ્રલોભનો.

૭. **રજની**=રાત્રિ-અજ્ઞાન અને અભિમાન ભર્યું જીવન. **પ્રભાત**= નવું જીવન (મારે આજ થકી નવું પર્વ) **દિવ્યગણોનાં વદન મનોહર**=Angel faces–તેમનું સ્મરણ ઘણા વખતનું હોવા છતાં રખડેલ સ્થિતિમાં ક્ષણભર વિસરી ગયો હતો. તે Angles મને પાછો ગયલો જોઈ આનંદનું સ્મિત કરશે.

---

## (૧૯) બોટાદકર

સૂર્યવંશી સગર રાજાએ નવ્વાણુ યજ્ઞ કર્યા હતા. સોમો યજ્ઞ કરતો હતો ત્યારે ઈન્દ્રે તેના યજ્ઞના ઘોડાની ચોરી કરી પાતાળમાં રાખ્યો. સગરના સાઠ હજાર પુત્રોએ ઘોડાની શોધમાં પૃથ્વીને ખોદી સમુદ્રની મર્યાદા વધારી. છેવટે કપિલ મુનિને આશ્રમે ઘોડો જડયો. આથી મુનિને ચોર ધારી તે સગરપુત્રોએ તેમનું અપમાન કર્યું. ઋષિએ બધાને ત્યાં શાપથી બાળી મૂકયા. આ પુત્રોમાંથી અસમંજસ નામના સગરપુત્રને અંશુમાન્ નામનો પુત્ર હતો. તેનો દિલીપ, અને દિલીપનો ભગીરથ. આ ભગીરથે

સ્વર્ગમાંથી ગંગાને પૃથ્વીપર અને ત્યાંથી પાતાળમાં લાવી પોતાના સાઠ હજાર પૂર્વજોને પાવન કરી સ્વર્ગે મોકલ્યા. ભગીરથ ગંગાને નીચે લાવ્યો માટે નદીનું નામ 'ભાગીરથી' પાડયું.

આ કાવ્યમાં રા. બોટાદકર ભગીરથના પ્રયત્નની પ્રશંસા કરે છે. તેમાં તેણે બતાવેલાં ખંત, ધૈર્ય અને સાહસનું વખાણ કરી ગંગામાં ન્હાવા જનાર લોકોને તેવા ગુણો રાખવા પરોક્ષ બોધ આપે છે, તથા ફળની સ્પૃહા રાખ્યા સિવાય અનેક સંકટો વચ્ચે હાથમાં લીધેલાં કામને પાર પાડવાની વૃત્તિ રાખવા વાચકને પ્રેરે છે.

૧-૨. **સુહાતુ** = સુશોભિત-સુંદર. **શ્રમનું પરિણામ** = સતત પ્રયાસના પરિણામરૂપ ગંગાનું પૃથ્વીપર આગમન. **મનોજ્ઞ**=આકર્ષક. **કર્તવ્યનિષ્ઠ**= ( બહુવ્રીહિ ) કર્તવ્યપરાયણ. **સુગીતા**=સારી ખ્યાતિ. **મહાર્ણવ**=મહા+અર્ણવ=મોટો સમુદ્ર. ( કર્મધા૦ ) **સુરવંદ્ય**=દેવતાઓને વંદવા યોગ્ય. (તૃતીયા તત્પુ૦) **ઉરના**=હૃદયના-લક્ષણાવ્યાપારથી "તેવા હૃદયવાળા ભગીરથના." **જયની**=કાર્યસિદ્ધિની. **મરણાન્ત**=આમરણ= મરતાં સુધી. **પિતા**=ભગીરથનો પિતા-દિલીપ. **પિતામહ**=ભગીરથનો દાદો-અંશુમાન્. **અભીષ્ટ**=(**अभि+इष्ट**) ઇચ્છિત. **લક્ષ્ય**=ધ્યેય. ધારેલી વસ્તુ. **લવ**=લેશમાત્ર. બન્નેએ પ્રયત્નો કર્યા પણ કાર્યસિદ્ધિ તો ત્રીજી પેઢીએ થઈ.

૩-૪. **ત્રિગુણા**=ત્રણગણા=પોતાના પિતામહના પ્રયત્ન કરતાં ત્રણ ગણા. **હૃદયથી**=ઉપર ઉપરથી નહીં, પણ તેનો તિરસ્કાર કરી ત્યાગ કર્યો. **વિભવ**=વૈભવ-મોજશોખ. **ઐહિક**=( **इह+इक** ) આ લોકના " **अर्थं साधयामि देहं पातयामि वा** " એવો નિશ્ચય કર્યો. **સ્વીકૃત**=પોતે માથે લીધેલા. **પૂર્વજ**-વડીલો. ( દિલીપ-અંશુમાન્ ) **સુપન્થે**=સારે રસ્તે. **સ્વર્લોક**=(**स्वर्+लोक**) સ્વર્ગલોક. **તેનો વૈભવ દૂર**=અપ્રાપ્ય. **કાં**=અથવા.

૫-૮. **નગેન્દ્ર ઉર**=(નગ+ઇન્દ્ર+ઉર) પર્વતશ્રેષ્ઠ-હિમાલયની છાતી (બાજુ). **લક્ષધારે**=અનેક ધારાઓથી. **લોકમાં**=પૃથ્વી ઉપર. **પ્રબળા**=

ધોધબંધ વહેતો. **ભવ્ય**=અલૌકિક. **ભાવે**=(૧) લાગે. જણાય. (૨) ઉમંગથી. **અચિરાય**=( નઞ્ તત્પુ૦ ) જલદી. **એણે**=ભગીરથે. એનું ક્રિયાપદ આ શ્લોકની પ્રથમ લીટીમાંના પહેલા શબ્દમાં છે. **ગવાયો**= (શું ?–વિજય). વિજય ગવાયો. **દિવ્ય**=અલૌકિક. વિશેષણ લેઇએ તો 'ઇતિહાસ'ને લાગે, અથવા 'દિવ્ય વિજય' એમ પણ લેઈ શકાય. **સત્પ્રયાસ**=સારો–સ્તુત્ય પ્રયત્ન (કર્મધા૦) **સુભાગી સાહસ**=ઇષ્ટફળદાયી પરાક્રમ. **ઠસાવવાને**=હેત્વર્થ કૃદન્તકર્મ. "પ્રયાસ, ફળ, સાહસ," વગેરે. **ચલાવવાને**=તેવા ખંતીલા બનાવવા. **તીર્થત્વ**=પૂજ્યતા. **પાવનકરત્વ**= પાવકત્વ–અન્યને પવિત્ર કરવાની શક્તિ. **શુચિત્વ**=પોતાની જાતની પવિત્રતા. **એ કાર્યને**=ભગીરથપ્રયત્નને ફળે આવેલી ભાગીરથીને. **સદ-ભિધાન**=(**सद्+अभिधान**) સારું નામ–ભગીરથનું સ્મરણ કરાવતું નામ.

૯–૧૩. **પ્રાચ્ય**=પૂર્વજ. વડીલ. (**प्राच्+य**) બીજો અર્થ પૂર્વ દિશા તરફનો. **આશય**=હેતુ. **એક અંશે**=અંશતઃ થોડા પ્રમાણમાં. **નિરાંતે**=(**निर्वृति**) સુખ=સુખે. **ગીર્વાણ**=દેવો–સ્વર્ગે પધારે. **અયિ**= ઉદ્‌ગારવાચક શબ્દ છે–પ્રેમ સૂચવે છે. **શૂન્ય માનસ**=ઉજ્જડ મન– ભગીરથના પ્રયત્ન સંબંધી વિચાર નહીં કરતું, એટલે સ્નાન કરનારને પોતે કેવા થવું તે વિચાર તો પછી આવેજ શેનો ? **વપુ**=શરીર. **સુરને હસાવી**=દેવો હસે છે, કારણ કે ભગીરથ અને તેના પૂર્વજોના પ્રયાસની તેમને ખબર છે. પોતાના પૂર્વજોને પાવન કરવા તેમણે મોટું સાહસ માથે લીધું. આ લોકો તો બિલકુલ પ્રયાસ સિવાય કેવળ ફળ ઇચ્છે છે એટલે 'આપ મુઆ વિના સ્વર્ગે જવાય નહીં' એ વસ્તુસ્થિતિથી વિપરીત વર્તના લોકોને જોઈ તેમને હસવું આવે છે. **સ્વાન્ત**=( **स्व+अन्तः** ) પોતાનું અંતઃકરણ. **આરંભી કાર્ય**="**प्रारभ्यते न खलु**" એ શ્લોકનું પ્રતિબિમ્બ આમાં ઉતર્યું છે. **સ્વલ્પ**=( **सु+अल्प** ) બહુ થોડું=જૂજ. **કર્તવ્યસંગ**=કર્તવ્યસંગાતે–કાર્ય કરતા વાંત–કાર્યની જોડેજ. **અહહ**= અરેરે. **આત્મજ**=પુત્રો=સંતાનો. **સુભાગ્ય**=સારુ ભાગ્ય. **અભ્યુદય**= ઉત્કર્ષ. **ભવ**=જન્મ–જીવન. **એના**=ભૂમિના. **ત્રિદિવ**=દેવો. **પથ**=રસ્તો.

(સ્વર્ગનો) સુરતણાં સુખ=સ્વર્ગનાં સુખ. આ બધું ગંગાતીર્થ કરનારને ઉદ્દેશી કહ્યું છે: અન્યને પણ લાગુ પડે. સેવે=માણે—ભોગવે. છેલ્લા શ્લોકમાં અંગ્રેજોના પેઢીગત ચાલતા સતત પ્રયાસને અન્તે તેમને ફળ મળે છે, એવા પ્રયાસો તે લોક કરે છે, એ વાત કવિના ધ્યાનમાં હોય તેમ જણાય છે.

---

## (૨૦) મણિશંકર (કાન્ત)

'મહારાજ,' અને 'પિતા' શબ્દોથી ઇશ્વરને સંબોધે છે. **આજ**=ચંદ્રપ્રકાશની રાત્રિએ. ચંદ્રનો ઉદય જોઈને હર્ષ પામે, એમ અન્વય છે. સમુદ્રના જલ ઉપર ચંદ્રનો પ્રકાશ પડતો જોઈ કવિહ્રદયને અતિ આનંદ થાય છે. **સ્નેહઘન**=સ્નેહ રસના જેવો ઘટ. કુસુમવન વિમલ-પરિમલ-**ગહન**=કુસુમ વાટિકાના નિર્મળ સુગંધથી ભરપૂર. બન્ને સમાસ કર્મધારય છે. સ્નેહના જેવો ઘન. કુસુમવનના વિમલપરિમલ જેવો ગહન. આ બન્ને વિશેષણો 'હર્ષ'ને લાગે છે. જો તેમનો અન્વય 'ગગન' સાથે લેઈએ તો 'સ્નેહ વડે ઘન' અને "કુસુમવનના વિમલ પરિમલથી ગહન" એમ વિગ્રહ લેઈ તેમને તૃતીયા તત્પુરુષ તરીકે લેવા પડે. **ગગન**=કવિહ્રદય. બન્ને વિશેષણોને 'ગગન'નાં વિશેષણ લેવાં ઠીક છે. હ્રદય-પુણ્ડરીક સ્નેહથી સિંચિત અને નિર્મળ અને અતિ વિસ્તારી લાગણી-ઓથી પૂર્ણ હોવાથી આવું પ્રાકૃતિક સૌન્દર્ય જોઇ તેમાં હર્ષ સહજ પામે. 'પામે' ક્રિયાપદનો કર્તા ઉપરની બીજી પંક્તિમાંનો 'હર્ષ' શબ્દ છે. **હર્ષ ઉત્કર્ષ પામે**=આનંદની પરાકાષ્ઠા પામે છે—અત્યંત આનંદ થાય છે. **કાલના**=ત્રણે કાળના—ભૂત, વર્તમાન, અને ભવિષ્યના સન્તાપ.

પ્રકૃતિના સૌન્દર્યનો જે નિશો (મસ્તી) ચડે છે તેમાં ઘડીભર સર્વ સન્તાપની (ચિન્તાની) શાન્તિ થાય છે. પ્રકૃતિની શાન્તિ મનુષ્યના હ્રદયમાં પણ શાન્તિ પ્રેરે છે. 'નવલરસધવલ', આ વિશેષણ 'નેત્ર'નું છે, ચંદ્ર એ ઇશ્વરનું નવીન સુધારસથી ભરેલું ધવલ નેત્ર છે. પિતાની અમીભરી દૃષ્ટિ નીચે રમતું બાળક જેમ શાન્ત અને નિશ્ચિંતપણે રમે છે તેમ કવિ પરમાત્માના સુધાસમા ચંદ્રરૂપી નયનને નીરખી શાન્તિ મેળવે છે.

**જલધિજલદલ**=સમુદ્રના પાણીની સપાટી. **દલ**=પાંદડુ-(સપાટ-કેવળ વિસ્તારવાળું) તેથી **દલ**=વિસ્તાર-સપાટી. **દામની**=સૌદામની-વિજળી. **દમકતી**=ચમકે છે-ઝબૂકે છે. **યામિની (યામ+ઇની)** રાત્રિ. **વ્યોમસર**=આકાશરૂપી સરોવર (કર્મધારય) **સરતી**=ધીમે ધીમે પસાર થાય છે. કોઇ અપ્સરા જાણે પાણીમાં મંદમંદ ગતિ કરતી ન હોય તેમ રાત્રિરાણી ચંદ્રરૂપી ચાંલ્લા અને વિજળીરૂપી આભૂષણોથી અલંકૃત થઈ મંદમંદ ગતિ કરી રહી છે. **કામિની**=મદનની દૂતિરૂપ કોકિલ-અત્યારે ટહુકાર કરી રહી છે. **કેલિકૂજન**=રતિક્રીડા વખતનું મંદ અને મધુર વચન. કોકિલામાં કવિ રતિક્રીડામાં મુગ્ધ બનેલી નાયિકાનું આરોપણ કરતા જણાય છે. **ભવ્ય**=ચિત્તાકર્ષક-મનોરમ. **સમુલ્લાસ**=આનંદ-પ્રમોદ. **સારી**=અખિલ-બધી. **તરણી**=હોડી. પ્રકૃતિની સરળતા જોઈ સૃષ્ટિની સરળતા કવિ કલ્પે છે, પણ તે સરળતા ક્ષણિક છે.

શાન્ત રાત્રિમાં ચંદ્રોદયથી જેમ આકાશની ભવ્યતાનો ઉત્કર્ષ જામે છે તેમ કવિના ભાવનામય હ્રદયમાં પણ હર્ષનો ઉત્કર્ષ પરાકાષ્ઠાએ પહોંચે છે. કવિ પ્રાકૃતિક સૌન્દર્ય અને શાન્તિ અનુભવી ઘડીભર ત્રણેકાળનાં દુ:ખને વિસરી જાય છે, અને સમુદ્ર જળ ઉપર વિજળીનો ઝબકાર તથા કોકિલાનો ટહુકાર તેમજ સમુદ્રમાં ભરતી જોઈ કવિ સૃષ્ટિની સરળતા અનુભવે છે. ટૂંકામાં પ્રાકૃતિક સૌન્દર્ય અને શાન્તિયુકત સંવાદ જોઈ કવિને સહજ આનંદ થાય છે, અને પરમેશ્વર પિતાની મીઠી નજર નીચે કવિ કાંઈક બાળસ્વભાવ અનુભવે છે.

---

## (૨૧) કલાપી

### ત્યાગ

આ કવિતા આત્મલક્ષી હોવાથી દુર્બોધ છે. આ કાવ્ય તા. ૧૦-૬-૯૬ના રોજ લખાયું હતું. કવિનો આ હ્રદયમંથન કાળ છે. નીતિ શું અને પ્રેમ શું, એ વચ્ચે બુદ્ધિ નિર્ણય કરી શકતી નથી, પણ

છેવટે નિર્ણય થતાં વિક્ષેપો નડે છે. આથી કવિ-સ્નેહી-હૃદય આક્ષિપ્ત થાય છે-નિરાશા ઉત્પન્ન થાય છે. આનું નામ ત્યાગ-સંસારમાંથી મનનું ઊડી જવું-શરીરથી ત્યાગ નથી. 'હૃદય ત્રિપુટી'માં તેમજ આ કાવ્યની આગળ પાછળ લખાયલાં કાવ્યો ઉપરથી અત્યારે સ્નેહીહૃદયમાં કઈ લાગણી પ્રાધાન્ય ભોગવે છે, તે જોઇએ: તા. ૯-૬-૯૬ના રોજ લખેલા કાવ્યમાં-

"તહીં છે ઇશ્કની મેનાં, જિગર મ્હારૂં પડયું તેમાં;"
"અહીં છે ઇશ્કનું પિંજર, પૂરાઈ પાંખ છે જેમાં."

આ પ્રમાણે કવિના હૃદયની અને શરીરની માલિક ભિન્ન જણાય છે. "અરેરે! કેદખાનામાં મને આ ઇશ્ક સૂઝયો કયાં?" વ્યવહારનાં બંધનોથી પ્રેમ અગ્નિરૂપ બને છે, એમ કવિ જણાવે છે. પછી તા. ૧૩-૬-૯૬ના કાવ્યમાં આ ઊડી ગયલા હૃદયને હજી ખેંચાણ રહ્યું છે તેમ જણાવી તે કંટકને બાળી દેવા પ્રયત્ન કરે છે:

"આ યોગ મ્હારો કયમ મ્હાત થાય?
ખેંચાણમાં કયાં વહનો જણાય?"

"ભોળું ન થા, ઉર! હવે ફરીને,
માન્યું વૃથા ને નકી સૌ વૃથા છે;"

**૧-૪-હું જાઉં છું**=શરીરથી જવાનું નથી. મનનું ઊડી જવું તેજ. **ત્યાં આવશો**=હૃદયને રોકવા પ્રયાસ કરશો નહીં. **સો સો દિવાલો**= ઊઠયું હૃદય હવે આસક્ત નહીં બને. **ઝુલ્મથી**=સખ્તાઈ કર્યાથી. **આંસુથી**=સ્નેહ દર્શાવ્યાથી. **વસ્લથી**=સ્થૂળ શરીરયોગથી. **કેદની વાત**=આરા હૃદયને રોકવાનું નામજ દેશો નહીં. **સૌ ખુશ રહો**=જેમાં જેને આનંદ પડે તેમાં સૌ ખુશી રહો, હું પણ તેમજ કરું છું. **શું એ હતું**=હું કેવો સ્નેહી હતો, અને અત્યારે કેમ આવો ઉદ્દાસ બન્યો છું, એ વાત સરખી પણ મને પૂછશો નહીં. **કે છે ખુશી**=મને કયાં

આનંદ પડે છે અને ક્યાં નથી પડતો, તે યથાસ્થિત તો મ્હારૂં હૃદય માત્ર જાણે છે.

**૫–૮–પેદા કર્યો 'તો** ઇશ્ક=ખુદાએ પ્રેમરૂપી ચીનગારી મારા હૃદયમાં પ્રગટાવી ત્યારે એણે કોઈની પરવાનગી માગી ન હતી. સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થયો. હવે જ્યારે તે પ્રેમને ભૂસવા ખુશી છે તો કોઇને કંઈ પૂછવાનું ન હોય. બન્ને કિસ્મત આધીન છે. **ઇશ્ક**=પ્રેમ. પ્રેમમાં શી મઝા છે તે સારી પેઠે જોઇ લીધું, હવે જે જોવાનું બાકી છે તે જોઈ લેવું. આ પણ નશીબનો ખેલ છે (હૃદય પલટો) તેને પણ આનંદથી જોવો. હવે ખુશી તેમાં છે. **કિસ્મત**=(**किस्म**=તેણે વહેંચ્યુ) વહેંચણીમાં આવેલું–નશીબ. **ચશ્મ**=આંખ. **બુરજે**=(**बुर्ज**) મિનારો. **આલમ**=દુનિયા–ઊંચે ચડી દુનિયાના નોખા નોખા રંગ જોવા છે–ભિન્ન ભિન્ન અનુભવ મેળવવો છે.

(૧) મૃત્યુ પછીની હકીકત છે. ફૂલ વેરવાં અને માણસને સૂવાડવું, એ મરનાર પ્રત્યેનો સ્નેહ સૂચવે છે. આ નાની નાની ઉર્મિઓ કહેવાય. (૨) મ્હારી સ્થૂળ શરીરરૂપી કબર અહીં બંધાઇ રહી છેઃ નિરાશાપૂર્ણ એટલે કબરરૂપ. પરંતુ હું જ્યાં હૃદયથી ખુશી માનું ત્યાં તમારાં ફૂલોની જરૂર નથી. પ્રથમ અર્થજ ઠીક છે.

**૯–૧૧–જાનાર**=નશ્વર–નાશવન્ત. ફૂલો, પ્રેમ, અને તમને મારે માટે શું લાગણી હોઈ શકે? અને કદાપિ હોય તો પણ આ જીવ તો પ્રેમ–સિન્ધુમાં ન્હાનારો, તેને તમારી નાની સરખી સ્નેહ–ઉર્મિની ગરજ નથી. **ઉર્મિ**=મોજુ–(સ્નેહનું). **વારિધિ**=સમુદ્ર. **હિકમત**=કલા. મારી સામાન્ય સ્નેહની લાગણી તમને બહુ પ્રચંડ લાગે છે. તમને જે મહાન્ લાગે છે તે મારે મન નાની લાગણીરૂપ છે. બન્નેનાં હૃદય ભિન્ન ભિન્ન કક્ષામાં છે. મારું હૃદય અનોખુજ છે–એને કોઇ જુદીજ કળાથી અને ઉપાદાનથી બનાવ્યું છે, તે સમજવું કઠિન છે. મારું હૃદય પારખવાને કોઇ લાયક નથી તો પછી એ સંબંધી કાંઈ પૂછવું તે વ્યર્થ છે, તેમ

-મારે કહેવું તે પણ વ્યર્થ છે. અત્યારે આમાં તમે આનંદ માનો છો, અને ભવિષ્યમાં ખુશી રહેજો—નકામો શોક કરશો નહીં. ખેરવું (ખર) 'ખર'નું પ્રેરકરૂપ છે. સારવું.

---

## (૨૨) ન્હાનાલાલ

કવિએ આ કાવ્યમાં માનવહ્રદયમાં રહેલા સ્નેહભાવને 'તાજ-મહેલમાં' મૂર્તરૂપે કલ્પ્યો છે, તાજમહેલ-એ શાશ્વત 'પ્રેમલગ્નનો મંડપ,' પિયુપ્રેમથી અળગી થયલી સ્ત્રીનો એ 'ભસ્મરાશિ', મુમતાજનો એ 'મુકુટ', સ્નેહપંખીડાની એ 'વાસયષ્ટિ', માનવીહ્રદયમાં રહેલા ચિરસ્થાયી પ્રેમભાવનો 'પડઘો', રસેન્દ્રના રસવારિ તટે ઉગેલું 'સૌન્દર્ય-પુષ્પ', પ્રેમ-સરિતામાં વહેતાં રસિક જનોનો માર્ગદર્શક, પ્રેમની 'પ્રભાતતારલી', જીવનની ઉભરાતી 'છોળ', અસ્થિર વિશ્વનું અંધકાર ફેડનાર એ 'પ્રેમ-તારલો', 'પ્રેમીના પ્રેમની ગીતા,' પ્રેમનો 'કીર્તિસ્થંભ', એ તો વ્હાલાની વાટ જોતી 'પ્રેમની જોગણ', અને નૃત્ય કળામાં કુશળ એવી માથાને હાથ અડકાડી ચયણિયાની ઘેરને ફેલાવતી કોઈ રસિક સ્ત્રીનો આ 'નિત્યરાસ' ન હોય, તેમ કવિ અનેક કલ્પનાઓદ્વારા શબ્દચિત્રો વાચક આગળ રજુ કરે છે. ખરેખર કવિએ તાજમહેલના પાષાણોમાં પ્રેમના સનાતન મંત્રો વાંચ્યા, અને વાચકને તે યથાશક્તિ સંભળાવ્યા.

૧. **તાજમહેલ**=શાહજહાંએ પોતાની બેગમ મુમતાજની કબર પર બંધાવેલું સ્મારક-મહેલનો તાજ (ષષ્ઠી તત્પુ) **તાજ**=મુકુટ-મહે-લમાં શ્રેષ્ઠ. આ ચારે પંક્તિઓ ઉત્પ્રેક્ષા અલંકાર છે, તાજમહેલમાં આ ચારે વસ્તુની કલ્પના કરી છે. **એજ**=શાહજહાંના મુમતાજ સાથે થયલા લગ્ન પ્રસંગે બાંધેલો. સામાન્ય લગ્નમંડપ અઠવાડીઉ ઊભો રહે પણ આ દંપતીનું લગ્ન સ્નેહભાવનારૂપે ચિરસ્થાયી હોવાથી તેમના લગ્ન પ્રસંગે બાંધેલો માંડવો પણ ચિરસ્થાયી રહે. **નિત્ય લગ્ન**-દંપતીના હ્રદયમાં રહેલી સ્નેહની ચિરસ્થાયી ભાવના. **ભસ્મરાશિ**=ભસ્મનો

ઢગલો (ષષ્ઠી તત્પુ.) 'પિયુ' શબ્દ 'પુરુષ' ને ઉદ્દેશીને વપરાય છે. એજ અર્થમાં આ શબ્દ લઇએ તો 'પિયુપ્રેમભગ્નનો' સમાસ લેવાની જરૂર પડે છે. પ્રિય (સ્વામી)ના પ્રેમમાં જેને વિક્ષેપ (મરણથી) થયો છે તેવી સ્ત્રી (મુમતાજ)નો પોતાના મરણને લીધે પ્રિયનો સ્નેહ બરાબર માણી ન શકી એવી મુમતાજની રાખોડીનો ઢગલો, સમાસ ન લઇએ તો 'પ્રેમભગ્ન પિયુનો' એમ અન્વય કરવો પડે, પણ તેમ કરતાં 'પિયુ' નો અર્થ 'પ્રિયા' લેવો પડે છે. **સ્નેહપંખી**=(૧) પ્રેમનું પંખી-પાળેલું પંખી. (૨) પક્ષીની માફક અલ્પ સમાગમ રાખતું પ્રેમપાત્ર–પ્રિયા. **વાસયષ્ટિ**=રહેવાની લાકડી–પક્ષી રાત્રે ઝાડની ડાળી ઉપર વિશ્રામ લે છે. સવાર થતાં ઉડી જાય છે. પોતાની પ્રિય પત્નીનું આ નિવાસગૃહ. "વાસયષ્ટિ" વાપરવાનું પ્રયોજન એટલુંજ કે 'વાસયષ્ટિ' પડી રહે છે, પણ તેના ઉપર બેસનાર પક્ષી ઉડી ચાલ્યું જાય છે, એમ અલ્પ સમાગમ સૂચવે છે. અહીં ચાર કલ્પનાઓ કરી છે. આ ચાર કલ્પનાઓ ઉત્તરોત્તર ચડવાને બદલે ઉતરતી જાય છે. પ્રશ્ન પૂછી કલ્પનાને સચોટ બનાવી છે. (કાકુપ્રશ્ન છે.)

૧૦. **આંધી**=અંધકાર. **મેઘાડંબર**=(**मेघ+आडम्बर**) મેઘની–વાદળની ઘટા–અંધકાર. **સ્હોયલો**=(**शोभा–सोहा+इल–सोहिल्ल**) શોભાયુકત. આ બન્ને રૂપકોથી પ્રેમનો અભાવ સૂચવાય છે. સ્નેહના અભાવે મૂઝવાતા આ અસ્થિર સંસારમાં માર્ગસૂચક બનતો પ્રેમતારલો ઉગ્યો હોય તેવો આ તાજમહેલ છે. **પ્રેમતારલો**=પ્રેમરૂપી તારલો ( કર્મધારય ).

૧૨. આમાં પ્રથમ પંક્તિમાં પ્રશ્ન મૂકયો છે. કહેવાનું તાત્પર્ય એમ છે કે વિશ્વના મહેલમાં પ્રેમનો ચંદ્ર તેમજ પ્રેમની ચિતા બન્ને છે. પ્રેમ આમરણાન્ત હોય તો સુખરૂપ છે, વચ્ચે વિક્ષેપ નડે તો ચિતા સમાન દુઃખરૂપ છે, એજ વસ્તુને યમુનાતટે આવેલો પ્રેમીના પ્રેમના સ્મારકરૂપ તાજમહેલ પ્રકટ કરે છે.

૧૪. 'તાજ' શબ્દ દરેકને લાગુ થાય છે. પ્રેમની કવિતાકેરો તાજ, વગેરે. જાહોજલાલી (जाह+व+जलाल ફા.) મોભો અને કીર્તિ. આ તાજમહેલ પ્રેમની કવિતાના શ્રેષ્ઠ તાજ (નમૂના) રૂપે છે, તે મોગલોની કીર્તિ અને મોભાના મુગટરૂપ છે, તે સૌન્દર્ય અને કલાના તત્ત્વરૂપ છે, તેમજ તે મોગલસત્તાના ચિરસ્થાયી સ્મારકરૂપે છે.

૧૫. **અંગાંગમાં**=તાજમહેલના પ્રત્યેક અંગમાં કુંવારી પણ પરણવાની તૈયારી કરતી કન્યાનું માર્દવ (મૃદુતા) રહેલું છે. તાજમહેલના અનેક જાતના સુંદર પત્થરો ઉપર થયલી કોતરકળાનું આથી સૂચન થાય છે. **સોહાગ**=શોભા. **પાનેતર**=પરણતી વેળા કન્યાને પહેરવાનું રેશમી વસ્ત્ર. તેનાં રંગ તથા કુમાશ સારાં હોય છે. પાનેતરની કુમાશ અને તેના સુંદર રંગની શોભા જાણે આ તાજમહેલમાં રહ્યાં હોય તેમ કવિકલ્પના છે. કૌમાર અવસ્થા, અને નવોઢા સ્ત્રીનું વર્ણન થયું, હવે કવિ શૃંગારલીલાની કલ્પના કરે છે. શું આ તાજમહેલમાં મુમતાજની ભરયૌવનની શૃંગારચેષ્ટા સંક્રાન્ત થઈ હસી રહી છે? છેવટે પ્રશ્નચિહ્નને બદલે ઉદ્‌ગારચિહ્ન હોવાથી 'શું' ને સંભાવનાવાચક ક્રિયાવિશેષણ અવ્યય તરીકે લેઇ "આ તાજમહેલ મુમતાજની શૃંગારચેષ્ટા જાણે ન હોય તેમ હાસ્ય કરી રહ્યો છે! શૃંગારરસમાં હાસ્ય વ્યભિચારીભાવ હોવાથી શૃંગારલીલામાં હાસ્યનો ક્ષણિક ભાવ અત્રે બતાવ્યો છે. આમ તેના સ્મારકરૂપ તાજમહેલ આટલો સુંદર છે તો તે મુમતાજ (પૃથ્વીના નૂર રૂપ) કેવી સુંદર હશે! **નૂરજહાં**=મુમતાજનું સૂચન કરી શકે, તેમ નૂરજહાં (જહાંગીરની બેગમ)ને પણ લાગુ પાડી શકાય.

૧૬. તાજમહેલનો આરસપહાણ જેવા અનેક જાતના સુંદર પત્થરોને લીધે રંગ સફેદ હોવાથી ભસ્મ ધારણ કર્યાની કલ્પના છે. **દિગન્તે**=દિશાના અન્ત ભાગમાં–જ્યાંએ પહોંચી શકે ત્યાં સુધી. **વાટડી**= રસ્તો–રાહ. આ તાજમહેલ કેવો દેખાવ છે? પ્રેમની ભસ્મ ધારણ કરીને આંખો તાણીને પોતાના પ્રિયની વાટ જોતી કોઇ પ્રેમની જોગણ.

સ્થિર ઊભી હોય તેવો આ તાજમહેલ ભાસે છે. પ્રેમની જોગણની મહેલમાં ઉત્પ્રેક્ષા કરી છે. **પ્રેમની ભસ્મધારી**–હૃદયમાં રહેલો પ્રેમ જાણે બહાર શરીર ઉપર પણ પ્રકટ થતો હોય તેવી કલ્પના છે–પ્રેમ રસભીની. **વાટડી=(वर्त्मक)** મૂળ અર્થ રસ્તો. પાછળ આવનાર માણસ કેટલે દૂર છે તે જોવા મુસાફર રસ્તે પાછળ નજર કરે છે, માટે **વાટજોવી**=રાહજોવી.

૧૭. આમાં માથે હાથ અડકાડી નૃત્ય કરતાં કટિપર પહેરેલા વિસ્તૃત વસ્ત્રને જમીન ઉપર ગોળાકાર ફેલાવતી નાચનારી સ્ત્રીનું શબ્દ-ચિત્ર સુંદર રીતે આલેખ્યું છે. મિનારા એજ હાથ, અને ઘુમ્મટ એજ માથું. ઊંચા મિનારા તે ઊંચા કરેલા હાથ. **ચંદ્રાનની**=ચંદ્રના જેવું (મધુર) આનન (મુખ) છે જેનું. (બહુવ્રીહિ) **ઘુમ્મટશીર્ષ**=ઘુમ્મટરૂપી શીર્ષ (માથું) (કર્મધારય) **પાલવ**–કટિવસ્ત્ર. **વાડીચોક**=વાડી અને ચોક (દ્વ.) અથવા વાડીનો ચોક (ષ. ત.) **નિત્યરાસ**=ચિરસ્થાયી–અનવરત–અવિચ્છિન્ન–રાત દિવસ અસ્ખલિત ચાલતો રાસ. ઘુમ્મટરૂપી માથાને ઊંચા મિનારારૂપી હાથથી ટેકવીને કોઈ ચન્દ્રમુખી રસિક નાચનારી સ્ત્રી તાજમહેલના વાડી અને ચોકરૂપ કટિવસ્ત્રને ફેલાવી સતત રાસમાં જાણે મગ્ન ન થઈ હોય તેવો આ તાજમહેલ શોભે છે. **નિત્યરાસ**= નિત્ય ( નો ) રાસ (કર્મધારય).

૧૮. "વણમાણ્યા............સખિ !" આ વાક્ય મેઘદૂતના "**स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनस्ते त्वभोगादिष्टे वस्तुन्युपचितरसाः प्रेमराशीभवन्ति ॥** (ઉ. મે. ૪૯)નું પ્રતિબિમ્બ હોવાથી અવતરણ ચિહ્નમાં મૂકયું છે, બિનઅનુભવેલો પ્રેમરસ બીજી મનોવૃત્તિઓની માફક નાશ પામતો નથી. પણ તેના અનુભવનો અભાવ તે પ્રેમરસને વધારે દૃઢ બનાવે છે–એટલે સુધી કે જાણે તેનો રાશિ (ઢગલો) થતો ન હોય ! એ જે મહાસત્ય છે તેની ખાત્રી આપવા પ્રેમી શાહજહાંએ જાણે આ તાજમહેલરૂપી જામીનખત ન લખ્યું હોય !

**પ્રતીતિ**=ખાત્રી. સરખાવોઃ—

"વિયોગે પ્રેમનાં પાત્રો સદા સંયોગ સેવે છે." બોટાદકર.

૧૯. **વિછોડી**=(**विच्युत**) ઉપરથી પ્રેરકરૂપ. **ચકવો**=(**चक्रवाकः**) ચકવાચકવીનું સાહચર્ય અતિ પ્રખ્યાત છે. તેઓ જરા પણ વ્યભિચાર સહી શકતાં નથી. કમળનું પાન સરખું જો તે બે દમ્પતીની વચ્ચે આવે તો બન્ને ઝૂરી મરે છે. આવો તેમનો પ્રેમ છે. મૃત્યુને લીધે વિખુટી પડેલી (સહચરને માટે તલસતી) ચકવાચકવીની જોડ જેવા બેલડ (બે) મ્હેલ યમુનાને બે કાંઠે બાંધી દ્વૈત (બે મ્હેલ) હોવા છતાં એક બીજાના તલસાટમાં રહેલા હૃદયઐક્યરૂપે અદ્વૈત સ્થાપ્યું હોત તો ઠીક, આવી કવિની કાંઈ સૂચનારૂપે ભાવના હોય તેમ જણાય છે, પણ કવિ તરત જણાવે છે કે તેને ગમ્યું તેજ ખરૂં. શાહજહાં મુમતાજનો અનન્ય ભક્ત (અદ્વૈતનાથ) હતો એટલે આવો સ્થૂળભેદનો વિચાર પણ ઘડીભર સાંખે તેમ નહતું. માટે તેણે મુમતાજનાજ મ્હેલમાં તેની સાથે સૂવાનું યોગ્ય ધાર્યું. બન્નેની કબરો તાજમ્હેલમાં છે.

૨૦. પૂનેમના પ્રકાશમાં તે પ્રકાશના રાશિ જેવી દંપતીસ્નેહની પૂર્ણિમા હમેશાં માનવીહૃદયમાં પ્રકાશજો, એમ છેવટ ભરતવાક્ય જેવું આશીર્વચન કવિ કાઢે છે. **પુંજ**=રાશિ–ઢગલો–ઓઘ. **દંપતી**=(**दम**= ઘર+**पती**=બે માલિક) ઘરનાં બે માલિક–ધણીધણીઆણી. **दम** (ઘર) વેદમાં વપરાય છે.

---

## (૨૩) ખબરદાર

આ કાવ્ય કવિએ તા. ૨૭–૩–૨૬ના રોજ મદ્રાસમાં લખ્યું છે. દેશમાં વસતા લોકોના કરતાં વિદેશમાં વસનારને પોતાના દેશ પ્રત્યે વધારે અભિમાનની લાગણી હોય છે. ગૂજરાતની પ્રજા બહાર વસવા લાગી અને તેમના હૃદયમાં સ્વદેશપ્રેમ જેમ જેમ વિશેષ પેદા થયો તેમ તેમ

"બૃહદ્ ગૂજરાત"ની ભાવના તેમના હૃદયમાં વિશેષ જાગૃત થઈ. આ ભાવનાનું કાંઈક સૂચન આ કાવ્યમાં થાય છે. પરદેશમાં ગૂજરાતી ભાષા એ ગૂજરાતી વચ્ચે સાંકળરૂપ નીવડે છે. ગૂજરાતની સંસ્કૃતિનો પ્રકાશ તેના કિરણરૂપ દરેક ગૂજરાતી પોતાની સાથે વિદેશમાં લેતો જાય છે. પરદેશમાં ગૂજરાતી ગૂજરાતી વચ્ચે વ્યવહારમાં માતૃભાષા વાપરે છે, આપસેનો વ્યવહાર પણ ખાસ ગૂજરાતી જ. ગૂજરાતીએ પોતાના ઉદ્યમી ને ખંતીલા સ્વભાવથી 'કેનીયા' જેવા પ્રદેશને પણ વસવાટ લાયક બનાવ્યો છે. આ પુણ્યભૂમિમાં મહાન્ પુરુષો થઈ ગયા છે, અને અર્વાચીન ગૂજરાતીઓ તેમને પગલે ચાલી વિદેશમાં સંઘબળ જમાવી ગૂજરાતની પ્રતિષ્ઠા અને સ્વહક્ક સાચવે છે. ખંત વડે અનેક કામ તેઓ ઉપાડે છે, અને સ્નેહ, શૌર્ય, અને સત્યથી પોતાનો વૈભવ જમાવે છે. આ બધું જોઈ ગુર્જર માતા તેમના ઉપર પ્રસન્ન થાય છે.

**સદાકાળ**=ભેગા થતાં વિચારવિનિમય અને સુખદુઃખની વાતથી તથા છૂટા થતાં રહેતી પરસ્પરની હુંફ સૂચવવા આ શબ્દ વપરાયો છે. **મ્હોલાત**=( **महाराष्ट्र** ઉપરથી વ્યુત્પન્ન થયો હોવાની માત્ર કલ્પના ) સત્તા-વૈભવ. **સૂર્ય**=ગૂજરાતી સંસ્કૃતિને અહીં સૂર્યનું રૂપક આપેલું જણાય છે. **કિરણ**=દરેક સંસ્કૃતિવાળો ગૂજરાતી. **ઉષા**=( **उषस्** ) સૂર્યોદય થતા પૂર્વેનો અરુણપ્રકાશ. **હેલાતી**=હેલારા મારતી. હેલારા જળના હોય. પ્રકાશમાં જળની કલ્પના કરી છે, તેથી આ શબ્દ યોગ્ય છે. તે વડે પ્રકાશનો અતિશય અને વેગ બન્ને સૂચિત થાય છે. **તેનાં**=આ શબ્દ 'પ્રભાત' સાથે અન્વય પામે છે, એટલે "પ્રભાત" બહુવચનવાચક જણાય છે. "તેજ વડે પ્રફુલ્લ પ્રભાત". ઉષાનો અતિ વેગવાન્ પ્રકાશ તેના તેજસ્વી પ્રભાતની આગાહી કરે છે. ગૂજરાતનું ભાવી આશાજનક છે. **ગુર્જર વાણી**=વિદેશમાં ગૂજરાતી લોક માતૃભાષા વાપરે છે. **ગુર્જર લ્હાણી**=(**लाभ**) અત્યારે આ શબ્દ "**વહેંચેલી ભેટ**" એ અર્થમાં વપરાય છે. ભેટ કરવાની ચીજો તથા લેવડદેવડમાં તેઓ ગૂજરાતની પ્રણાલીએ વર્તે છે. આ પદ્ધતિને 'લ્હાણી' કહી છે. **જંગલમાં**

**મંગળ**=ખંતવડે ઉજ્જડ પ્રદેશને પણ વસવા લાયક બનાવે છે કે વ્યાપારાર્થે તેવા પ્રદેશમાં પણ વસવાની તેમનામાં હિંમત છે. **હુલાતી**= સ્નેહથી ઊછળતી (કર્મણિ રૂપનું વર્ત. કૃદન્ત) જેના હૃદયમાં ગૂજરાત પ્રત્યે સાચો સ્નેહ છે તે પોતાની ભૂમિને ઈંદ્રના નંદનવન જેવી વૈભવશાળી ગણે છે. માબાપ બાળકને હુલવે; બાળક માતાને ન હુલવે; એટલે કેવળ સ્નેહ દર્શાવવા આ શબ્દ વપરાયો જણાય છે. **મિરાત**='મિરની સત્તા" કેવળ "સત્તા"–ઠકરાત. **દયાનંદ**=દયાનંદ સરસ્વતી. વૈદિક ધર્મના ઉદ્ધારક અને આર્યસમાજના આદ્ય સંસ્થાપક. **દાદા**=દાદાભાઇ નવરોજી. હિન્દના હિતના પાર્લામેન્ટમાં હિમાયતી–The Grand old man of India. **પુણ્ય**=પવિત્ર. **વિરલ**=અનોખી–અસામાન્ય. **રસ ભોમ**= રસાળ ભૂમિ. **ખંડખંડ**=પ્રત્યેક ખંડમાં–પૃથ્વીના ઘણા ખરા ભાગમાં. **કોણ જાત**=જાતજાતના અને કોમકોમના ભેદ ભૂલી જઈ.

**ગુર્જર ભરતી**=ગૂજરાતના લોકની વિદેશમાં થતી જમાવટથી. "ભરતી" શબ્દ તૃતીયામાં છે. પ્રત્યયનો લોપ છે. **ઊછળે છાતી**=કોની છાતી ? ગૂજરાતપ્રેમી લોકની. ગૂજરાતીની વિદેશમાં થતી ભરતીથી ગુર્જરપ્રેમી જનોનાં હૃદય ઉલ્લાસવન્તાં થાય છે, અને પોતાનાં સંતાનને ઉલ્લાસમાં આવેલાં જોઈ ગુર્જરમાતા પણ તેમને દુલાવવા હર્ષનાદ કરે છે. **અણકીધાં**=ન કરેલાં કાર્ય. હાથમાં નહી લીધેલાં કામ. (નञ् તત્પુ.) **કોડે**=(**कौतुक**) ઉમંગથી (તૃતીયાન્ત) 'તણાં' અનુગ 'વૈભવ'ને લાગી શકે નહીં, કારણ તે નરજાતિમાં છે, કેવળ 'ઉર' સાથે અન્વય પામે. 'તણાં' બહુવચનવાચક હોવાથી 'ઉર'ને બહુવચનમાં લેવું પડશે. સ્નેહ, શૌર્ય, અને સત્યવૃત્તિથી ભર્યાં ઉરમાં વૈભવના રાસ રચાય છે, એમ અર્થ લેવો પડશે. ગૂજરાતીના વૈભવના પ્રદર્શનમાં તેની ઉપરોક્ત ત્રણે વૃત્તિઓ દૃષ્ટિગોચર થાય છે. **વૈભવના રાસ**=વૈભવનો ઉપભોગ કરવાની રીત. **અદલ**=સમતોલ–પ્રામાણિક. 'અદલ ન્યાય' એમ વપરાય છે. તેમાં 'સત્યનિષ્ઠ'નો અર્થ છે, એટલે 'અદલ'નો અર્થ 'સત્યનિષ્ઠ' લઈ શકાય.

## (૨૪) ઓઝા

આ ન્હાના કાવ્યમાં સુધા નામની વાણીવિશારદ નવોઢા સ્ત્રી પોતાના પતિ નલિનને શી રીતે સન્માન આપવું, અને પતિ પ્રત્યેના પોતાના હ્રદયગત ભાવો કયા શબ્દોમાં પ્રગટ કરવા તે સંબંધી મુઝાય છે, કારણ કે પોતે વાણીવિશારદ હોવાથી સામાન્ય સ્ત્રીના શબ્દોમાં કાંઈને કાંઇ ખામી જુએ છે; પણ આ જાતની મુંઝવણ કાંઇક કૃત્રિમ લાગે છે, અથવા તો તેનો પતિ નલિન કેવળ ભાષાપંડિત હોય તો તેની મુંઝવણ સ્થાને ગણાય. પતિ ખરેખર "બોલતાં બાંધે" તેવો છે. આથીજ મુંઝવણ છે. કાંઈ પણ ન બોલવું, તે પણ ઠીક નથી, કારણ "જડતાની મૂરતી'નો આરોપ વહોરી લેવાનો તેમાં સંભવ છે. આ મુઝવણ છતાં પતિપ્રત્યેનો સ્વાભાવિક અનુરાગ તો વધ્યે જાય છે, એટલે સમગ્ર જીવન પતિને અર્પણ કરી માત્ર વર્તવું, એવો ઉકેલ લાવે છે. 'આવો' શબ્દમાં વિરહાવસ્થાની અધીરાઈ જણાય છે. 'બેસો' શબ્દમાં **વાણીપંડિતને સ્ત્રીના** હુકમની ગંધ આવે, તેથી સ્ત્રી જાતેજ એવું અપમાન કરવાનું સાહસ કરે તેમ નથી. ''પધાર્યા?" આ શબ્દમાં પારકા પ્રત્યેના કૃત્રિમ વિનયની ગંધ આવે છે. પોતાના પતિને સંબોધી તે શબ્દ ન બોલાય, એમ બાઇને શંકા થાય છે. બીલકુલ બોલવુંજ નહિં, એમાં પતિ પોતાની સ્ત્રીની જડતા અને હ્રદયભાવથી ઉણપ જુએ, માટે તે પણ ઠીક નહિં. 'દાસી' શબ્દમાં બન્ને વચ્ચેનો સેવ્યસેવકનો ભાવ સૂચિત થાય છે. શેઠને દાસી જોડે સ્વયંભૂ પ્રેમ હોઈ શકે નહિ, પ્રેમ સમોવડીઆમાં સંભવે. માટે જો સ્ત્રીને પોતાના પતિનો સ્વયંભૂ પ્રેમરસ ચાખવો હોય તો તેની ચાકરડી (દાસી) થવાને બદલે તેની 'હૃદયેશ્વરી' થવું જોઇએ. **"નયન તારલીયા"**—તારો ચંદ્ર આગળ કશા હિસાબમાં નથી. જે પતિ હમેશાં પોતાની સ્ત્રીનો ચંદ્ર થવા ઇચ્છિતો હોય તેને ન્હાનો શીકરો તારો થવામાં હીણપત લાગે. "વ્હાલા" આ શબ્દનો બહુ સામાન્યઃ રંગભૂમિ ઉપર કૃત્રિમ પાત્રો પણ બોલે છે. એથી સાચો સ્નેહ નથી સૂચવાતો. સાચો સ્નેહ તો નવીન શબ્દ શોધી યોજે. "વન્દન"

ભૂંડાને નમસ્કાર કરવો, એ વ્યાવહારિક નીતિ છે. "ભૂંડાથી ભૂત પણ નહાસે," એ ન્યાયે જો 'વન્દન' થતું હોય તો પતિને વાંધો આવે, કારણ પોતે 'વસમો' છે, એમ તે માની બેસે. જેને આંખે જોવોજ ગમતો ન હોય તેને વન્દન થાય.

**હૃદયગગન**=ગગન તો પોલું–ખાલી ઢંઢ; સ્નેહનો છાંટો સરખો પણ જેમાં ન હોય તેને હૃદયગગન કહેવાય. આ રીતે શબ્દ ઉચ્ચારતાં ઊલટું મારૂં હૃદય વગોવાય, આવી જાતની શંકા સ્ત્રીને થાય છે. "હૈયાના હાર" હારને તો સોયવતી પરોવી બનાવવામાં આવે છે, અને તે કોટમાં લટકતો રહે છે. તેવી રીતે શું મને સોયે પરોવી લટકાવવો છે, એવી જાતની ખામી પતિ કાઢે, તેમ સ્ત્રીને શંકા થાય છે. છેવટે આખું જીવન **નોછાવર** (સમર્પણ) કરી પતિને અધીન અને અનુકૂળ જીવન ગાળવાના નિશ્ચયમાં મુંઝવણનો ઉકેલ નીકળતો જણાય છે.

---

## પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાઈ

### ટિપ્પણ

(આ ટિપ્પણ લખવામાં નાગરી પ્રચારિણી સભા તરફથી પ્રકટ થયલા "પૃથુરાજ રાસા"ના વાચન ઉપરથી વિજાપુર મુકામે સને ૧૯૨૩ માં કરેલી મારી નોંધપોથીનો આધાર લેઈ ફેરફાર વગેરે દર્શાવ્યાં છે.) ચૌહાણવંશની ઉત્પત્તિ સંબંધી રાસામાં હકીકત આ પ્રમાણે છે કે વશિષ્ટ ઋષિ આબુ ઉપર તપ કરતા હતા. તેમની નંદિની ગાય ખાડામાં પડી. ખાડો પુરવા હિમાલય પાસે તેનો પુત્ર માગવા અર્બુદ નાગને મોકલ્યો. તે નંદગિરિને લાગ્યો. તેના નામ ઉપરથી 'આબુ' થયું, અને મહાદેવે નંદગિરિને અચળ બનાવ્યો, માટે શિખરનું નામ 'અચળધ્રઢ' પડયું. પછી વશિષ્ટે ત્યાં ઋષિઓ વગેરે વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવ્યા, અને યજ્ઞ કરવા લાગ્યા. યજ્ઞ કરતી વખતે "અનલકુંડ" ઉપર રાક્ષસો ઉપદ્રવ કરવા લાગ્યા, તેથી ઋષિઓ વશિષ્ટ પાસે આવ્યા. વશિષ્ટે

ચાલુક્ય, પરિહાર (**प्रतिहार**–પડિહાર), અને પંમાર (પરમાર) ને પ્રકટ કર્યા. પણ તેથી દૈત્યો શાંત થયા નહીં, તેથી છેવટે "ચહુઆનજી" ને ઉત્પન્ન કર્યા. આના વંશમાં વિસલદેવ થાય છે. આદિ ચહુઆનજી અને વિસલદેવ વચ્ચે બુંદીરાજ વંશાવલી પ્રમાણે ૧૭૩ પેઢી થાય છે; ચંદે માત્ર ૩૬ પેઢીનો ઉલ્લેખ કર્યો છે.

**ઉપદ્રવ**=ત્રાસ. હરકત. **યજ્ઞનારાયણ**=યજ્ઞ નારાયણનું રૂપ છે. **विष्णुर्वै यज्ञः ।** **તપોધન**=તપ એજ જેનું ધન છે. (બહુ.) **તલાટી**= તળેટી. **બાર સૈકાં**=વિક્રમ સંવત્‌નાં પ્રથમ બાર શતક. મુસલમાનો ઈ. સ. ૭૨૦ માં પ્રથમ સિંધમાં આવ્યા. છેવટે કુતુબુદ્દીને ગાદી સ્થાપી.

**સાહસિક**=વગર વિચાર્યું કામ કરનાર. કૈમાસનો વધ કરવામાં અને સંયોગિતાના હરણ વખતે જયચંદ્રને હરણની ખબર આપવાની હઠ અભિમાન અને બુદ્ધિની મંદતા સૂચવે છે. **પ્રસ્તર**=સપાટ પ્રદેશ (Site). **ઘનઘોર**=વાદળના જેવું કંઈ સૂઝે નહીં તેવું. પ્રચંડ. **વીરગતિ**= વીરપુરુષ ઉછળતા લોહીમાં લડાઈમાં મરે છે, અને અપ્સરાઓ તેમને વરમાળ આરોપે છે. **વીસલદેવને ગાદી**=પાટણના પહેલા ભીમ ઉપર તેણે ચઢાઈ કરી. તે ભીમદેવનો રાજ્યકાળ (ઈ. સ. ૧૦૨૨–૧૦૬૪) છે. એટલે વીસલદેવ પણ લગભગ તે અરસામાંજ ગાદી પર આવ્યો હશે. તેની ગુજરાત ઉપર ચડાઈ ઈ. સ. ૧૦૩૦માં. **પંચશર**=પાંચ બાણ–લાકડાના પાંચ કકડા. **આખું જગત**="**पुर पट्टन विसल नृपति राजत सयलह जग्ग**" અજમેર પત્તન ઉપરનું રાજ્ય તે જાણે સકલ જગતનું રાજ્ય. અવતરણ નોંધપોથીને આધારે. પરંતુ આ અભિપ્રાય તો ચંદનો. છતાં તે વખતે રાજાઓ કૂપમંડૂક ન્યાયે તેમ સમજતા હશે, એટલે ચંદને જમાનાની અસર થઈ. **વિષયાસક્તિ**= ઇંદ્રિયસુખસેવનથી વાસના. અહીં સ્ત્રીસમાગમનું સુખ. રા. મણિલાલનું સમગ્ર ગ્રંથમાં ત્રણ બાબત ઉપર લક્ષ વધારે છે. વિષયાસક્તિ, અભિમાન, અને પરસ્પરનો દ્વેષ કે કુસંપ. આ ત્રણ અનિષ્ટ તત્ત્વોને પરિણામે

હિન્દનું રાજ્ય મુસલમાનોને હાથે ગયું. **પાવાધઢનો ધણી**=પતાઈ વંશનો તેનો સમકાલીન રાજા. **અંતર્વેદ કે અંતર્વેધ=(अंतर्वेदी)** ગંગા યમુના વચ્ચેનો પ્રદેશ કે સરસ્વતી ને દૃશદ્વતી વચ્ચેનો બ્રહ્માવર્ત પ્રદેશ. **"विनशनप्रयागयोः गङ्गायमुनयोश्च अन्तरम् अन्तर्वेदी"** (કાવ્યમીમાંસા) **સાંભર**=અજમેરની આજુબાજુનો પ્રદેશ. તેને 'સપાદલક્ષ' પણ કહે છે. એટલે આ કિલ્લો અજમેરના રાજ્યની સરહદમાં હોવો જોઈએ. જુઓ **"सवा लाष मो ग्राम ठाम संपत्ति बहु लच्छि"** નોંધ. આ ઉપરથી જણાય છે કે સવા લાખ ગામ ઉપરથી 'સપાદલક્ષ' નામ પ્રચલિત થયું હશે.

**સ્તંભતીર્થ**=**खम्भाइत**–ખંભાયત–ખંભાત (Cambay). **કર્ણ**=ભીમદેવનો પુત્ર. **ઉપકંઠ=ગાંદર**–ભાગોળ. **સૌભાગ્ય**=માન. **જેમ અગ્નિ વધે છે**–આ " **न कामः कामानुपभोगेन शाम्यति...**"નું પ્રતિબિમ્બ છે. **કુમાર**=કાર્તિકેય–શિવના પુત્ર. તારકને જીતનાર. 'કુમાર સંભવ'. **યયાતિ**=વિષયાવાસનાવાળો રાજા–પોતાના પુત્રને વૃદ્ધાવસ્થા આપી પોતે જુવાની લેઈ વિષયસુખ ભોગવતાં છેવટે કંટાળ્યો અને ઉપરનો શ્લોક સૂત્ર તરીકે અનુભવથી આપ્યો. **મનુષ્યભક્ષક**='ઢૂંઢા' નામનો રાક્ષસ થયો. તેની વિષયવાસનાથી અવગતિ થઈ. તેને મારી મુક્તિ આપવા સારંગદેવ, આનલદેવ અને સોમેશ્વરે પ્રયાસ કર્યો. છેવટે ભગીરથની આફક તેનું માંસ ખાઈ સોમેશ્વરે તેને મુક્તિ આપી. **નિર્વાસ**=ઉજ્જડ. **અગ્નિવર્ણ**=એનું વર્ણન કાલિદાસે રઘુવંશમાં કર્યું છે. તે પણ વિષયાસક્ત રાજા હતો. **રાજરોગ**=રોગનો રાજા (ષઠી ત.) રાજહંસ, રાજરોગ, રાજ્યક્ષ્મા (ક્ષય), વગેરે સમાસોમાં 'રાજ' અપ્રધાન હોઈ પ્રથમ મૂકાય છે. **વાજીકરણ**=ઘોડાના જેવું શરીર શક્તિવાળું બનાવે તેવી પુરુષાતન આપનાર દવા. **એમ કહેવાય છે**=રાસામાં તેમ છેજ. **ભોળોભીમદેવ**=ભીમદેવ બીજો (ઈ. સ. ૧૧૭૯–૧૨૪૨). **સોમેશ્વરનો પુત્ર**=પૃથુરાજ. **પ્રાન્તભાગ**=નજીકના ભાગ. **ચાંપથી**=દાબથી. અંકુશવડે. **વિજયપાળ**=અનંગપાળનો જમાઈ. અનંગપાળને બે દિકરીઓ હતી. એક સોમેશ્વરને

ને બીજી વિજયપાળને આપી હતી. વિજયપાળનો તે રાણીનો દિકરો જયચંદ્ર. **પ્રપિતા**=વચ્ચે ચાર પેઢી થઈ છે. **એમ કહેવાય છે**=જ્યાં આ પ્રમાણે લેખક લખે છે ત્યાં હકીકત રાસામાંની છે, પણ તેની સાથે પોતે સંમત નથી, એમ સૂચવે છે. **કાળની પાંખ**=ઇતિહાસ. **વિષયૈષણા**='ઇષણા' ત્રણ પ્રકારની કહેવાય છેઃ પુત્રૈષણા, વિત્તૈષણા, લોકૈષણા. આ ચોથી લેખકે વધારી છે. 'ઇષણા'=તીવ્ર ઇચ્છા. "ઐ" ને બદલે 'એ' જોઇએ. **વિદ્યોપજીવી**=વિદ્યા ઉપર ગુજારો કરનાર. **ફૂલ**=ફૂલ્ય-ખુશામત. **બહિર્મુખ**=વિમુખ-રહિત-હીન. **દેશવિચ્છેદક**= દેશનો નાશ કરનાર. **આંતરિક**=અંદરઅંદરના-પરસ્પરના.

**પ્રકરણ ૨જુ—નૂર**=શક્તિ-તેજ. **૧૨૧૫**=ચંદ પોતે ૧૧૧૫ અનંદ સંવત્ આપે છે. ભાટચારણોનો અને જોષી લોકનો સંવત્ જુદો હતો, એમ કહેવાય છે. નંદવંશના રાજાઓએ એકંદર ૯૦-૯૧ વર્ષ રાજ્ય કર્યું, એમ વી. એ. સ્મીથ સાહેબ જણાવે છે. તે નંદના ૯૦-૯૧ વર્ષ બાદ કરી ભાટચારણો સંવત્ વાપરતા, એટલે તે ઉપરથી વિક્રમ સંવત્ કાઢવા તેમાં ૯૦ વર્ષ ઉમેરવાં પડે. આ પ્રમાણે ચંદના અનંદ સંવત્ ૧૧૧૫માં ૯૦ ઉમેરીએ એટલે વિક્રમ સંવત્ ૧૨૦૫ આવે. એટલે સંવત્ ૧૨૧૫ને બદલે ૧૨૦૫ જોઇએ. ચંદ પોતે જણાવે છે કે પૃથુરાજ ૪૩ વર્ષની ઉમરે મરી ગયો હતો. આ રીતે તેના મરણની સાલ સંવત ૧૨૪૮ (ઈ. સ. ૧૧૯૧-૯૨) આવે, અને ઇતિહાસ પ્રમાણે પણ તેજ સાલ મરણની છે. નોંધપોથીમાં દુહો આ પ્રમાણે છેઃ—

> "एकादस सै पंच दह। विक्रम साक अनंद ॥
> तिहि रिपु जय पुर हरन कौं। भय प्रथिराज नरिंद ॥"

**ચંદ્રાવતી**=આબુરોડથી બે ત્રણ માઈલ દૂર હતું. હાલ તેનાં ખંડિયેર છે. આબુગઢ તેના કબજામાં હતો. ઇચ્છનકુમારી આ ચંદ્રાવતીના પરમાર રાજાની કન્યા હતી. એક મંદોદરી કન્યા ભોળાભીમને આપી હતી, બીજી ઇચ્છનકુમારી પણ તેનેજ જોઇતી હતી. આને

વિવાહ પૃથુરાજ સાથે થવાથી બન્ને વચ્ચે વેર થયું. **ભુરકી**=વશીકરણ. **પાદપીઠ**=પગ ટેકવવાના. **પસાયતાં**=(**प्रसादवृत्तानि**) જમીન જાગીર વગેરે. **જેતસી**=ચંદ્રાવતીનો પરમાર રાજા. તેની દિકરી ઇચ્છિનકુમારીનું નાળિયેર અપાયું. આ પ્રથમ રાણી ન હતી. નોંધ પ્રમાણે પૃથુરાજ ૧૩ કન્યાઓને પરણ્યો હતો. (૧) નાહરરાયની દિકરી. (૨) ઇચ્છિની (૩) દાહિમી (૪) હમીરસુતા (૫) બડગુજરી (૬) પૂર્વદેશના ગઢશિખર રાજાની દિકરી. (૭) રાયધનની કુંવરી, (૮) પજ્જૂન કછવારી, (૯) પુંડિરી, (૧૦) શશિવૃતા, (૧૧) હંસાવતી, (૧૨) સારંગસુતા, (૧૩) સંયોગિતા. તે ઉપરાંત કર્ણાટકી તો ખરી. આ કન્યાઓને અનુક્રમે તે પોતાના ૧૧, ૧૨, ૧૨,૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૨ અને ૩૬મા વર્ષે પરણ્યો હતો. કર્ણાટકીને પોતાના આયુષ્યના ૨૬મા વર્ષમાં કર્ણાટકથી પોતે લાવ્યો હતો; (ભીમદેવની પાસેથી લાવ્યો ન હતો.) "**संवत इकतालीस**" ૧૧૪૧માં (અનંદ સંવત્ પ્રમાણે) આ નાયકાને લાવી તેણે કેલ્હન નામના નાયકને સોંપી હતી. તેણે તેને બધી કળા શીખવી. એક વખત દરબારમાં તેની કળાનું પ્રદર્શન થયું ત્યારે પૃથુરાજે નાયકને ૧૦ મણ સોનું આપી ઘેર આણી મહેલમાં રાખી, અને તેની સાથે ક્રીડા કરવા લાગ્યો. રાત દિવસ સેંકડો દાસીઓ તેના દ્વાર આગળ બેસી રહેતી હતી. **કૈમાસ**=કૈમાસ અને ચામુંડરાય બે ભાઈ જણાય છે. જુઓઃ—(કૈમાસ મોટો છે)

**"रन ठठौ चामंड। मंत्रि कैमास पहुत्तौ ॥**
**— — — — — —**
**तूं मेरौ लघु बंध। इतौ बुध कौन सहंतौ ॥**
**— — — — — —**
**कहै राय चामंड तब। तुम मेरे बड भ्रात ॥"**

**અજમેરમાં એક સમયે નાના મોટા બે રાજાઓ**=કર્ણ વાઘેલો પણ પોતાના કાકા સારંગદેવની સાથે રાજ્ય કરતો હતો, એમ

નૈષધકાવ્ય ઉપરની ચાણ્ડૂની દીપિકા નામની ટીકા ઉપરથી જણાય છે. તાલીમ આપવા પાછલો મોટો રાજા નાનાને પોતાની દેખરેખ નીચે રાખતો. **કયામત**=Day of judgment. **બદ્ધવીર્ય**=બ્રહ્મચારી-ઊર્ધ્વરેતા. **દૌહિત્ર**=દુહિતાનો (દિકરીનો) દિકરો. **પૃથુસ્તુ વિનયાત્**=પૃથુને દિલ્લીનું રાજ્ય તેના વિનયને લીધે નથી મળ્યું, પણ તેના વિજયને લીધે મળ્યું છે. જયચંદ્ર બહુ વિનયી હતો. તે વિનય એકલાથી તેને રાજ્યનો ભાગ ન મળ્યો. અનંગપાળને તો બન્ને દૌહિત્ર હતા; પણ વિજયી પૃથુરાજ તરફ તેને સ્વાભાવિક પક્ષપાત હતો.

**પ્રકરણ ૩ જું**-"મોહની" શબ્દ ઠીક છે. **બીજો સિદ્ધરાજ**=ઉપમાવાચક છે. ભીમદેવનેજ બીજો સિદ્ધરાજ કહ્યો છે. **બાળ મૂળરાજ**=(૧૧૭૭-૧૧૭૯) **ભીમ**=(૧૧૭૯-૧૨૪૨) આ સાલોથી તેમનો રાજ્યકાળ સૂચવ્યો છે. **કાળક્રમ**=આ શબ્દ કંઇક અનુચિત જણાય છે. તેને બદલે 'કાળક્ષેપ' શબ્દ સારો છે. **વખાણ**=આ શબ્દ ઘણી વખત બહુવચનવાચક હોય છે. અહીં તેવો છે. **અનુરાગ**=પ્રીતિ. **સેવડો**=શ્રાવક. **પાણી પાવું**=સલાહ આપવી. **કક્કો**=મત. **પિંછાનું પારેવું કરવું**=રજનું ગજ કરવું. મીઠું મરચું ભભરાવવું. **પારેવું**=કબુતર. પિછું હોય ત્યાં કબુતર છે, એમ કહેવું. કાગનો વાઘ કરવો, વગેરે. **સરભરા**=બરદાસ-મહેમાનગિરી. **વિશાળ તળેટી**=લડાઇની સુગમતા જણાવે છે. **વેરે**=સાથે (નામયોગી અવ્યય). **આપ્ત**=હિતેચ્છુ. **લખે છે જે**='જે' ઉભયાન્વયી અવ્યય. **કટક દળ**=બન્ને સમાનાર્થ છે. ભારે દળ. નોધ-પોથીમાં "આબુમાં સલખ અને તેનો પુત્ર જેતસી પંમાર", એમ લખેલું હોવાથી 'સલખ'ને પિતા કે પુત્ર, તે બાબત શકા રહે છે. **ચતુરંગિણી**=ચાર અંગવાળી-ચાર અંગ-(૧) હયદળ, (૨) ગજદળ, (૩) રથદળ, (૪) પાયદળ. **સરાણીઆ**=(**शाण** ઉપરથી શરાણ) શરાણ ઉપર લોખંડી હથિયાર વગેરે ઊતારનાર. **પટમય**=લુગડાનાં તંબુઓનું. **અનીકપતિ**=લશ્કરના મોખરાના ભાગને અનીક કહે છે. મૂળ 'અનીક'નો અર્થ 'મુખ' થતો. લશ્કરના હરોળના ભાગનો ઉપરી.

**વ્યૂહ**=ફાચરના આકારમાં ગોઠવેલું સૈન્ય. **સેના**=ચતુરંગી લશ્કર તે સેના. તેનો નાયક તે સેનાની (ઉપપદ તત્પુ.)

**ઉત્સંગ**=ઉછરંગ–ખોળો–અંક. **આંટીઘુંટી**=મુઝવણ. **ની ઉપેક્ષા કરવી**=ની તરફ દુર્લક્ષ આપવું–નિષ્કાળજી રાખવી. **ગુલબાન**=(માળી) અહીં 'અફવા'. **શીયળરક્ષક**=શીયળવ્રતનો ભંગ થવાને પ્રસંગે પ્રાણુ લેઈ શીલ સાચવનાર. સિંહમૂછ, ભોરિંગમણિ, કરપીધન, અને સતીનાર મુઆ પછીજ પારકે હાથ ચડે છે. **વસંત**–હાલ એને 'વસન' કહે છે. 'વસન ચડાવવું'. **છડી સવારીએ**=ત્વરા સૂચવવા વપરાયું લાગે છે. **રઢ**=લત–લગની–અગાધ પ્રેમ. **અજય્ય**=ન જીતાય તેવો. **મજલ દર મજલ**=(ફા. **મનજ્ઞલ** કે **મનજ્ઞિલ**–પડાવ–દિવસની મુસાફરી–stage. દર=" **માં** " કે " **તરફ** " ) પડાવ ઉપર પડાવ–from stage to stax 'દરમજલ' 'ઉપરથી' ' દડમજલ ' શબ્દ આવ્યો છે. **મનોરથ જન્મ સ્વપ્નની**=મનોરથજન્મ સ્વપ્નની અથવા ' જન્મ ' ને બદલે મનોરથજન્ય સ્વપ્નની, એમ જોઈએ. ઉંઘ આવે તો સ્વપ્નમાં સમાગમ (માનસિક) થાય, પણ ચિત્તની વ્યગ્રતાને લીધે ઉંઘજ આવતી ન હતી. શાહબુદીનની ગૂજરાત ઉપરની ચડાઈનું વર્ણન લેખકનું પોતાનું છેઃ એને રાસા જોડે સંબંધ નથી. **આક્રાન્ત**=દલિત–કચડાએ. (પરદેશી હુમલાથી) **અકર્તવ્યજ્ઞાન**=આને માટે વેદાંત મત જવાબદાર નથી. **પરાકાષ્ઠા**-શિખર. **સમૂળો**=મૂળ સહિત (બહુવ્રીહિ) **આણીબાણી**= ઊથલપાથલ ?

**પ્રકરણ ૪થું કંદ્રપ**–કંદર્પ-કામદેવ. **ઘટ**=શરીર. **મોકલ્યાને**= પ્રથમભૂત કૃદંત–નામ પ્રયોગ–છઠ્ઠી વિભક્તિ. **આ**=નજીકપણું સૂચવે છે. **ઓ**=જરા દૂરતા સૂચવે છે, **અંદેશા**=વ્હેમ–શંકા. **પ્રેમીનાં હૃદયજ ...પામે છે**=**अति स्नेहः पापशङ्की** નું આ પ્રતિબિંબ છે. સ્નેહને લીધે અનિષ્ટની શંકા થયાં કરે છે. **પ્રજલ્પન**=બબડાટ. **ગોત્રસ્ખલન**= ગોત્રની કોઈ કન્યાએ નહિ કરેલી ચૂક, અથવા પૃથુરાજના ચૌહાણુ

ગોત્રનું સ્મરણ. **ક્ષત**=નખક્ષતનું સ્મરણ થાય છે. **ચોરતાં**=ઢાંકતાં. **તોર**=છક-અકડાટ. **વિલસનો**=વિલાસ (બ. વ.) **આલોકા**=આલોક-દેખાવ (site) **આરક્ત**-થોડો રક્ત-થોડો રાતો. (ઉપસર્ગ અહીં શબ્દનો મૂળ અર્થ મોળો પાડે ,છે. ) **ક્ષિતિજ**=Horizon. **અબીલ**=પરાગના અર્થમાં વપરાયો છે. **વહાવાથી**=વાવાથી-('હા' ચૂકથી છપાયો જણાય છે) **વાટો**=લગડી. **ચકવાચકવી**=જુઓ 'તાજમહેલ' ઉપરનું ટિપ્પણ. **કલરવ**=મધુર ને અવ્યક્ત અવાજ. **મઘમઘી**=મહમહી. આ રમણીય પરિસ્થિતિ ઇજ્જિપ્તકુમારીની રતિનું ઉદ્દીપન વિભાવ બને છે. **ભાઉડાં**=આબુ તરફના ભિલ્લને અત્યારે પણ ભાઉડાં કહે છે. **કીલકાર**-તે જોવાય નહીં, તે તો સંભળાય. **અંબત્રી**=આંબાને વળગેલી વેલ. **કુરર**=કુરર-કુરરીનો નર. જુઓ-ભાલણ. **નિંબ**=લીમડો. **સાંદ્ર**=ઘાડી (Thick) **સમીરણ**=વાયુ. **સંઘટ્ટ**=ઘાડાં. **નિતંબ**-પૂઠનો માંસલ ભાગ. ભાઠાં એજ નિતંબ. **મધુક**=મહુડો. નાગ, પુન્નાગ, વગેરે વૃક્ષ છે. **વઝીફા**=(वज़िफ़ह्-પગાર) જમીન, જાગીર, વગેરે. **શાદ્વલ**=લીલા ઘાસની સપાટ જમીન-Lawn. **ભૂટકાસ્ફોટ**=ઉલ્કાસ્ફોટ-'ભૂ' ભૂલથી છપાયું જણાય છે. ખરતા તારાનું પડવું તેઃ **અજ્ઞાનનાં**=અજ્ઞાની માણસનાં. (ઉપમા-પ્રસન્ન નથી) **વાયળી**=વાયુનાં. **મધ્યગોલક**=પૃથ્વીના ગોળાર્ધનો મધ્ય ભાગ. **વતરવા**=ઊતરવા ( પ્રેસની ભૂલ,) **દિગ્સુંદરી**=દિક્ ( દિશારૂપી ) સુંદર સ્ત્રી ( રૂપક હોવાથી કર્મધારય ) **દુગ્ધધવલ**=દૂધના જેવાં ધોળાં ( સફેદ ) કર્મધારય. **ઝળકી**=પ્રકાશ. **માર્ગપ્રતીક્ષા**=વાટ જોવી તે. **હુલમણાં**=ઓવારણાં. **પરિચારક**=નોકર-પરિજન. **છગાર**=શૃંગ-ટોચ. **સંભ્રમ**=અહીં 'મૂઝવણ'. **અભિભૂત**=પરાજિત. **નાક તરફ આંગળી કરી**=મુહૂર્ત જોવાનો ઢાંગ સૂચવે છે. **ઓવારણાં**=અનિષ્ટને દૂર કરવા કરવામાં આવતો ઉપચાર. (કાઠિયાવાડમાં હાલ પ્રચલિત છે) **સોનાનો વર્ગ**=વરખ. **ઝંખના**=તલસાટ-તાલાવેલી. **ટપ્પો**=ચાલતી ટપાલ. **નતન**=નૂતન( પ્રેસની ચૂક ) **હૃદયના ઉમળકાએ**=કુચ ( સ્તન ) અને તેના ઉપરની માળા બન્નેને ઊછાળ્યાં-આથી હૃદયનો અતિ આવેગ જણાય

છે. **વહાતો હતો**=વાતો હતો. (પ્રેસની ભૂલ ન્હોય.) **ગંડસ્થળ**=ગાલ. **પુલકિત**=રોમાંચિત. **ધમધમી**=અતિ ઊછળતા. **ગોત્રજ**=કુળદેવતા–ગોત્રદેવતા. **પાણી**=અશ્રુ (બ. વ.) **વિધિ**=આ શબ્દમાં શ્લેષ છે. પ્રથમ 'વિધિ'નો અર્થ "લગ્ન સંસ્કાર"–બીજાનો 'વિધાતા' એવો અર્થ છે. (અલંકાર વિરોધાભાસ) **ગંધર્વ**=ગાંધર્વ. **નિદ્રાવશ** (ષષ્ઠી તત્પુ.) **સુખનો સુરજ**=સુખનો દિવસ. **પ્રતિપક્ષી**=સામાવાળિયા–શત્રુ **ગમ મરડ**=ગિરનાર પણ પાસુ ફેરવે. **સાજ**=જીન. **ઓસું આવ્યું**=શોક થયો. **ન ચાલે**=ન ચાલ્યે–ન છૂટકે.

**પ્રકરણ ૫ મું—लोहितायति**=**लोहित** (રક્ત) ઉપરથી નામધાતુના વર્તમાન કૃદંતનું સપ્તમી એક વચન. **નદ**=નદી–સમુદ્ર જેવી. **ખુંટ**=હદ–આઘાટ. **મોરચો**=ઝપાઝપીની લડાઈ. **રણતુર**=રણવાદ્ય. **તીરંદાજ**=(ફા.) તીર ફેંકનાર. **ચુંવાળ**=બહુચરા માતા આગળનો પ્રદેશ. **દસ્યુ**=વૈદિક શબ્દ છે. ભીલ જેવા ધાડપાડુ લોક. **આઘોષ**=અવાજ. **તુંકાર**=ટૂંકારો–તોછડો શબ્દ. **દ્વિગુણિત**=બેવડો–દુગણો. **ધરતીને આલિંગન**=નીચે પડવા લાગ્યા. **પદાતિ**=પાયદળ. **દેવપુષ્પ**=પાંચ જાતનાં દેવવૃક્ષોનાં પુષ્પ–અપ્સરાઓ સ્વર્ગમાં રહે એટલે માળા પણ તે પુષ્પની હોય. તરવારથી કંઠને કપાવા દેવું તેજ તેની લાયકાત. વિના કંઠ કાપ્યે વરમાળ ન મળે. **દેહોત્સર્ગ**=કાયોત્સર્ગ–શરીર છોડવું–મરણ. **કાકપક્ષ**=કાંછેરીઆં–બાબરી. આંખ ફાટવી તે શૌર્યનો અનુભાવ છે.

**સત્યાભિમાનના મદથી**=આ વાક્ય લેખકની ટીકારૂપે છે. તેમાં કટાક્ષ છે. **અગ્ર સેનાવળી**=લશ્કરનો હરોળનો (મોખરાનો) ભાગ. **સક્ષોભ**=પ્રયોગ વ્યાજબી નથી અથવા 'સુક્ષોભ' અતિ ક્ષોભના અર્થમાં. **શસ્ત્રોત્તર**=શત્રુના શસ્ત્રોના મારા સામે હથિયાર ફેંકવાં તે. સામાં શસ્ત્રો ફેંકવામાં. **ઉભે વગડે**=જંગલમાં છૂટથી સામે મ્હોડે. **ઉજાણી**=(**उद्यान** કે **उद्यापन** ઉપરથી. પ્રથમ શબ્દ ઉપરથી ઠીક લાગે છે) નગર બ્હાર ઉદ્યાનમાં કરેલું ભોજન. **પરિખા**=ખાઇ સાલતા (**शल्य**)

ઉપરથી નામધાતુ) ખૂંચતા. **ઉપેક્ષા**–દુર્લક્ષ. **વાસ્તવિક જ**=લેખક: અધીરા સ્વદેશાભિમાની જણાય છે. **લખોટો**=બીડેલો કાગળ. **બોલે. બોલ**=પ્રત્યેક બોલ. **તરવારથી રાખે તેની**=પૃથ્વીમાત્ર તેની છેઃ તે હિન્દભૂમિ હો કે અન્ય. દરેક રાજાને રાજ્ય–વિસ્તારનો લોભ હોય છે, એટલે શત્રુથી દેશને બચાવવા શસ્ત્રનો પ્રયોગ ન કરી જાણે તો રાજ્ય ખોઈ બેસે. હિન્દભૂમિને કાંઈ હિન્દુઓ પ્રત્યે પક્ષપાત ન હોય. પૃથ્વી–માત્ર વીરભોગ્યા છે. **એકસોને પાંચ**=ઉભય પક્ષનો મેળ સમાન શત્રુ સાથે આવશ્યક છે. **આર્યાવર્ત**=હિમાલય અને વિન્ધ્યાદ્રિ વચ્ચેનો પ્રદેશ. (અહીં સમગ્ર ભારતવર્ષ) **કાલે સવારે**=(૧૦૧૯ થી ૧૦૨૭ સુધીમાં) મહમદ ગિઝની ઈ. સ. ૧૦૩૦ માં મરી ગયો. **કાલિયાર**=કૃષ્ણમૃગ. **રંગ**=ટેક. ગોહિલ સામંતનું ભાષણ તે લેખકનુંજ ભાષણ. **નીરવતા**= શાન્તિ=રવનો અભાવ. **પોતાના નામનો મહિમા**=પોતાનું નામ યથાર્થ કરવા (ભીમો–હઠીલો). **અપ્રિય પણ પરિણામે સુખકર**– "**अप्रियस्यापि पथ्यस्य**" નું પ્રતિબિંબ. અત્યારે તો આ માનસિક નબળાઈ વધી છે. છેવટે તો લેખકને ભવિતવ્યતા ઉપર પાછા હઠવું પડે છે. વર્તમાન પરિસ્થિતિમાં આ બોધ ગ્રહણ થાય તો ઠીક. ગઈ ગુજરી વાત ઉપર પશ્ચાત્તાપથી કાંઈ ફળ નથી. ભીમદેવની દલીલ વ્યાજબી નથી. લડાઈમાંથી પાછા ન ફરવું એ ખરૂં, પણ પરદેશી શત્રુ સામે થવા સારૂ પરસ્પરનો કલહ છોડી દેવો તેજ ખરા ક્ષત્રિયનો સર્વવ્યાપી ધર્મ.

**પાનો**=(**પ્રસ્નવ**–સ્ત્રીને ધાવણ ચડવું તે) આના મૂળ અર્થમાં સ્નેહ રહેલો છે, પણ અહીં શૌર્યનો જુસ્સો સૂચિત છે. **મશાલો**= રાત્રિનો સમય છે માટે. **સેનાવલી**=સેનાની હાર. **ઝંખાવી નાંખતું હતું**=પ્રયોગ ઠીક નથી. "ઝાંખ પાડતું હતું," એમ જોઈએ. **ધારા તીર્થમાં**=ધારાતીર્થમાં. (સમાસ) લોહીની નદી. (ક્ષત્રિય માટે પવિત્ર) **પંથ કરવો**=મુસાફરી કરવી–ચાલવું. **જવાબ દેવો**=ટક્કર ઝીલવી.

**ક્રોધનું વમન**=ક્રોધનો અતિ આવેશ જણાવે છે. **વકરેલા=(વિકૃત)** ફાટેલા–શરીરમાં અને મદમાં વધી ગયેલો **હું દેખતો હોઉં**=ભીમ-દેવની રણપ્રિયતા સૂચવે છેઃ શાન્તિ તેને મન શ્મશાનની શાન્તિ જેવી છે. મહાભારતના યુદ્ધમાં તો સ્વધર્મનો પ્રશ્ન હતો, અને લડાઇ ન્યાય માગતાં અનિવાર્ય હતી. માબાપની અનિચ્છા હોવા છતાં તેની કન્યા માટે લડવું, અને પરદેશી શત્રુ ચડી આવ્યો હોવા છતાં તેનો અનાદર કરી આપસની લડાઇનું ઔચિત્ય સાબીત કરવું, એ તો પિશાચને મુખે વદાતાં શાસ્ત્રવચન જેવું છે. **પ્રતિગર્જના**=પડઘો. (કર્મધારય) **શિબિર**=તંબુ. **વાહિની**=સેના. **કૃતનિશ્ચય**=મરણીઆ થયેલા. ભીમદેવનું ભાષણ ખરેખર ઉત્સાહપ્રેરક છે–લેખકે બન્ને પક્ષ લીધા છે. **ધૂસર**=ધુંધળું–ઝાંખું. **વનાંતર**=અન્ય વન (કર્મધારય) વનના અંત ભાગ. **કેકારવ**=કેકા એજ રવ. **કેકા**=મયૂરની વાણી. **પ્રાંત**=ભાગ (શબ્દ આ અર્થમાં ઘણી વખત વાપર્યો છે.) **આવવા માંડયા**='મંડયા' ઠીક છે. દંતુશળ અને સારસના રંગમાં ફેર છે. છતાં ઉપમા ? **જળાસાર**=(જળ+આસાર) પાણીનું–વરસાદનું ઝાપટું. **લાખાઈ**=પ્રયોગ ઠીક નથી, પણ 'લખવું' ના અર્થનું નિવારણ કરવા આમ કરવું પડયું છે. (નાખવું–નંખાવું, તેમ લાખવું–લખાવું) **સીકડાવી**=સ્તબ્ધ કરી. **ઘોડેસ્વાર પલટણે...... માંડયું**=આ વાક્યમાં ભૂલ છે. પ્રથમ 'પાયદળ' શબ્દને બદલે 'પાયદળે' જોઈએ, અને 'માંડયું'ને બદલે 'માંડી' જોઈએ. અથવા 'પલટણે'ને બદલે 'પલટણ' અને 'માંડયું' ને બદલે બહુવચનવાચક "મંડયાં" એ કર્તા 'પલટણ' અને 'પાયદળ.' **પાણીવાળા**=તેજદાર (sharp) **પ્રાણની સાથે પ્રાણ**=બહારના પ્રાણવાયુ સાથે શરીરનો પ્રાણવાયુ મળી ગયો–મરી ગયા. **એકે અપ્સરા...ન રહી**=ઘણા માણસો મરાયા. એટલું સુભાગ્ય કે એક અપ્સરાએ અનેકને વરવાની ઇચ્છા ન કરી. **ઘાટી**=આંટીઘુંટી–મોહજાળ. **કાળા પર્વત**=હાથીનું રૂપક. **મુચુકુંદ**=યુવનાશ્વના પુત્ર માંધાતાનો પુત્ર. દાનવો વિરુદ્ધ દેવોને તેણે મદદ કરી, માટે લાંબી નિદ્રાનું વરદાન પામ્યો. વળી જે કોઈ તેને જગાડે તે મરણ પામે તેવો.

પણ વર મળ્યો. કાળયવન નામના રાક્ષસને જ્યારે કૃષ્ણને મારવો હતો ત્યારે તેની પાસે મોકલ્યો. તે બળી રાખ થયો. બૃહસ્પતિ અને શુક્ર અનુક્રમે દેવ અને દાનવોના આચાર્ય વિદ્વાનો બીજું શું ઊછાળે? **સીમા**=સીમારક્ષક–અગ્રેસર. **રુણ્ડમાળ**=મનુષ્યનાં માથાંની માળા. માથાં રઝળે તેને બદલે મહાદેવ સમયાનુસારી માટે ઉપયોગ કરી લે છે. તેમને તો પર્વનો દિવસ છે. **નારદ આનંદિત થયા**=કલહપ્રિય માટે. **કજીઆ કરવા લાગી**=સારો વર કોણે લેવો તેનો નિર્ણય કરવામાં લડી પડી. **યક્ષ અને ગંધર્વ**=તેમનાં રક્ષણ અને ગાયનકળાનો હવે કોણ ઉપયોગ કરશે તેની ચિંતા. **લોત્રાણ**=લુહાણ–રાતા. **સોમેશ**= સોમેશ્વર. **સોમેશ**=ચંદ્રનો ઇશ સૂર્ય–તેના તેજમાં ભળી ગયો–મરણ પામ્યો. "**सविता वै प्रसवानामीष्टे** અથવા **चैतन्यमिवोष्णरश्मेः**" નું પ્રતિબિમ્બ જણાય છે. **વિઘ્ન**=સ્થળસંકોચની અડચણ. દેવોને જગ્યા ઓછી પડી. આ ઊતારાનું વર્ણન મોહક ને કાલ્પનિક છે, તેમ જ જુદી જુદી વ્યક્તિઓની મનોદશા તેમાં સારી ચીત્રી છે. **અધુરે ગઈ**= આમાં અધુરે માસે થતી પ્રસૂતિનો ભાવ છે–વ્યર્થ ગઈ.

**પ્રકરણ ૬ ઠું—ઘોરી**=મહમદ ઘોરી કે શાહબુદીન ઘોરી. **અજ્ઞાન** =અજાણ્યો. **શત્રુની ભૂલ**=પૃથુરાજ ગાફલ છે, એવી ધારણા "અલ્લાહ અકબર" મુસલમાનની રણહાક. "હરહર મહાદેવ" હિન્દુઓની રણહાક. **શિરસટોસટની**=શિરસાટાની=જીવના જોખમની. **કેર**=(**कहर**) ત્રાસ. **ભૂમિશયન**=પથારીએ સૂવાનો ચાલ હવે નીકળનો જાય છે. **ભીમદેવનાં આંતરડાંમાંથી**=સોમેશ્વરને માર્યાનું વેર ત્યારેજ વળે કે જ્યારે ભીમદેવનાં આંતરડાં ખેંચાય. એનું મરણ પોતાને હાથે નીપજે ત્યારે સોમેશ્વરને ફરી જીવતો જોયા જેટલો તેને આનંદ થાય. **દુઃખનું ઓસડ દહાડા**=માણસને ગમે તેટલો શોક થયો હોય છતાં દિવસ જતાં તે વીસરી જવાય છે. વિસ્મૃતિ એજ ઓસડ. તે વિસ્મૃતિ કાળે કરીને થાય છે. **યુધિષ્ઠિર રાજાને**=એમને તો ઇન્દ્રપ્રસ્થમાં થયો હતો. આતો

અજમેરની ગાદી છે. (?) **નિગમબોધ**=રાસામાં તેનું નામ છે. સુંદર બગીચો છે. તે દિલ્લીમાં આવ્યો.

**દિગંતતુમુલ**=દિશાના અંત સુધી સંભળાય તેવો ભારે. **કણ્ણ ચૌહાણ**=કૃષ્ણ **ચૌહાણ** પૃથુરાજનો કાકો. **વેતરણ**=(**वितरण**-આપવું તે) દાન-નિકાલ. વ્યવસ્થા (મરણની'. **ભ્રમરની માફક**=ભ્રમરને એક પુષ્પથી બીજે પુષ્પ જવાની ટેવ હોય છે-તે તો નવીન રસને શોધતો ફરે છે. કામી પુરુષ પણ આવોજ. **પનિહારીઓ**=(**पानीयहारिण्यः**) પાણી ભરનાર પાણિયારીઓ. **ગુર્જરી**=ધાવની છોડીનું નામ. **ઓલીયા**= સાધુ. **મુરીદ**=સેવક ભક્ત. **પત્ર આવ્યો કે**=ચંદે જે સંસ્કૃત ભાષા વાપરી છે તે અશુદ્ધ છે. તેણે રાસામાં છ ભાષાઓ વાપરી છે, માટે વલ્લભ "અનેક નારીઓનો નર બનાવ્યો," એમ ચંદ પ્રત્યે કટાક્ષ કરે છે. નોંધપોથી પ્રમાણે—

**उक्ति धर्म विशालस्य। राजनीति नवं रसं।**
**षट् भाषा पुराणं च। कुरानं कथितं मया ॥ ३९**

**દુવા**=આશીર્વાદ. જુઓ 'બદદુવા' (શાપ) **દરઘા**=દરગાહ-કબર **હજ**=યાત્રા 'હજ' કરે તે 'હાજી.'

ધનપ્રાપ્તિ વિષે નોંધપોથીમાં હકીકત આમ છે. એક વખત પૃથ્વીરાજ શિકારે જાય છે. ત્યાં સિંહને મારે છે. પાછાં ફરતાં એક મણિધર સર્પને જુએ છે. તે વલ્મીક ઉપર નાચતો હતો. તેનું કારણ **સર્પદેવીને** પૂછે છે.તે જણાવે છે કે તે શુભ શકુન સૂચવે છે, અને તેના વડે કરીને તને વિના પ્રયાસે ભૂમિમાંથી પુષ્કળ દ્રવ્ય મળશે. પછી સ્વપ્નમાં રાજાને ભૂમિનું દર્શન થાય છે. પૂછતાં તે જણાવે છે કે હું વીરભોગ્યા વસુમતી છું, અને તું સાચો વીર હોવાથી તારા ઉપર પ્રસન્ન થાઉં છું. તે ભૂદેવી તેને જણાવે છે કે નાગોરની હદમાં ખડૂવનમાં તને પુષ્કળ દ્રવ્ય મળશે. તે બાદ અનંગપાળનો પત્ર આવે છે અને પૃથુરાજનો અનંદ સંવત

૧૧૩૮ના માર્ગશીર્ષ સુ. ૫ ને ગુરુવારે દિલ્લીમાં રાજ્યાભિષેક થાય છે. પણ દિલ્હી જતા અગાઉ તેજ ખટૂવનમાં એક તલાવ ઉપર પૃથુરાજ વિચિત્ર પૂતળી દેખે છે. તેના કપાળમાં પુસ્તકમાં જણાવ્યા પ્રમાણેનું વાક્ય છે. કૈમાસ અર્થ કરે છે, પણ ધન કાઢતા પહેલાં કૈમાસ પૃથુરાજના બનેવી સમરસિંહને બોલાવવા તેને કહે છે, કારણ ચારે બાજૂ શત્રુનો ભય છે, એમ જણાવે છે. તે દરમિયાન ધર્માયન કાયસ્થ શાહબુદીનને ખબર આપે છે. તે પણ લશ્કર લેઇને આવે છે. બન્ને વચ્ચે યુદ્ધ થાય છે. આ યુદ્ધ ૧૧ દિવસ ચાલે છે. છેવટે શાહબુદીન પકડાયો. ધન ખોદવાનું કામ મુલતવી રાખવા સલાહ મળતાં તે દિલ્લી જાય છે, અને સમરસિંહ તથા થોડા સામંતોને નાગોરમાં મૂકી જાય છે. અક્ષય તૃતીયાને દિવસે મુહૂર્ત જોઈ નાગોર આવે છે. રસ્તામાં એક શિલાલેખ માલૂમ પડે છે. તેમાં લખ્યું હતું કેઃ—

**ऊरध अंगुल सठ त्रिसठ। तीर कहत चवसट्ठि।**
**तहां अछर ग्रिम्यौ सुइम। सर मै द्रव्य अनिट्ठ।**
**भरि प्रसंक अंगुल भरिय तिय अंगुल सत अंक।**
**अंगुल अंगुल एक में। एकादसो प्रसंक।**
**भवितव्यह जो बुज लषै। घरी दीह पलमास।**
**हृदय क्रोध ज्यों द्रिग लषै। त्यों लष्यौ कैमास।**

ઉપર પ્રમાણે માપ કાઢી જમીનની ચોકસાઇ કરે છે. અનિષ્ટ-નિવારણાર્થે પૂજા થાય છે. સવારમાં ખોદતાં એક પુરુષ નીકળે છે. એના ઉપર અક્ષર લખ્યા છે "જો તમે ન હસો તો પાષાણને દેખો." તેમાંથી સાપ, તથા દાનવ નીકળ્યો–તે દાનવ રઘુવંશનો આનંદ નામનો દુષ્ટ રાજા હતો. તેણે એ દ્રવ્ય એકઠું કર્યું હતું. તેને માર્યો. અંદરથી પાછી હિંડોળા ઉપર હીંચતી સ્વયં લક્ષ્મી નીકળી. દ્રવ્ય મળ્યું. તે દ્રવ્ય પૃથુરાજે સામંતને આપી દીધું. આ બધી હકીકત કેવળ કૃત્રિમ લાગે છે. ચંદે આવા કૃત્રિમ પ્રસંગો ઘણા ઉત્પન્ન કર્યા છે. "હોળી"ને

"દીવાળી" સંબંધી દંતકથાઓ તેણે કલ્પેલી. દીવાળીના દિવસોમાં દીવો રાખવાથી લક્ષ્મી પધારે છે, તે વાત તો અત્યારે પણ પ્રચલિત છે.

**પ્રકરણ ૭ મું**—તોંવર પછી ચૌહાણ પછી મુસલમાન પછી મેવાતીરાજા દિલ્હીની ગાદીએ આવશે તેવી ભવિષ્યવાણી છે. **વિક્રમના સમયથી**=એ વાક્ય ઉપરથી વિક્રમ પણ તોંવર વંશનો જણાય છે. (વિશ્વસનીય જણાતી નથી) **નાની શી ખીલી**=માત્ર ૬૦ આંગળ લાંબી હતી. **ખીલી**='કિલ્લી' શબ્દ છે. સિદ્ધપુરના રુદ્રમાળ સંબંધી પણ આવી વાત પ્રચલિત છે. **ઢિલ્લી='શિથિલ'** ઉપરથી 'ઢીલી' અને તે ઉપરથી 'દિલ્હી' ને પછી 'દિલ્લી' મજબુત ઠોકેલી ખીલી પાછી કાઢી માટે ઢીલી થઇ. તે ઉપરથી શહેરનું નામ દિલ્લી પડયું. આ માત્ર કલ્પના હોવી જોઇએ, **દેવગિરિ**=દક્ષિણમાંનું દોલતાબાદ–ત્યાં યાદવવંશના રાજા રહેતા હતા. જ્ઞાનદેવે પોતાની ભાવાર્થદીપિકા નામની ગીતા ઉપરની ટીકા દેવગિરિના યાદવ રાજા શ્રી રામચંદ્રના સમયમાં સંવત્ ૧૩૪૭માં લખી હતી, તેમજ કર્ણઘેલો પણ નાશી બાગલાણના કિલ્લામાં સં. ૧૩૫૬માં યાદવ રાજાને આશરે રહ્યો હતો. **ખોરંભે પડયો**=ખુણામાં પડયો રહ્યો. **કુરંભ** (પૃથ્વીમાં ખાડો) ઉપરથી કદાચ વ્યુત્પન્ન થયો હશે. અત્યારે 'અભરાઇ' વપરાય છે.(Shelf) **ઓતપ્રોત પ્રીતિથી**=પ્રીતિથી ઓતપ્રોત. તેના વાણાતાણામાં માત્ર પ્રીતિ જણાતી. અંત્યતપ્રીતિયુકત. **આણે**=તેડવા માટે. **આજ્ઞા** ઉપરથી 'આણું' અને 'આણુ,' એમ બે શબ્દો નીકળ્યા છે. **અઠંગા નાખવા**=અડંગા નાખવા=જગ્યા છોડયા સિવાય બેશી રહેવું. **વનવિહાર**=લડાઇમાં બીજાને મોકલે અને પોતે વિલાસ (Honeymoon) ભોગવે, માટે તે મોજીલો. **વિનીત**=કેળવેલાં. **પરિહાસ વચન**=નર્મવચન–મશ્કરીનાં વચન. **તેનીજ ઇચ્છાથી**=લેખકે પૃથ્વીરાજને જવાબદાર ગણ્યો છે. **શૃંખલા**=સાંકળ–chain. **અઢારે ભાર વનસ્પતિ**=**ભાર** (ભાગ). (૧) તૃણજાતિ (૨) ક્ષુપજાતિ (પથરાતી), (૩) છોડની જાતિ, (૪) વેલીની જાતિ, (૫) ગુલ્મજાતિ (નહિં વૃક્ષ નહિ વેલો)

(૬) વૃક્ષજાતિ. આ પ્રત્યેકના ત્રણ ભાગ. ( अ ) ફૂલવિના ફળવાળી, (ब) કેવળ ફળવાળી (क) ફૂલ ને ફળ બન્નેવાળી. આમ ૬×૩=૧૮ ભાગ. (વૈદ્યકલ્પતરૂ ઓકટો. ૧૯૨૬.) **મનમાંથી દૂર થયાં**=પૃથ્વીરાજ ભોગી ભ્રમર છે. **મિજલસ**=Party-સભા. **વિપરીત**=પ્રતિકૂલ. **પ્રણયકોપ**=સ્નેહકાર્યમાં કરેલો ક્રોધ. સ્નેહની ખાત્રી માટે કરેલો ગુસ્સો. પરીક્ષાના હેતુથી, માટે કૃત્રિમ. **પ્રશમન**=શાન્તિ.

**સારિકા**=મેના. **કામલોલુપ**=વિષયતૃપ્તિની ઇચ્છાવાળો. **બાહ્ય-સંભોગ**=વિષયતૃપ્તિની કેવળ ચેષ્ટાઓ. **અંક**=ખોળો. **વિંણા**=વીણા. **ઉદ્દીપન**=પ્રદીપ્ત. **સુરત**=રતિક્રીડા-સંભોગ. **વ્યજન**=વાયુ ઢોળવો-પવન નાખવો. ( ક્રિયાવાચક નામ ) **સમાન સગાઈ**=માશીના દીકરા-એકજ બાપની દીકરીઓના દીકરા. **ભવિતવ્યતા**=નશીબ. **ચંદપુંડીર**=નોંધપોથી ઉપરથી તે દાહિમી રાણીનો બાપ જણાય છે. **અનુમતિ**=સંમતિ રજા. **વાળુ**=સાંજનું ભોજન ( **विआलु** અપ. ) **બિંદુલી**=અજમેરનું રાજ્ય. **પેગામ**=સંદેશો. **શરણાગત**=શરણે આવેલો. (દ્વિતીય તત્પુ.) **પ્રસરણ**= શત્રુને ઘેરવા-લશ્કરનો વિસ્તાર કરી. **આકુંચન**=સંકોચાવું. **પ્રયાણ**= આગળ ધસવું. **સમુસ્થાન**=ઉભાં થવું. **લુંઠન**-આળોટવું. આ તર્ક-શાસ્ત્રમાં વર્ણવેલાં પાંચ કર્મનાં ભિન્ન નામ છે. અહીં તેમનો પ્રયોગ આવશ્યક નથી. **રણકોવિદ**=રણમાં કુશળ ( સપ્તમી તત્પુ. ) **અઘોર**= ભયાનક. ('અ' ઉપજન છે. જુઓ 'અલોપ', 'અગોપ', વગેરે ) **થતાં વાંત**=( **मात्र** ઉપરથી 'વાંત' ) **તુમુલ**=પ્રચંડ-ભારે. **ગોપન**=ઢાંકવાની ક્રિયા. તેના કાળા કેશ નિતંબ સુધી પહોંચતા હતા. **ભમ્મર**=ભ્રમર. **પિતરાઈ ભાઈ**=ચગેરા ભાઈ-કાકાનો છોકરો. **દોહશ**=દશે દિશામાં. **શિરાજ**=ઈરાનનો સુંદર બગીચા જેવો પ્રદેશ-શેખ સાદીનું નિવાસસ્થાન. મીરહુસેનને પૃથુરાજે નાગોરમાં જાગીર આપી હતી. શાહબુદીનને વહાય કરતાં મીરહુસેનના છોકરાને તેને સુપ્રત કર્યો હતો. ચિત્રલેખા ઘોરીની ઘોરમાં સતી થઈ હતી.

પ્રકરણ ૮ મું—નોંધપોથીમાં આ પ્રમાણે છેઃ—પૂર્વ દિશામાં સમુદ્રશિખરગઢમાં યાદવ રાજા વિજયપાળ રહેતો હતો. તેને પદ્માવતી નામે સુંદર કન્યા હતી. પૃથ્વીરાજના તરફનો પોપટ પકડાય છે. તે પદ્માવતીને પૃથુરાજનું વર્ણન કરે છે. પદ્માવતી મોહિત થાય છે. કમાઉના રાજા કુમુદમણિ સાથે કન્યાનો વિવાહ થયો હતો. આણી તરફથી પ્રેમપત્રિકા લેઈ પદ્માવતી પૃથુરાજ તરફ પોપટને મોકલે છે. બન્ને રાજાઓ કન્યા માટે સાથે નગરમાં પ્રવેશ કરે છે. ગૌરીપૂજન વખતે પૃથુરાજ પદ્માવતીનું હરણ કરે છે. ફોજ પછવાડે પડે છે, પણ હારે છે. યમુના આગળ પૃથુરાજને મારવા ઘોરી લશ્કર લેઈ બેશી રહે છે. ભારે યુદ્ધ થાય છે. શાહબુદીનને પકડીને લાવે છે. ફરીથી તેને છોડી મૂકે છે.

**જીવન**=પ્રેમી જીવન. (પ્રેમ) **સાદૃશ**=સાદૃશ્ય–સરસાઈ. **દેવડી**= મહેલને મોખરે દ્વારપાળને બેસવાની બેઠક–ઓરડી. **ચંપકવતી**=દાહિમી જણાય છે. **છટા**=હાર. **ઝળાંઝળાં**=(**જ્વલિત**નો દ્વિર્ભાવ) ઝળહળિત– પ્રકાશિત–દેદીપ્યમાન. **નિર્બાધિત**=બાધા વિના–વિના અડચણે–વિના ઉપદ્રવ. **પૃથુરાજા**=ધર્માદિનો લોપ કરનાર વેન રાજાનો એ ધર્મિષ્ઠ પુત્ર હતો. તેના નામ ઉપરથી 'પૃથ્વી'નું તે નામ પડયું. વેન રાજાને લોકોએ મારી નાખ્યો. પછી અરાજકતા ચાલી. ઋષિઓએ વેનના મૃતશરીરના જમણા હાથનું ઘર્ષણ કરી પુત્ર પૃથુને ઉત્પન્ન કર્યો. આ વખતે પૃથ્વી ઉપર વૃષ્ટિ ન હતી. તેથી ગોરૂપધારિણી પૃથ્વીને તેણે વશ કરી યથેષ્ઠ ફળ મેળવ્યું. ધર્માદિ ક્રિયાઓ શરૂ કરી, અને સારી રીતે પ્રજાપાલન કર્યું. આ ગોરૂપધારિણી પૃથ્વીને દોહવા તેણે સ્વયંભૂ મનુ ભગવાનને વત્સ બનાવ્યા હતા.

**બીજાની વૃદ્ધિને...અદેખા**=તેજોદ્વેષી. **લોકલાગણીની**=આનો સંબંધ 'ઉપેક્ષા' જોડે છે. **ભોગજોગે**=કમનશીબે. **ઉપેક્ષા**=અવગણના. **તરવારની ધાર જેવા**=ચોખ્ખા અને પવિત્ર–પક્ષપાતરહિત. **કુડો**= સુડો. **કાંકરી**=કાંગરી. **ભૂર્જપત્ર**=ભોજપત્ર. **ચૂડામણી**=શિરોમણિ.

**ઓરંભું**=શરીર ઉપર ઘસારાથી પડેલી રેખા. **સુવાસણ**=સૌભાગ્યવતી–ધન્યા. **તાલાવેલી**=(**तले उपरि**) તળે ઉપર–તલપાપડ સ્થિતિ–અધીરાઈ. **માર**=કામદેવ. **મારણું**=શરપતન–તાડન. 'સુવાસ'ને 'સુવાસણ'માં તેમજ 'માર' ને 'મારણું'માં ઝમક નામનો શબ્દાલંકાર છે. **પ્રતીમને** બદલે **પ્રીતમ** જોઈએ. **વિજયશૂર**=વિજયપાળ. **રાજકુંવરો**=કુમુદમણિ વગેરે. **અનુનય**=પ્રસન્ન કરવાનો પ્રયત્ન–વીનવણી. **શિશિરઋતુમાં**=ચાલુ સાલનું સંવત ૧૯૮૫નું શિશિરહીમ યાદ રાખવા જેવું છે. **પરિજન**=સેવકજન. **જાણુ**=જાણકાર. **ભગવાન્ ઈંદ્રે**=તે તો કહે. પોતે સહસ્રાક્ષ રહ્યા. **કંચુકી**=રાજાના અંતઃપુરમાં રહેનાર વૃદ્ધ પંઢ પુરુષ. **સભાગૃહ**=રાજસભા. **આડ**=આડીઅવળી–અપ્રસ્તુત. **શીખ**=(૧) શીખામણ (૨) પરવાનગી (૩) મહેનતાણું. અહીં પ્રથમ અર્થ છે. **મહાઝાળ**=મોટી જ્વાળા. અગર 'જાળ' શબ્દ હોય તો ઠીક, કારણ 'ખટપટ' એ જાળરૂપ છે. કેવી રીતે પૃથુરાજ રાજ્ય ચલાવે છે, તેનો ખ્યાલ નીચેની પંક્તિ જણાવે છે.

**"नहि अदन्न मन्नयो । क्रूर मन्नौ चहुआनं ॥"**

**પોપટે કહેલી વાત**=પ્રધાન પદ્માવતીનું લગ્ન બીજા રાજકુમારો સાથે કરવા ઇચ્છતો હતો, એટલે સિરપાવને લાયક તે ન હતો.

**ઘડીઆં**=તાબડતોબ–ત્વરિત. **અંગરૂપ**=તેના જેવા શૂરા અને વિશ્વાસુ–પ્રતિનિધિરૂપ. **ઝાંખો**=છોભીલો–ભાંડો–ઝંખવાણો. **ખુરાસાન**=ઈરાનનો એક ભાગ. તે ઉપરથી લોકની જાત. **મીણમીણાં**=અસંત. જુઓ "અંધારૂ મેણુ" (વ્યુત્પત્તિ ?) **માર્યો ચલાવ્યો**=મારો ચલાવ્યો. **કાતરીઆં**=લાકડાનાં વાંકાં નાના પશુ પક્ષીને મારવાનાં હથિયાર–કડી પ્રાંતમાં ઠાકરડા લોક રાખે છે. **રતોવાઈ**=( **रात्रिपात:** ) રાત પડતાં–( મૂળ અર્થ ) હાલ "રાત્રિ હોય ત્યાં સુધી–અજવાળુ થતાં સુધી". **હેવાલ**=અહેવાલ (શુદ્ધ) વૃત્તાન્ત. **વહારે**=મદદે (વ્યુત્પત્તિ માટે જુઓ 'પંચદંડ'નું ટિપ્પણ.) **આલ્હ ને ઉદૈ**=એ મંત્રી: એક રાજ્યકારભાર કરતો; બીજો સેનાધિપતિ હતો.

**પ્રકરણ ૯ મું—અકર્તવ્ય**=છોડેલા રાજ્યને માટે મોહ રાખવો, સંન્યસ્ત દીક્ષા લીધા પછી સાંસારિક ઉપાધિમાં પડવું, તથા ક્રોધના આવેશને વશ થવું, એ અકર્તવ્ય. **દૌહિત્રે**=આ શબ્દ સઘળે ખોટો વાપર્યો છે. શુદ્ધ શબ્દ "દૌહિત્ર" જોઈએ. **ઝાળ=જ્વાલા**—અગ્નિ. **ચેષ્ટા**=મશ્કરી. **પૃથક્શય્યા**=નોખી પથારી—વસ્તુસ્થિતિ ગમે તેમ હોય, પણ તેને વિધિવાક્ય માફક પાળવું જોઈએ. **આરો=(अवतारक:)** સ્થાન. (મૂળ જળાશયમાં ઊતરવાનું) **માધવ**=આ નામ સાંભળતાં કર્ણધેલાનો આધવ યાદ કરવો. **અવિનય="विजयाद्राज्यम्"**નું આ પરિણામ તો ન હોય? **ઘર ફૂટ્યે ઘર જાય**=ઘરઘરના, કોમકોમના, અને રાષ્ટ્રરાષ્ટ્રના લોકો માંહોમાંહે લડે અથવા સામાવાળાઓને મળી જાય તો ઘરની, કોમની, કે રાષ્ટ્રની ખુવારી થાય છે. "કુહાડીમાં હાથો ભળે તોજ ઝાડી કપાય" તેના જેવું કાંઈક આ છે. **વત્સલતા**=આ શબ્દ યોગ્ય નથી: માબાપને છોકરાં પ્રત્યે વાત્સલ્ય હોય છે. એટલે 'પિતૃભક્તિ' શબ્દ તેને બદલે જોઈએ. **સંસારીઓ અપ્સરા જોડે**=આ કવિકલ્પિત વાત જાણમાં છે, પણ વૈરાગીઓ લડાઈથી પરમપદ પામે, એ શાસ્ત્રમાં નથી, તેમ કવિની કલ્પનામાં પણ નથી. છતાં તેને 'અકર્તવ્ય' કહેનાર લેખક વધાવી લે, એ લડાઈનો રંગ જમાવવા માટેજ. ભાવનાનો વિરોધ હોવા છતાં આવું વર્ણન કરવું તે ઉચિત તો નથીજ. **સુરવાળ-વાળો**=તાતારખાનના સૈનિકો. **વીરકચ્છવાળા**=પૃથુરાજના સૈનિકો. **ભગવી લંગોટીવાળા**=જોગીબાવાઓ. 'દહિમો' ને બદલે 'દાહિમો' જોઈએ. **આશય**=હેતુ. **પામી**=જાણી. **લોહીનો કાદવ થયો**=લોહી બદલાઈને કાદવ બનાનો નથી, પણ રણભૂમિની રેતમાં સૈનિકોનું અતિ લોહી પડવાથી રેતનો કાદવ થયો. (ત્રીજી અર્થે છઠ્ઠી) **ચડસ**=હઠ. **પ્રેક્ષણીય**=જોવા લાયક. **જળસોઈ=(जलशय्या)** જળમાં મડદાં નાખવાની ક્રિયા. **અપરોક્ષ**=' પ્રત્યક્ષ ' અર્થ થાય. દાદાના દિલને ન દુભાવનાર પોતાના રાજાની આગળ આવો કટાક્ષ કરવાની બીજા હિંમત ન ધરે, પરોક્ષ રીતે કટાક્ષ કરે, એટલે 'પરોક્ષ' શબ્દ વ્યાજબી લાગે

છે. પરિતાપક=સંતાપકારક. 'વાવ્યા' ને બદલે વેર 'વાવ્યા' જોઈએ (પ્રેસની ભૂલ).

**પ્રકરણ ૧૦ મું**—આ પ્રકરણને પૃથુરાજરાસામાં છેવટે આપેલું છે, એટલે પ્રક્ષિપ્ત જણાય છે; છતાં સંબંધ બરોબર છે, કારણ સમુદ્ર-શિખરગઢથી આવી, શાહને પકડી પછી પૃથુરાજ મહોબે જાય છે. આ પ્રકરણના ૮૨૮ છંદ છે. ત્યાર પછી રાસો પૂરો થાય છે. આ ભાગને 'મહોબાસમય' કહ્યો છે, અને તે જાતેજ પૂર્તિ જેવો છે. આ લડાઈ ઈ. સ. ૧૧૮૨માં થઈ (ઐતિહાસિક બીના).

**હીર**=જવાહીર-શૌર્ય-માલ. **અંતર્વેદ**=પાછળ જુઓ. **મેવાત**=મેવાડ. (**मेदपातः**) **અદાવતીઆ**=શત્રુ. **ચુગલીખોર**=ચાડિયા-કાન ભંભેરનાર. **વહાર ખાધી**=મદદને વાસ્તે બુમ મારી. **ચડી જવું**=ગુસ્સે થવું. **રાજા જયચંદ્ર અને.........ઠેલશે નહિ**=વેર અગ્નિની જ્વાળા માફક અતિવિસ્તારી અને ભયંકર પરિણામ લાવે છે. એ જણ વચ્ચેના વેરનો કેવો લાભ લેવાય છે, તે અહીં જણાય છે. **પરમાલપુત્ર**-બ્રહ્માજીત. **પિથલ**=પિથ, પિથલ, દિલ્લી-પતિ, વગેરે સંજ્ઞાઓ પૃથુરાજની. બ્રહ્માજીતનાં ટેક, અને રાજનીતિ વખાણવા લાયક છે. **હાડોહાડ**=(**अस्थि+अस्थि**) હાડકાં સુધી-ઊંડી અસર થઈ. **વેતસનો વેલો**-આ વેલો નથી, પણ છોડ-રોપો છે. નદીમાં પૂર આવતાં તે નમી જાય છે, તેથી ત્યાંનો ત્યાં રહે છે; મોટું ઝાડ નમતું નથી, માટે જડમૂળથી ઉખડી પૂરમાં તણાઈ જાય છે. આ વેતસની વૃત્તિને (નમતુ આપવાની) વેતસી વૃત્તિ કહે છે. **ખપી જવું**=(**क्षपित**) મરાઈ જવું-કામ આવવું. **જવાબ દેવો**=સામે થવું. **મહેતલ** તૈયારીની મુદત. **બીલ**=પિયુ-બીજુપણું. **પ્રસન્ન કરી**=મહા શૌર્ય બતાવ્યા કે?. **દસોંદી**=દસુંદ લેનાર. **દસુંદ**=હાપુ. **આ લોક સાધી ગયા**="આ લોક" એ શબ્દ છે. પૃથ્વી ઉપર પોતાનું કામ શૌર્યથી કરી મરાયા માટે. **ખલીનો**=લખોટા-બીડેલો કાગળ.

**ગુણુ આડે આવવો**-તેમના ગુણો હોવા છતાં તે ગુણોની કદર દેશ-વટો દેતાં ન કરી. **અખતિયાર**=સત્તા. **શિરપેચ**=પાઘડીમાંની કલગીઓ. આ આનંદ તે પ્રજાનો ખરો આનંદ. **રથી**=રથમાં બેસી લડનાર. દશહજાર શત્રુ સાથે એકલો લડે તે મહારથી. **રણુસ્વયંવર**=અપ્સરાઓનો સ્વયંવર. **પુલક**=રોમ-લોમ. "કુટિલ" "ભ્રૂ"નું વિશેષણ. **આલોક**=દેખાવ. ચિત્રપટ. **મારા કંકણુની ભાતવાળા**=સતી થવાની ત્વરા સૂચવે છે-વિયોગ અસહ્ય જણાય છે. છેલ્લા મેળાપ વખતે કંઠે નાખેલા કરનાં **કરવલયના** કંઠમાં પડેલા ખાડા પૂરાય અને અપ્સરા વરમાળ આરોપે તે પહેલાં તો મને આવી જાણો. **ગુલાબ છડી**=ગુલાબના ફૂલની બનાવેલી ન્હાની લાકડી-છેલ્લી મૃદુ ભેટ. **ઉંદલ**=ઉદો-ભાઈ. **શીખ**=અહીં 'રજા'. **વિમુખ**=પરાંઙ્મુખ. અવળું મ્હોડું કરીને. (વિગત છે મુખ જેનું-બહુવ્રીહિ) **ચાલીને**-ચાલી ને. 'ને' ઉભયાન્વયી અવ્યય છે. **શબ્દાયમાન**=ગર્જિત. જયચંદ્રનો ભત્રિજો, વીરચંદ્ર. શશીવ્રતાનું વેવિશાળ આની સાથે કર્યું હતું, જયચંદ્ર સાથે નહીં, એમ નોધપોથીમાં છે. **દાદુ જાદવ**='જાદવ' કુલવાચક શબ્દ. **બેરુ**=બીલુ-બીરુ. **સંહાર**='ધાણ' શબ્દ લેખકના મનમાં હોય તેમ લાગે છે. **પૂર**=વલણ-વહેણ. **કામ આવવું**=ખપી જવું. **અકીર્તિકર**=માનહાનિ કરે તેવું. (શબ્દ ગીતાનો છે) **યમસદન**=યમરાજાનું ઘર-નર્ક. આનતાઈ ચૌહાણની વાત આગળ પુસ્તકમાં છે. **હાથો**=પૂઠ-મદદ-આર્શીવાદ. **કહાડો ઘેર ન હોવો**=નશીબ પાધરું ન હોવું-વિધિ વાંકો હોવો. **ઓર**=અવર્ણનીય રીતે. (**अपर-अवर-अउर** ઓર.)

**પ્રકરણુ ૧૧ મું.**—**ટકોર સાથે**=અન્ય રાજ્યને ટકોર -મારી પરાજિત કરી. **સોમેશ્વર સાંભરતો**=સોમેશ્વરને ભીમદેવે માર્યો તે વાત. **નરવ્યાઘ્ર**=નર વાઘ્ર જેવો (કર્મધારય) વાઘ જેટલો બળવાન્. **અવિનય**=મોટાના દેખતાં ન્હાનો મૂછ પર હાથ નાખે તે અવિનય-અગર ચૌહાણ જેવા વિજયી રાજાની સભામાં ગુર્જર નરેશનો અપરાધી શૌર્ય દાખવે તે. **પાટી ઉપર ધૂળ નાખવી**=અહીં જોષ જોવા. **ઉઘલાતા**

=ઉછળતા. (उद्गृहीत) **હેરલોક**=બાહિર ! **ચારલોક**=જાસુસો. જુઓ "**राजानश्चारचक्षुषः**" **પ્રણિધિ**=ચારલોક. **આંતરડામાંથી**=આગળ આવ્યું છે. **સાબરમતી**=દિલ્હીથી પાટણ આવતાં શી રીતે આવે તે જણાતું નથી. **અનુમોદન**=અનુમતિ–સંમતિ. **હાથકંકણને આરસીની શી જરૂર છે**=હાથનાં કંકણ જ જેનાં એવાં હોય કે મુખ જોઇ શકાય તો પછી ખૂણામાં પડેલી આરસી ઊઠીને લેવા જવાની શી જરૂર ? અહીં–જ્યારે આપણા પરાક્રમનો નિર્ણય કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે ત્યાં થૂંક ઊરાડવાની શી જરૂર ? **વચનનુ યુદ્ધ**=થૂંક ઊરાડવું. **ઝેર રેડતો**=અંગ્રેજી ભાષાની અસર. **આંબળો** વળ–આમળો દંશ. **લોથો**=(लोष्टः) મૃતવત્ શરીર. **છેટાં**='છેટું'નું બહુવચન. અર્થ એકવચનનો. **સંકીર્ણ**=ભરાઈ ગયલા ( Thronged ). **ભુતાવળ**= ( **भूतावलि** ) ભૂતનાં ટોળાં. **રણ વાળ્યું**='રણ'નો અર્થ 'રણક્ષેત્ર' લઇએ તો તેણે 'રણ રાખ્યુ", એમ અર્થ લેવો પડે; પણ તે„મરાયો એટલે 'રણ રાખ્યુ' ન કહેવાય. માટે 'ઋણ'નો વિકૃત શબ્દ ગણી 'ઋણ વાળ્યું,' એમ અર્થ ઠીક લાગે છે; કારણ પાછળના પરિચ્છેદમાં "ઋણથી મુક્તિ મેળવવા લાગ્યા" એમ છે. **અંટસ**=વૈરબુદ્ધિ–દ્વેષ. **વિદ્યુત્**=વીજળી શાથી થાય છે તેનું કારણ અહીં છે. **તેમની**=પોતાની. **દૈવે**=નશીબે–વિધિએ. (મૂર્તિમંતરૂપે) **લાલચોળ પુષ્પવાન** ક્રોધ સૂચવે છે **તેજ જિત્યા**=સ્વર્ગે ગયા, કારણ પછી લડાઈ બંધ થઇ. **એકજ ડગલુ**=એટલે તુરત મરણ, પછી સ્વર્ગ. સ્વર્ગ મળે એટલે ત્રણે લોકનો તેમાં ભોગ. **ઘડી**=કલાક. **ઝાલર**=ઘડિઆળ (Gong). **જ્યાં પુનર્જન્મનું બંધન**=પ્રારબ્ધને લીધે જન્મ–પ્રારબ્ધ પૂરૂ થતાં મરણ. **અપ્સરાઓ આગળ ધશી**=સ્પર્ધા સૂચવે છે. દરેક લડાઇને પ્રસંગે તે નવરી થતી જણાય છે. **કવેળાએ**=ન્હાની ઉમરે. ( Premature death ) **ચંદના કહેવાતા રાસામાં**=તેમાં ઘણો ભાગ પાછળના ભાટોએ ઉમેર્યો છે તેનું સૂચન થાય છે. **મુસલમાનોના લેખ**=જૈનોના ગ્રંથોમાં પણ તેનું મરણ ઈ. સ. ૧૨૪૨માં જણાવ્યું છે.

ધારાતીર્થ=લોહીનો પ્રવાહ એજ પવિત્ર નદી, ખરા ક્ષત્રિઓ તેમાં સ્નાન કરે, એમ પ્રાચીન પરિસ્થિતિ હતી. જુઓ "ત્રીજી વાટ શોણિતની સરિતે, હો ! શૂરના સ્નાનનો ઘાટ;" (ન્હાનાલાલ) કર્ણાટકી=નોધપોથી પ્રમાણે પૃથુરાજને તે શી રીતે મળી તે પાછળ જણાવ્યું છે. ચિંટુલી-આગળ સાંભર દેશને માટે આ શબ્દ વપરાયો છે. અહીં સ્તનને માટે વપરાયો છે. કહેતી=કહેવત.

પ્રકરણ ૧૨ મું.—કનોજનું રાજ્ય વિક્રમ સંવત્ પહેલાં... મુખ્ય હતું=ઈ. સ. ૧૦૧૬માં મહમદ ગિઝની તેના ઉપર ચઢી આવ્યો હતો, અને તેને લૂંટયું હતું. ઈ. સ. ૬૩૧ થી ૬૪૩ સુધીમાં હિન્દમાં રહેલા હ્યુનસંગે પણ તેને વખાણ્યું છે. તેના લખવા પ્રમાણે શહેરની લંબાઇ ૩½ માઇલ, અને પહોળાઈ ⅞ માઇલ (કનિંગહામ). ઈ. સ. ૧૪૦ ની લગભગ ટોલેમીએ પણ તેનો નિર્દેશ કર્યો છે. તે ઉપરાંત કુશનાભ રાજાની ૯૯ કન્યાઓના વાયુદેવના શાપથી તેનું નામ કાન્યકુબ્જ પડ્યું, તે વાત પુરાણ પ્રસિદ્ધ છે.

ગણનીય=ગણવા યોગ્ય–મુખ્ય–ગણત્રીનાં. કુસુમપુર=પાટલીપુરને કહેતા હતા. પાટલ નામનું વૃક્ષ હતું માટે તેનાં પાટલ પુષ્પ ઉપરથી. ટોલેમીએ તેને (કનોજને) "કનોકુશે" (City of flowers) કહ્યું છે. કાન્યકુબ્જની ઉત્પત્તિ ધ્યાન રાખવા જેવી છે. દ્રુમ=ઝાડ. પુલિન=રેતાળ. પ્રદોષ=સંધ્યાકાળ. તેમનાં મનમાં='તેમના મનમાં' જોઇએ. દુર્વાસા=મહાક્રોધી–શકુન્તલાને શાપ આપનાર તે પોતે. ચેન=(ચેતના–ચેયણા–ચેણ–ચેન) આનંદ. રૂપગર્વિતા=રૂપના ગર્વવાળી. (તૃતીયા તત્પુ.) ખુંધ=(Hump). સાતમા સૈકામા=હર્ષવર્ધન વગેરેના રાજ્યકાળમાં. કિલ્લાનો વિસ્તાર=ચંદ પાંચ જોજન આપ્યો છે. "विस्तार पंच जोजन लग्गी" હ્યુઅનસંગ પાંચ માઇલ આપે છે. તેનાં પરાક્રમ ગાય છે—

"राज अग्य सज्ज्यौ कम धज्जं। देस देस हुंकारत सज्जं।
इक्क कोटी सूर मद्द द्वासं। नृप अंदेस देस रचितासं।

**थपि हर द्वारपाल चहुआनं। लकुटिय कनक हथ्थ परिमानं।**
**भाय पंग तट हथ्थ समाजं। आनि अप्प चहुआन सुलाजं।**

'પંગુ'–'કમધર્જ્જ' વગેરે રાઠોડ જયચંદ્રનાં નામ છે. **નવાણ**= (**निपानं**) જળાશય. **ષંઢ**=નપુંસક. **સાહાય્ય**='સહાય' (મદદગાર) શબ્દ જોઇએ. **પરોણા**=( **प्राघूर्णकः** ) મહેમાન. **બ્રહ્માવર્ત**=સરસ્વતી અને દશદ્વતી નામની બે દેવનદીઓ વચ્ચેનો કુરુક્ષેત્ર આગળનો પ્રદેશ (મનુ). **દ્વારપાળના સ્થાન પર**=જુઓ પાછળ ટિપ્પણના છંદની ત્રીજી લીટી. હાથમાં સોનાની લાકડી આપી ચહુઆણને દ્વારપાળનું કામ સોંપવામાં આવ્યું હતું. **વિહાર**=બિહાર. કનોજ ને બિહાર અંતર્ગત. **પરોક્ષ**= આડકતરી રીતે અથવા તેની ગેરહાજરીમાં. **સહેલથી**=(**सहेला**) **હેલા**= તિરસ્કાર–મશ્કરી (હેલાસહ) રમતમાં–સ્હેજમાં. જુઓ 'હેલામાંહણું." ( **हेड़ अनादरे** વૈદિક ) **તોલન**=સ્થિરતા–નિશ્ચલતા. **સુખારામ**=સુખ અને આરામ (દ્વં.) **માતાના લોહીનો**=સગી માના જણ્યા ભાઇનો. **જેમ જેમ વખત જતો જાય છે**=જુઓ "દુ:ખનું ઓસડ દહાડા." **શોકશમનક**=શોક શમાવનાર. **વર્તમાન**=હકીકત–વૃત્તાન્ત.

**પ્રકરણ ૧૩ મું—સ્થાણ્વેશ્વર**=હર્ષવર્ધના વડીલોની રાજધાની– કુરુક્ષેત્રની ભૂમિ પાસે આવ્યું. શ્રી કણ્ઠજનપદની તે રાજધાની હતું. પુષ્યમિત્રે ત્યાંની ગાદી સ્થાપી હતી. તેના વંશજ હર્ષવર્ધને સાતમા સૈકામાં ગાદી કનોજ આણી. **અજંપો**=ચિંતા–વ્યગ્રતા. **મહમદ**= મહમદ ગિઝની. રાજ્યકાળ (૯૯૮–૧૦૩૦) તે સોમનાથની સ્વારી વાસ્તે ઈ. સ. ૧૦૨૩ના ડીસેમ્બરમાં ગિઝનીથી નીકળી ૧૦૨૪ના માર્ચમાં સોમનાથ આવ્યો. **સિકસ્ત**=શિક્ષા. **સને ૧૧૯૧માં**=ઐતિહાસિક બાબત. ફરીથી ૧૧૯૨માં આવ્યો. તેમાં પૃથુરાજનું મરણ. **મહોદ્યમ**-મોટો ઉદ્યમ–ભારે વિગ્રહ. ( કર્મધારય ) **સમયોચિત**=સમયાનુકૂલ–સમયને ઉચિત (ષષ્ઠી તત્પુ.) **શાહનામા**=ફારસી ભાષાનું ઇરાનના રાજાઓની હકીકત આપતુ પુસ્તક. એક તૂક દીઠ એક સોનામહોર કવિને આપવાની

ખરતે લખાવેલું પુસ્તક. કર્તા ફીરદોસી. સોનામહોરને બદલે રૂપામહોર આપવા માંડી. કવિએ ન સ્વીકારી.

**ઉંબાડીઆં**=મશાલો. **ગોલંદાજો**=ગોળા ફેંકનાર–તોપચી. **તાલ**=અનુકૂલ પ્રસંગ–સવડ–મોખ. **પૃથુરાજનો તપતો સૂર્ય**=ચામુંડરાયના ઉપરનો દ્વેષ અને કૈમાસવધ તેની પડતીનાં સાધન નીવડ્યાં. છેવટના યુદ્ધમાં આ શૃંખલાબદ્ધ ચામુંડરાયે લોઢું ન ઝાલવાની પ્રતિજ્ઞા લીધેલી હોવાથી અણીને પ્રસંગે પૃથુરાજ તેની મદદથી વંચિત રહ્યો. અને વળી તેમાં પૃથુરાજની હઠે પૂર્તિ કરી. **કાનના કાચા**=પૃથુરાજ જેવો કાનનો કાચો તેવોજ તેનો દાદો અનંગપાળ પણ હતો, તે આપણે આગળ જોયું. કેવી રીતે કાન ભંભેર્યા તે સંબંધી ચંદ લખે છેઃ—

**"आज राजगज मारि। कालिह बंधे फिरि लेगा॥**
**राजनीति नन होइ। स्वामि अग्या तजि बेगा॥"**

બેડી ચામુંડરાય જાતે પહેરે છે. તે વખતે કવિ ચંદ લખે છેઃ—

**"यों अग्या प्रथिराज की। मन्नी दाहिम इन्द॥**
**ज्यों सुनि मंत्रह गारडी। मानत आन फुनिंद॥"**

**પ્રકરણ ૧૪ મું.—બિહારીલાલ**=પાઠ્યપુસ્તકનો છેલ્લો દુહો જુઓ. પૃથુરાજ વારંવાર મૃગયા રમવા જતો, અને જોગિનીપુર (દિલ્હી)નો કારભાર મંત્રીને સોંપતો, એટલે મંત્રીને કર્ણાટકીની સલાહ લેવી પડતી. જુઓઃ—

**"तिहि तप आषेटक भमै। थिर न रहै चहुआन॥**
**जोगिनीपुर वर रष्षि कैं। दस सामंत प्रधान॥"**

**પંચમરાગ** અનેક રાગ પૈકીનો 'પંચમ' એક રાગ છે. કોકિલનો રાગ 'પંચમ' કહેવાય છે જુઓ **"कोकिलौ रौति पंचमम"** તે રાગ પાંચ સ્થાનમાં થઇને આવે છે, માટે 'પંચમ' કહેવાય છે, **वायुः**

**समुद्गतो नाभेरुरोहृत्कंठमूर्धसु। विचरन् पंचमस्थानप्राप्त्या पंचम उच्यते॥** (નાભિ, ઉરુ, હૃદય, કંઠ, અને મૂર્ધન્.)

**ઉપવન**=બગીચો. **વાળા**=વીરણના વાળા. **વજ્જની માફક મન થોંટી ગયાં**=જુઓ "**दाहिम्म मिम्यौ इमि दासी सम। षीर मध्य जिम नीर मिलि॥**" **જાતની કુજાત**=જુઓ:-

**"राज चित्त कैमास। चित्त कैमास दासि गय॥**
**नीर चित्त बर कमल। कमल चित्त बर भान गय॥**
**भंवर चित्त भमरीसु। भंवर रत्तौ सुकुसुमरस॥**
**ब्रह्म लोय रत्तयौ। लोय रत्तौ सुअधमरस॥**
**उत्तमंग ईस धरि गंग कौं। गंग उलटि फिरि उदधि मिलि॥"**

**પુરુષનો સંયમ**=ત્યારે એમાંથી વધારે કાચું કોણ? કર્ણાટકીને મહેલે જવાનું રાત્રે બને છે. કૈમાસ સ્ત્રીનાં વસ્ત્ર પહેરી ત્યાં જાય છે "**त्रिय अंबर आच्छादि**" ઇચ્છની દાદર પર ચડતાં તેને દેખે છે. આ વખતે પૃથુરાજનો પડાવ પાસેના વનમાં લશ્કર સાથે હતો. આ વાતનો ભેદ જાણતાં ઇચ્છિની રાત્રેજ દાસીને પત્ર લખી આપી મોકલે છે. રાજાના તંબુમાં લશ્કર ભેદી ચાલી જાય છે, અને નૂપુરઝંકારથી રાજાને જગાડી કાગળ આપે છે. નગરમાં આવતાં ઇચ્છની બન્નેને વિલાસ ભોગવતાં દેખાડે છે. આ જોઈ પૃથુરાજ ઉદ્‌ગાર કાઢે છે:-

**"नीच थान नीचह जनिय। विलसन किति अभग्ग॥**
**सुनहु सरूप सुमुत्ति कर। दासि चरावति कग्ग॥**
**कग कुंवड लीनौ तमिक। अरुचि दान विधि जोय॥**
**चरिय कग्ग तरवर सबै। हंसनि हंस न होइ॥"**

વીજળીના પ્રકાશમાં પૃથુરાજ બાણ મારે છે. બાણ વાગતાં કૈમાસ સમજી ગયો કે બાણતો ગમે તેમ પણ પૃથુરાજનું. તે બોલે છે:-

**"अर्जुनः सायको नास्ति। दशरथौ नैव दृश्यते।**
**स्वामिन् आषेटकं ब्रूहि। न च बानं न त्रयो नरः।"**

સંસ્કૃતભાષા શુદ્ધ નથી, તે આગળ જણાવ્યું છે. રાસા પ્રમાણે કૈમાસના મરણની વાત ગેરહાજર માણસો પૈકી કવિ ચંદ એકલો પોતાની દિવ્ય ચક્ષુથી જાણે છે. બીજું કોઈ જાણતું નથી, કારણ સવારમાં દરબાર ભરી રાજા ચંદને પૂછે છેઃ—"**कहहि कहां कैमास ॥**" કવિ પ્રથમતો સંકોચ કરે છે, પણ રાજાની હઠથી ચંદ જવાબ દે છેઃ—

**"सेस सिरप्पर सूर तन। जौ पुच्छे न्रप एस ॥**
**दुहुं बोलन मंडन मरन। कहौ तौ कब्बि कहेस ॥**
**होना नत कविचंद सुनि। तूं साचो बरदाइ ॥**
**कहि मंत्री कैमास सौं। कयों मार्यो अप घाइ ॥"**

**છોકરાને શરણ આપો**=કૈમાસના દિકરાને "**राज हांसीपुर दिन्नौ**" હાંસીપુરની જાગીર આપવામાં આવી. **સંયોગિતા અપ્સરા**=રાસાની નોંધ પ્રમાણે સંયોગિતા પૂર્વે અપ્સરા હતી. શિવસ્થાનમાં સુમંત નામનો ઋષિ તપ કરતો હતો. ઇંદ્રે તેનાથી ડરીને એક સુંદરી મોકલી. તેનાથી તે ચલિત થયો, પણ પાછો બદ્રિકાશ્રમમાં તપ કરવા ગયો. ત્યારે ઇંદ્રે મંજુઘોષા નામની અપ્સરાને મોકલી. આ મંજુઘોષા તે બીજા જન્મની સંયોગિતા. તેનાથી ઋષિ ચલિત થઈ મુગ્ધ બન્યા. મર્ત્ય યોનિમાં જન્મવા શાપ આપ્યો.

**પ્રકરણ ૧૫ મું.—બાલુકરાયનો**=તેના મરણનો. **જુન્હાઈ**=નોંધપોથીને આધારે "સમુદ્રને કિનારે રહેલા સોમવંશી રાજા મુકુંદદેવની કન્યા જયચંદ સાથે પરણે છે." આ કન્યાની દિકરી સંયોગિતા. સંયોગિતાનો જન્મ અનંદ સંવત્ પ્રમાણે ૧૧૩૩માં થયો હતો. **સ્વયંવરમાં જવાનો નિશ્ચય કર્યો**=ચંદને શંકા રહે છે કે બહુબોલો પૃથુરાજ ગુપ્તવેશમાં પણ છાનો નહીં રહે ત્યારે પૃથુરાજ કહે છેઃ—**चलौं भट्ट सेवक होइ सथ्थह। जौं बोलूं तो हथ्थ तुम मथ्थह ॥**" ચંદ કબૂલ કરે છે. ત્યાર પછી ઘરમાં રાત્રે દાટેલું કૈમાસનું મુડદું તેની સ્ત્રીને આપે છે, એમ નોંધમાં છે. **उनिहार**=નિશાની. **हस्तो**=પૃથુરાજ તરફ

આંગળી કરી. અંબર માથે નાખ્યું="दिष्षि त्रिपति प्रथिराज। दासि आरोहि सीसपट ॥" પછી ચંદ જણાવે છે કે "विगरत केस पुरुष नहिं अंकिय। प्रथीराज देषत सिर ढंकिय ॥" કર્ણાટકી માથું ઢાંકે છે, એટલે ચંબુવાળો પૃથુરાજ છે, એમ બધાને મન વસ્યું. "कविवर सथ्थ प्रथीनृप आयौ। सो लच्छिन बरदासि बतायौ ॥" કવિ ચંદ તુરત સંજ્ઞાથી ટકોર મારે છેઃ—
"करि बल कलह स मंत्री मार्यौ। नहि चहुआन सरंन बिचार्यौ॥ सेंन सुबर कहि कवि समुझाई। अब तूं कलह करन इहां आई ॥"

ગંગાના કિનારા પર=સંયોગિતાને ત્યાં રાખવાનું કારણ માત્ર તેની પૃથુરાજ ઉપરની અનન્ય પ્રીતિ જુઓઃ—

"जौ तन मध्ये सास। मोहि संभरियनाथ पति ॥
कै कुआंरपन मरौं। धरौं फिरि अंग पहुमि पर ॥
तो राजा प्रथिराज। आन मन इंछ नहीं बर ॥"

આને પરિણામે—

"तब झुकि पंग नरिंद ने। तट्ट गंगा किंय ग्रेह ॥
कै बुड्डवि जल मझि परै। कै नैन निरष्षै देह ॥"

લાઘરી=ખોટાં વચન આપવાં-લાંબી લાંબી વાત કરવી. बिन स्वाति सब धूर ચાતક સ્વાતિ નક્ષત્રના મેઘના બુંદ વાસ્તે તલસે, એ તો પ્રીતિનો "आन्तरः कोऽपि हेतुः" સૂચવે છે. cf. "हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ॥" (ભવભૂતિ.) રાવણ કોટવાળ= સોજતપુરનો વતની હતો. જયચંદ્ર પોતે પૃથુરાજને તંબુએ આવે છે, એમ ચંદ જણાવે છે, અને તંબુએ પાન આપતાં પૃથુરાજ એટલા જોરથી પાન તેના હાથમાં મૂકે છે કે જયચંદ્રના હાથમાંથી લોહી નીકળે છે. જુઓ.

"पानि प्रथीपति दब्बियौ। श्रोन चल्यौ नष संग ॥"

**પ્રકરણ ૧૬ મું.—માંસલ**=માંસથી ભરાવદાર (Muscular) **અંગીય**=અંગાળાના ઢાંકાનું. **સંગેમરમર**=આરસપહાણ જેવા રંગબેરંગી પત્થર. **સર્વાંગ સુંદર**=પ્રત્યેક અંગમાં સૌન્દર્યવાળી. **કૌશેય**=રેશમી. **પદ્મિની**=કમલનેત્રા, ન્હાનાં નસકોરાંવાળી, સ્થૂલસ્તની, ચારુકેશી, કૃશ શરીરવાળી, મૃદુભાષિણી, સુશીલ, ગીતવાદ્યમાં પ્રીતિવાળી, સુસંહત અંગવાળી, અને પદ્મના જેવો ગંધ જેના શરીરમાંથી નીકળતો હોય તેવી સ્ત્રી. (રતિમંજરી) દ્વિઅર્થી પ્રયોગ છે. તે જાતે ઉપર વર્ણવી તેવી પદ્મિની સ્ત્રી ( પદમણી ) તેમજ પદ્મના છોડનો સૂર્ય પ્રત્યે જેવો સ્નેહ હોય છે તેવો પોતાને પૃથુરાજ પ્રત્યે છે. તેને જોઇનેજ પોતે વિકસે છે, માટે તે અર્થમાં પદ્મિની ( પદ્મનો છોડ ). **જંગમલતા**=હિંડતી ફરતી લતા. સામાન્ય લતા જડ–સ્થાવર, પણ આતો બે પગે ચાલે. નાજુકતાનું સૂચન થાય છે. જુઓ "વેલ જાણે હેમની." **ક્ષોદ**=ભૂકો–રજ. **ત્રાછેલું**=ઘાટ ઘડ્યા પછી છોલેલું. ( ચળકાટમાં વૃદ્ધિ થાય છે. तक्ष् ઉપરથી ) **આલેખેલી**=ચીત્રેલી. **ખીલી લીધી**=જડી દીધેલી જુઓ "ચાદર ખીલવી" ( किल् ઉપરથી ) **માછલીઓની ગમ્મત જોઈ**=સંયોગિતા પૃથુરાજને જોવાને એટલી મુગ્ધ બની હતી કે તેણે દાસીને મોતીની થાળ ભરી મોકલી, તે દાસી જ્યાં પૃથુરાજ પોતાના ઘોડાનાં મોતી લેતો હતો ત્યાંજ ઘોડા ઉપરનાં મોતી ખૂટતાં થાળ ધરી ગુપ્ત ઊભી રહી. તે પણ માછલીઓનું દૃશ્ય જોવા મુગ્ધ બન્યો હતો. થાળમાંનાં મોતી ખૂટતાં તેણે દાસીને જોઈ. દાસીએ સંયોગિતાને નીચે રહી બતાવી. રાજા ઉપર ગયો. ગાંધર્વ વિધિથી લગ્ન કરી પૃથુરાજ ચાલતો થયો. "**वरि चल्यौ ढीलीनृपति। सुत जयचंद कुमारि॥**" **ચુંદડી**=પાનેતર. **સપત્ની**=શોક્યઃ **નિદ્રાવશ થયાં**=તેણે સપત્નીનું કામ તો ન કર્યું. **પગરણ**=(**प्रकरण**) શરૂઆત. ક્રિયા–વિધિ. પણ વહુ ક્યાં ? "**इतनौ नृपति पुच्छियै तोहि। परनि मुक्ति सुंदरि इह होइ॥**"

**ચૌહાણની ચડતી**=ચડતી તો હવે થઈ રહી–પણ સંયોગિતાના હરણને માટે જલદી તક આપી.

**પ્રકરણ ૧૭ મું—પ્રતીક્ષા**=વાટ-રાહ. **શુક્લાભિસારિકા**=(**अभि+सृ**) પૂર્ણિમાની રાત્રિ એટલે શુક્લ. શુક્લ રાત્રિમાં પોતાના પ્રિયતમ પાસે જનાર સ્ત્રી શુક્લ વસ્ત્ર પહેરે, કારણ તેથી દેખાઇ ન જાય. રાત્રિ કૃષ્ણ હોય તો અભિસારિકા કાળાં વસ્ત્ર પહેરે. **ત્યાગી**=કહેરકંઠીર. **રથાંગના**=ચક્રવાકી. **જયચંદ્રની સામે થવા તેમણે તૈયારી કરી છે**=આ સાંભળતાં સંયોગિતા પોતાના બાપના બળનું વર્ણન કરે છે:—

**"करंत पंग पयान । षेह उड्डुत रवि लुक्के ॥**
**मधुरै जल पुट्ठेसु । पंक सरिता सर सुक्के ॥**
**पानी ठाहर षेह । पह उड्डुती विराजै ॥**
**बर पयान छावंत । भान सिर पट्ट कविज्जै ॥**
**दिगपाल कंपि हलि दसो दिस । सेस पयानौ नहि सहै ॥**
**बर ब्रपति सीस ईसं सु सुंनि । भौ पंगुर तातें कहै ॥**

ગોઇન્દિરાય જવાબ દે છે:—

**"जद्दपि बहुत्त गोमाय गन । तद्दपि ब्रग्गपति नह डरै ॥**
**मम संकि चित्त चिंता न करि । पहुचाउं दिल्ली घरै ॥"**

હાહુલીરાય હમીર કહે છે:—

**"हाहुलि राव हमीर कहि । सुनि पंगानी बत्त ॥**
**एक भिरै असि लष्ष सों । सो भर किम्मि भाजंत ॥"**

સંયોગિતા કહે છે:—

**"चालंत सेन विजयपाल सुअ । पहुमि भार फनयनि मुरिय ॥**
**कह होइ सूर सामंत हो । पंग सु दल बल उप्परिय ॥"**

ચંદપુંડીર કહે છે:—

**चवै चंद पुंडीर इम । कह बलं कथ्थहु पुब्ब ॥**
**पंग पंग पग नरिंद कौ । जग्य विधवंस्यौ सब्ब ॥"**

બીહારાય, કન્હ, રામરાય, આલ્હન કુમાર, વગેરે પોતાના બળનું વર્ણન કરે છે ત્યારે સંયોગિતા દૈવગતિ સંબંધિ બોલે છે. "**भास्वानु दैष्यति**—" એ શ્લોકનું પ્રતિબિમ્બ છે.

**"तब कहंत सजोगि। इक बन मज्झ सरोवर॥**
**तहं पंकज प्रफुल्लि। सरस मकरंद समोसर॥**
**आय इक मधुकरह। तथ्थ विश्रामि गुंजारत॥**
**रैंनि प्रपत्तिय तास। रह्यौ मधि भंवर विचारत॥**
**है है बिसित जामनि सबै॥ तबै गमन इह बुद्ध किय॥**
**बिनं प्रात होत विधि इह करिय। से कलिका गजराज लिय॥"**

**રોશન**=પ્રકટ-પ્રકાશિત. જુઓ 'રોશની'. "**प्रगट्ट करहु हम कीन॥**" મારૂં પરાક્રમ પ્રગટ કરો, એવો પૃથુરાજ આગ્રહ કરે છે, ત્યારે ચંદ સલાહ આપે છે:

**"कहत भट्ट दल विषम है। तुहि दल तुच्छ नरिंद॥**
**परनि पुत्ति जैचंद की। कर हि जाइ ग्रह नंद॥"**

લશ્કરમાં થઈ જવાય તેમ ન હોવાથી ચંદ અંતરિક્ષ માર્ગે ખબર આપે છે. ખોટા અભિમાને પૃથુરાજને સખ્ત ફટકો માર્યો. તેના ઉગરેલા સામંતો ખપી ગયા, અને વનના એકલ વૃક્ષ જેવો અટુલો બન્યો. પરિણામે છેલ્લી લડાઈમાં પાયમાલ થયો. **વાકદાન=વાગ્દાન**=વાણીથી કન્યાદાન-વિવાહ. એક દિવસ પસાર થતાં ચંદ સલાહ આપે છે કે બન્ને દંપતીએ જેમ બને તેમ જલદીથી ઘર ભેગા થવું.

**"जितं नलिनीं तितं नीरं। जितं नलिनीं जलं तितं॥**
**जतो गृहं ततो गृहिणी। जत्र गृहिणी ततो गृहं॥"**

**મોર પિચ્છથી લાજ ઢાંકનાર**=નમતવ મોરનાં પીછાંથી ઢાંકતા જુઓ:—

**"रिषि सरूप सबह धुजिय। अति बल पिच्छ कहंत॥**
**वैरागी मायां रहित। किंमि सेवै जयचंद॥"**

પુત્રી આવી-પુત્ર આવ્યો=तिहिं उर पुत्री जाइ। पूत्र करि कहि वधाइय ॥" અત્યાર સુધી "एक उन पंचास" ૪૯ સામંતો કામ આવી ગયા. છેવટે ચંદ પૃથુરાજને સમજાવે છે, તેની પ્રશંસા કરે છે, અને ઘેર જઈ આનંદ કરવાની સલાહ આપે છે:—

"समौ जानि कवि चंद कहै। प्रथिराज राज मुनि।
आंदि क्रम्म तैं करें। ताम्नको सकै गुनिक गुनि॥
सेस जीह संग्रहै। पार गुन तोहि न पावै॥
तैं जु करिय पहु पंग। मिलिय आरनि थर सावै॥
नन कियौ न को करिहै न को। जै जै जै लछी तरुनि॥
ग्रिह जाइ अप्प आनंद करि। चढै कित्ति सब लोग पुनि॥"

સધન=નોધમાં "કન્હનો ખવાસ છગ્ગન બહુ પરાક્રમ બતાવે છે. અંતે મરાય છે." એમ છે. છપ્પયમાં ઘણો ફેર છે.

જયચંદ ત્યાંથી પાછો ગયો=મંત્રીઓની સલાહથી. જુઓ-

"इह कहि परदच्छिन फिरिय। नमस्कार सब कीन॥
दान प्रतिष्ठा तू अवर। मैं दिल्ली पर दीन॥
चढि चहुआन दिल्ली रुषह। उडी दुहुं दल षेह॥
छंडि आस चहुआन पहु। गयौ पंग फिरि ग्रेह॥

(પંગ=જયચંદ્ર) છેલ્લા કવિત્તની ભાષાજ અર્વાચીન છે.

પ્રકરણ ૧૮ મું.—એક વર્ષમાં પૃથુરાજરાસા પ્રમાણે નથી. "संवत संभ पंचासमेक। पष स्याम" અનંદ સંવત્ ૧૧૫૧ માં કનોજ સંયોગિના વાસ્તે જાય છે. અને ઘોરીને હાથે પકડાવાનું, અને કેદમાંથી કાઢી તખા વિંધવાનું કામ "संवत अट्ठावन माघ मास। अनसित पष्ष रत्तमी सुभास॥" આનંદ સંવત્ ૧૧૫૮ એટલે વિક્રમ સંવત્ ૧૨૪૮ના માઘ માસની વદ ૧૦ ને રોજ થાય છે. માઘ માસનો કૃષ્ણપક્ષ એટલે ઈ. સ. નું નવીન વર્ષ બેઠું, એટલે ૫૬ વર્ષ

બાદ કરતાં તેના મરણની ઐતિહાસિક સાલ (૧૨૪૮–૫૬) ૧૧૯૨ ખ્રીસ્તાબ્દ આવે છે. એટલે વચ્ચે (૧૧૫૮–૧૧૫૧) ૭ વર્ષનો ગાળો રહ્યો, પણ આ શાપ લગ્ન પછી ૭ વર્ષે પણ થયો હોય; તુરતજ થયો, એમ માનવાને કારણ નથી. **લોલુપ**=લાલસાવાળાં–તરસ્યાં. **સંભાર**= સામગ્રી. '**गोरी**' શબ્દમાં શ્લેષ છે. (૧) ગૌરી–સુંદર સ્ત્રી. (૨) ગોરી–ઘોરી. **શત્રવિધ્વંસ**=શત્રુનો નાશ. ખપ્પા. ( જુઓ કાવ્ય–મણિલાલ ) **ગળગળો**=(**गद्गदः**) રડવા જેવો. **વંઠયો**=(**विनष्टः**) ચળી ગયો– શત્રુ પક્ષમાં ભળ્યો. **આસવ**=નીશો ચડાવે તેવું પાન. દારૂ, વગેરે. જુઓ દ્રાક્ષાસવ **ધાતુપુષ્ટ ઓષધો**=જુઓ "વાજીકરણ." **ઉપચાર**= પ્રયોગ–ઇલાજ. **નિર્વેદ**=ખેદ–વૈરાગ. પૃથુરાજનો સંયોગિતા સાથેનો વિલાસ વર્ણવતાં ચંદ લખે છે:–

**"इन विधि विलसि विलास असार सु सार किय ॥**
**दै सुष जोग संजोगि प्रिथी प्रिथीराज प्रिय ॥**
**ज्यौं रति संगम मारन जानैं रयन दिन ॥**
**केतकि कुसुम लुभाय रह्यौ मनुं भ्रमर मन ॥"**

તેની સાથે વિલાસમાં એટલો લીન થયો કે "**जानै न राज अस्तम उदय**" રાજાને અંધની માફક રાત્રિ દિવસ એકરૂપ થયાં, અને બીજી રાણીઓ અદેખાઈ કરવા લાગી.

આ શોક્ય (**सौंति**) ના સાલનું વર્ણન ઇચ્છિની પોતાના પોપટને નીચે પ્રમાણે કરે છે:—

**"विष घात सों मन मिलै । और बैर मिट जाइ ॥**
**सौंति बैर अंतर जलनि । दिन पति ग्रीषम लाइ ॥**
**मुष मिट्ठी बित्तां करै । मन में देत सराप ॥ "**

ચક્ષુઃશ્રવાના શાપ સંબંધી વિશેષ હકીકત નીચે છે:—

**" मो द्रिग जिहि दुख दीनं । तास तुम चच्छ कहाई ॥"**

આ પ્રમાણે પૃથુરાજની આંખો ફૂટવાનો શાપ સાંભળી પૃથુરાજ ભયભીત થાય છે, કવિચંદ ઋષિને પગે લાગી અનુગ્રહ યાચે છેઃ—

"तबहि कवि चंद दौरि। विप्र पद ग्रह्यौ विप्र ग्रहि॥
छमि स्वामी अपराध। साध मुनि फुनि उद्धार कहि॥"

ઋષિએ અનુગ્રહ કરતાં કહ્યુંઃ—

"इह ग्रप तोहि दियौ वरदान। तेरेकर मरिहिं सुलतान॥
× ... × ... × ... ×
ग्रप चहुआन रु चंद कवि। अरु गोरी सुलतान॥
इक महूरत में मरैं। इह हम दिय बरदान॥"

**પ્રકરણ ૧૯ મું.—લાકડાની તરવાર**-નામતુંજ શાસ્ત્ર–નિરુપયોગી શસ્ત્ર. હાહુલીરાયના ઘોરીને મળવા સંબંધી હકીકત નોંધપોથીમાં આમ છેઃ–પંજાબના ભાગ સંબંધી પૃથુરાજ અને તેની વચ્ચે તકરાર થાય છે. તેને સમજાવતાં ચંદ કહે છે, **"जो पंचानदि पंच देस। अद्धा अद्ध नष्यौ॥"** પછી બેમાંથી સત્યવાદી કોણ તે સંબંધી નિર્ણય કરવા જાલપાદેવીને મંદિરે જાય છે. કવિ ચંદ પેસે છે, એટલે બારણાં બંધ થાય છે. (શું આ ચંદનું ખોટું બોલવું સૂચવે છે?) હાહુલીરાય શાહબુદીનને જઈ મળે છે. શાહના દૂતને તે નિમકહરામ ઉપર ભરોંસા નહીં રાખવા બલિભદ્ર વગેરે સમજાવતાં કહે છેઃ-

**"तुम मांगे पंजाब। अद्ध पहु ग्राम न मुक्कै॥"** સંતુલપુર પાસે લડાઈની શરૂઆત થતાં પાવસપુંડિર તેનું (હમીરનું) માથું ઊડાવી દે છે. **પાર્શ્વ**=બાજૂ. **સ્રીઆરાજ**=ત્રિયારાજ–સ્ત્રીનું રાજ્ય. પૃથુરાજ મુસલમાન સેનામાં ઘેરાય છે ત્યારે પોતાના કુંડલ ગુરુરામને આપી દે છે, પણ ગુરુરામ તુરંત મરાતાં પૃથુરાજ ઘણો શોકાતુર થાય છે.

"मुओ राम गुरु राज। मंत कासों मिली बुझ्झौ॥
आज मुओ सोमेस। आज कैमासह झुझ्झौ॥

**आज कन्ह गोयंद । सूर सामंत नर सुझ्झौ ॥**
**इह जान दयौ कुंडल करन । हम जान्यौ गुरु जाय घर॥**
**कूरंभ कहै चहुआन सुनि। दुष्ष न कर हि महंत नर ॥"**

પૃથુરાજ પકડાય છે. તેને ગિજની લેઇ જવામાં આવે છે. પકડાતાં ચાંત જાલપાદેવીનું દ્વાર ખૂલે છે. આણી તરફ શાહ પૃથુરાજની આંખ ફોડી ચક્ષુશ્રવાના શાપને સાચવે છે.

પ્રકરણ ૨૦ મું.— એક લક્ષ કવિતો...પુર="**सहस सत्त रुपकं सरस गुन सुंदर बहु वित्त ॥**" "**सहस सत्तह नव शिष उभ**" ૭૦૦૦ છંદ લખ્યા. નોંધપોથી પ્રમાણે કવિના પુત્રનું નામ "**जल्ह**" આપ્યું છે. કવિ દેવીસ્થાનમાંથી પાછો ફરતાં દિલ્લીની સ્થિતિનું વર્ણન કરે છે:—

**"कवि आयौ दिल्ली पुरह । देष्यौ नयर विरुप ॥**
**बिन आभ्रन नरनारि सब । बिना तेज ग्रह भूप ॥"**

ઘેર આવતાં સ્ત્રી તેને બધી હકીકત કહે છે:—

**"गोरी दल नृप संग्रह्यौ । कियौ साह विन नैन ॥**
**सुनत श्रवन धरनिय परिय । हरि हरि हरि मुष जंपि ॥"**

રાસો અઢી માસમાં લખ્યો:—

**"उभै मास दिन अद्ध बर । किय रासौ चहुआन ॥**
**रसना भट्ट सुचंदकी । बोलि उमा परमान ॥"**

પાર્વતીએ પ્રમાણપત્ર આપ્યું. બાકીના રાસા માટે "**बिन अष्षर पुस्तक लयौ**" કોરાં પાનાં લેઈ દેવીની સ્તુતિ કરી એટલે રાસો પૂરો થયો. જલ્હને ભણાવ્યો, અને પોતે "**अप्प मग्ग गज्जन लिय न**" ગિજનીનો માર્ગ લીધો.

સાત તબા કે ઘડિયાળની વાત:—કવિ ગિજની પહોંચે છે. દ્વારપાળ પાસે જઈ પોતાની ઓળખાણ આપે છે. શાહબુદીનને સાંજે

ફરવા જતાં મળે છે. આશીર્વાદ ભણી બિરુદ ભણે છે. શાહ તેને ભીમ નામના ખત્રીને ત્યાં મુકામ આપે છે. જે જે જોઈએ તે ભીમ આપે છે "**जे जे परिकर मंगिय कब्बी। ते ते आनि भीम दिय तब्बी**" હોમ, હવન, જપ વગેરે કવિ કરવા લાગ્યા. બીજમંત્રનો જાપ કરે છે. દેવી પ્રગટ થાય છે. ત્રણે જણનું એક પળે મરણ માગે છે. (ચક્ષુઃશ્રવાએ આપ્યુંજ છે.) તે રાત્રે મુસલમાનના જંત્ર મંત્ર ચાલતા નથી. સવારમાં શાહ કવિને બોલાવે છે. બહુ આજીજી કરતાં પૃથુ પાસે જવા દે છે, પણ દશ હાથ દૂર રહી વાત કરવા સૂચના આવે છે. રાજાને જોઈ શોકાતુર થાય છેઃ—

**"दस हथ्थ रष्षि दिन्नी असीस। सिर नयौ नहीं मने करिय रीस॥**
**चष्ष हीन दुब्बल ध्रपति। दस बंभन रहै पास॥**
**रीस अगनि तन प्रज्जरै। चिन्ता अति हि उदास॥"**

આશીર્વાદ દેવા છતાં રાજા નમન કરતો નથી. છતાં ચંદ વરદાન માગે છે. (તાકવાનું) રાજા જણાવે છે કે પોતે આંધળો હોવાથી તાકી શકે તેમ નથી; છતાં ઘોરી જાતે શબ્દ કરે તો હું તારી માગણી સ્વીકારૂં.

**"सबद प्रगट गोरी कहै। तौं तुझ अप्पौं दान॥"**

શાહ પોતે અવાજ કરવાનું વચન આપે છે, સાત ઘડિયાળો (તખ્તા) ગોઠવાય છે, લોકો તમાશો જોવા ભેગા થાય છે. પૃથુરાજને કેદમાંથી છૂટો કરે છે. અનેક કમાનો ભાગી જાય છે. પછી તેને એની પોતાની કમાન આપવામાં આવે છે. તે વખતે "**उर चंपि चुंबि सिर धरिय न्रप**" પોતાની કમાનને જોઈ તે ઘેલો ગાંડો થઈ જાય છે; પણ પૃથુરાજ કહે છે મારામાં સામર્થ્ય નથી. ચંદ ઉત્તેજન આપે છેઃ–

**"पुरुष बोल इक्कै कहै। बार बार बच दोष॥**
**धरि धीरज मैं प्रथम कहि। साहि बुलाउं मुष्ष॥"**

વળી તે આગળ કહે છેઃ-

"अप्प मरन सब कौ ह्यिये । लज्जी जीय धरंत ॥
संभरेस कवि चंद कहि । बिरले मार मरंत ।"

તે ઉપરાંત ચંદ કહે છેઃ-

"सुरतानह मुह सुबद दै । अरु मिलि हथ्थ कमान ॥
अब मूरष किं सोच मन । समझ संधि चहुआन ॥"

પૃથુરાજ બીજું બાણુ (બે) માગે છે ત્યારે પુસ્તકમાંનો छप्पय ચંદ બોલે છે. સમસ્યાથી સમજાવી દે છે કે સાત તવાને વિંધવાના નથી, એકનેજ (ઘોરી–આઠમો તમો) "इक फोरि संभरी । सत्त फोरै जस नासय ॥" પછી ઘોરી સંકેત પ્રમાણે અવાજરૂપી ફુરમાન દે છે. ત્રીજે ફુરમાને બાણુ છોડવાનું. (આ દરમિયાન શબ્દ કયાંથી, કેટલે ઉંચેથી આવે છે, વગેરે જાણવાનુ).

"भयौ एक फुरमान । बान जोगिनिपुर संध्यौ ॥
सोइ सबद अरु बान । अग्र अविचल करि बंध्यौ ॥
भयौ बियौ फुरमान । तानि रष्यौ श्रवनंतरि ॥
तियौ भयौ अनभयौ । पर्यौ पातिसाह धरंतरि ॥"

પરાકાષ્ઠા–પછી જલદી હઠયોગથી દેહ છોડવા રાજાને ચંદ સૂચવે છે. રાજા તે જાણુતો નથી, એટલે પોતે કટારી કાઢી પેટમાં મારે છે, અને તેજ કટારી પૃથુરાજને પેટમાં મારવા આપે છે. ત્રણે મરે છે.

"छुरिका कविंद झट मज्झथी । कढ्ढि भट्ट कटि सीस अप ॥
ता पिछे चंद बरदाय ने ॥ दइय राज वर हथ्थ ग्रप ॥"

ભવિષ્યોક્તિ પણુ રાસામાં છે, પણુ તેને ઘણા પ્રક્ષિપ્ત માને છે.



"ગુર્જર ભાષાસાહિત્ય પ્રવેશ" નામનું પુસ્તક મે માસની આખરમાં બહાર પડશે. હાઈસ્કૂલનાં ધોરણ ૬–૭માં પાઠય પુસ્તક તરીકે વાપરવા યોગ્ય.

સંપાદક—**ચતુરભાઈ પુ. પટેલ. બી. એ.**

**કિંમત રૂા. ૦–૮–૦.**

---

સુરત–ચઉટાના પુલ પર ટાંકી પાસે ધી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં
**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે** છાપી.